# નિબંધકળા

લેખક

**જયસુખલાલ ઓચ્છવલાલ કાનુગા, બી. એ.,**
**થર્ડયીઅર ટ્રેન્ડ રેંક ફર્સ્ટ, પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ,**
ગુજરાતી સાહિત્ય માટે મહીપતરામ મેડલ મેળવનાર,
રા. બ. ક. પ્રા. ત્રિવેદીનું સંસ્કૃત પ્રાઇઝ મેળવનાર, ચેટ્ફિલ્ડ
પ્રાઇઝ મેળવનાર, વગેરે.

પ્રકાશક

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,**
**બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,**
**નાણાવટ—સુરત.**

**સંવત ૧૯૮૩.** **સને ૧૯૨૭.**

**કિંમત બાર આના.**

# પ્રસ્તાવના

ગુજરાતી ભાષાને શાળાના વિષયોમાં દિવસે દિવસે અગત્યનું સ્થાન અપાતું જાય છે, છતાં પ્રાથમિક અને માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓને સારૂં ગુજરાતી લખતાં શીખવે એવા પુસ્તકની ખોટ છે. એ ઉણપ કંઈક અંશે પુરી પાડવા આ લઘુ પુસ્તક લખવામાં આવ્યું છે.

પ્રાથમિક શાળાનું પાંચમું ધોરણ કે જ્યાંથી નિબંધની શરૂઆત થાય છે ત્યાંથી માંડીને ટ્રેનિંગ સ્કુલના પ્રથમ વર્ષમાં અને માધ્યમિક શાળાના પહેલા ધોરણથી માંડીને મેટ્રિક ક્લાસ પર્યન્તના વર્ગોમાં નિબંધ શીખવવાના પ્રસંગો મને પ્રાપ્ત થયા છે. એ અનુભવને આધારે વિદ્યાર્થીઓનાં જ્ઞાન, શકિત તથા અધિકાર ધ્યાનમાં રાખી આ પુસ્તકની યોજના કરવામાં આવી છે.

નિબંધ લખતાં શીખતા વિદ્યાર્થીઓને બે પ્રકારની મુશ્કેલીઓ નડે છે. એક તો નિબંધના વિષય ઉપર વિચાર કરવાની અશકિત અને પોતાના વિચારો સરળ રીતે દર્શાવવાના જ્ઞાનની ઉણપ. આ બંને મુશ્કેલી દૂર કરે તેવી રીતે આ પુસ્તકની રચના કરવામાં આવી છે.

પ્રકરણો ક્રમિક રીતે ગોઠવ્યાં છે. તેમાંના વિષયોનો ધીમે ધીમે વિકાસ થાય છે. વસ્તુવર્ણન અને ચિત્રવાચનના પ્રકરણદ્વારા વિવિધ રીતે વસ્તુને તપાસી તે ઉપર હકીકત કઢાવી મૌખિક નિબંધનું જ્ઞાન આપવામાં આવે છે. પ્રાણિવનસ્પતિના નિબંધોમાં સામાન્ય વિવેચનનું એક પેટું રાખવામાં આવ્યું છે. વિવેચન અને ઐતિહાસિક રૂપરેખા દોરતા છેલ્લા નિબંધો આ પેટાના વિકાસરૂપ છે. વર્ણનરૂપ નિબંધોમાં ખાસ કરીને સ્થૂળ વસ્તુઓનાં વર્ણન કરવામાં આવે છે. એની પછીના 'હીરાકણી'ના પ્રકરણમાં વાર્તાવિસ્તાર કરવામાં ભાવના અને લાગણીઓનું વર્ણન કરવાનું આવે છે.

પ્રકરણની શરૂઆત વિદ્યાર્થીઓને રસ પડે તેવી રીતે સંબંધ જોડી કરવામાં આવી છે. શરૂઆતમાં નમુનાના નિબંધો થોડા રાખ્યા છે ને લંબાણવાળા મુદ્દારૂપ નિબંધો વધારે આપ્યા છે; પછી વર્ણનરૂપ નિબંધોમાં ઘણાજ ટુંકા મુદ્દાઓ આપી તે ઉપરથી નિબંધ લખી બતાવ્યા છે. છેલ્લા

આપેલા નિબંધોના મુદ્દાઓ એ નિબંધોનું પૃથક્કરણ કરી વિદ્યાર્થીઓએ જાતેજ શોધી લેવાના છે. આ બધું હેતુપુરઃસર કરવામાં આવ્યું છે.

વળી, વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે તૈયાર થતા વિદ્યાર્થીઓ માટે ઉપયોગી થઈ પડે એવી અરજીઓનું એક પ્રકરણ પત્ર–લેખનના પ્રકરણ પછી રાખવામાં આવ્યું છે અને છેડે ભાષાશુદ્ધિ માટે એક ઉપયોગી પ્રકરણ ગોઠવ્યું છે.

નિબંધના વિષયની વ્યુત્પત્તિ સમજાવી નિબંધની શરૂઆત કરવાની રીતનો ઘણે દરજ્જે ત્યાગ કરવામાં આવ્યો છે. ગમે તે રીતે સંબંધપૂર્વક સરળ અને રસિક રીતે શરૂઆત કરવાની જુદી જુદી રીતો આ પુસ્તકમાંથી વિદ્યાર્થીઓને જડી આવશે.

અપરિચિત વિષયો ઉપર નિબંધો ઓછા લીધા છે, તેમજ વનભોજન, રજાનો ઉપયોગ, વર્તમાનપત્રો, વિગ્રહ, સહકારી મંડળીઓ જેવા વિદ્યાર્થીઓને ઉપયોગી નિબંધો ખાસ કરી પસંદ કરવામાં આવ્યા છે.

કોઈ પણ સારા ગ્રંથમાં બે લક્ષણો હોવાં જોઈએ. તે ગ્રંથ રસિક ને બોધક હોવો જોઈએ. શાળોપયોગી પુસ્તકમાં તો આ બે ગુણ અવશ્ય જોઈએ. વાર્તાઓથી માંડીને મોટા નિબંધો સુધી બધા પાઠમાં વિદ્યાર્થીઓને રસ પડે તેવી રચના મેં યથાશકિત કરી છે, તેમજ દરેક નિબંધમાં વિદ્યાર્થીનું જ્ઞાન વધે તેવી હકીકત, તેમને બોધ મળે તેવા વિચારો તથા કોઈક ઠેકાણે મીઠી ટીકાઓ કરી પુસ્તક બોધક બનાવવા મેં પ્રયત્ન કર્યો છે.

નિબંધનો વિષય માત્ર એ વિષય માટે નિર્ણીત કરેલા સમયમાંજ શીખવવામાં આવે તો એ વિષયનું શિક્ષણ ફળીભૂત થતું નથી જણાતું, એ મેં અનુભવ્યું છે. બાળવર્ગમાં બાળક વાર્તા શીખે ત્યાંથી વાચન, શ્રુતલેખન, ઇતિહાસ, વગેરે બધા વિષયમાં શુદ્ધઉચ્ચાર, ભાવપૂર્વક વાચન અને સરળ રીતે વિચાર દર્શાવતાં શીખવવામાં આવે તો વિદ્યાર્થીનું નિબંધ-લેખન ઘણું સુધરી જાય છે.

વળી, નિબંધલેખનમાં શિક્ષક પૃથક્કરણ પદ્ધતિનો ઉપયોગ કરી બાળકની અનુકરણશકિતનો લાભ લે તો નિબંધના પાઠ જલદી સફળ થાય છે. સુરત ટ્રેનિંગ સ્કુલમાં જ્યારે વર્ષની આખર સુધીમાં વિદ્યાર્થીઓનું

નિબંધલેખન મને અસંતોષકારક માલમ પડયું ત્યારે તેમના લખેલા નિબંધો તપાસી એમાંના બે ત્રણ સારા નિબંધો વર્ગ સમક્ષ વંચાવવા શરૂ કર્યા અને દરેક નિબંધને અંતે મારો લખેલો નિબંધ પણ મેં તેમને નમુના તરીકે વંચાવ્યો. આવા બે ત્રણ પાઠ અપાતાં વિદ્યાર્થીઓના નિબંધલેખનમાં અજબ પ્રગતિ થએલી માલમ પડી હતી.

ભાષા સહજ એટલે જન્મ સાથે આવડતી નથીઃ અનુકરણથીજ ભાષા શીખાય છે. મોટા વકતાઓનું મોહક વક્તૃત્વ અને લેખકોનું સુંદર અને અસરકાર લખાણ આ અનુકરણના પરિણામરૂપ હોય છે; માટેજ ભાષાશિક્ષણમાં વિદ્યાર્થીઓની અનુકરણશકિતનો યોગ્ય ઉપયોગ કરવો ઉચિત છે.

આમ પત્રલેખનના પાઠમાં લખેલા પત્રો બાળકો પાસે ભેગા કરાવી અને તેને અભાવે કાળા પાટીઆપર નમુનારૂપ પત્ર લખી વંચાવવામાં આવે તો પત્રની શરૂઆત કેવી રીતે કરવી, અંત કેવી રીતે લાવવો, શબ્દો કેવી રીતે છુટા પાડવા અને પરિચ્છેદ કેમ અને કયાં પાડવા એ બધું વિદ્યાર્થીઓ ઝટ સમજી શકશે.

મે. વકીલ સાહેબે સુરત ટ્રેનિંગ સ્કુલમાં મદદનીશ શિક્ષક તરીકે મને પસંદગી આપી ત્યારે અનુકૂળતા મળતાં મારી જુની નોંધો ઉપરથી મેં આ પુસ્તકની રૂપરેખા સને ૧૯૨૦માં ઘડેલી; ગઈ સાલ સુરતના જાણીતા અને ઉત્સાહી પુસ્તક પ્રકાશક રા. બાલુભાઈએ આવું એક પુસ્તક રચવા મને ભલામણ કરી; રા. સા. ઈશ્વિરલાલ પ્રાણલાલ ખાનસાહેબે મારી નોંધ તપાસી શિક્ષણદૃષ્ટિએ કેટલીક ઉપયોગી સૂચનાઓ કરી અને પરિણામે ગોધરા તેલંગ હાઈસ્કુલના હે. મા. પરીખ સાહેબની છાયા નીચે આ પુસ્તક પૂર્ણ કરાયું. એ ચારે સજ્જનોનો હું ઋણી છું,

છેવટે શિક્ષકો અને શિક્ષણમાં રસ લેતા સજ્જનોને આ લઘુપુસ્તક પર સૂચના કરવા આમંત્રું છું.

સુરત, ગોપીપરું
તા. ૧લી ઑગસ્ટ ૧૯૨૭

લી. વિનીત.
લેખક.

# અનુક્રમણિકા


| | પૃષ્ઠ |
|---|---|
| **પ્રકરણ ૧લું, વાર્તાલેખન** | **૧–૮** |
| લુચ્ચું શિઆળ ... | ... ૧ |
| કીડી ને કબુતર ... | ... ૨ |
| નીમકહલાલ કુતરો | ... ૨ |
| હોશિઆર ન્યાયાધીશ | ... ૩ |
| બુદ્ધિમાન બીરબલ | ... ૩ |
| ઢોંગી શિઆળ ... | ... ૫ |
| કંજુસ ડોસો ... | ... ૫ |
| ચતુર કાજી ... | ... ૫ |
| પોરસ રાજાનો હાથી | ... ૬ |
| કબુતર ને ઉંદર ... | ... ૬ |
| દાઢી કરતાં માથું ઘરડું છે... | ૬ |
| રીંછે શું વાત કહી? | ... ૬ |
| ઊંટ કહે આ સમામાં | ... ૭ |
| એક શરણાઈવાળો | ... ૭ |
| સોદાગર એક ... | ... ૭ |
| **મનોયત્ન** ... | ... ૮ |
| **પ્રકરણ ૨જું, પત્રલેખન** | **૮–૨૨** |
| લખવાની સૂચના | ... ૮ |
| શિક્ષક પર ચિટ્ટી | ... ૯ |
| મિત્ર પર ,, | ... ૧૦ |
| બુકસેલર પર ,, | ... ૧૦ |
| ગાંધી પર ,, | ... ૧૧ |
| ડાક્ટર પર ,, | ... ૧૧ |
| **મનોયત્ન** ... | ... ૧૨ |
| **કાગળો** | |
| પુત્રનો પિતા પર જુની ઢબે | ૧૨ |
| પુત્રનો પિતા પર નવી ઢબે | ૧૨ |
| બે રીતની સરખામણી ... | ૧૩ |
| કાગળમાં વપરાતાં વિશેષણો | ૧૩ |
| પુત્ર પર પિતાનો પત્ર ... | ૧૫ |
| કાકા પર નિશાળના મેળાવડાનો | ૧૫ |
| મોટા ભાઈનો નાની બેનને | ૧૬ |
| નાની બેનનો મોટા ભાઈને | ૧૭ |
| મુસાફરી કરવા નીકળેલા મિત્રનો | ૧૭ |
| **મનોયત્ન** ... | ... ૧૮ |
| **સારામાઠા કાગળો** | |
| લગ્નની કંકોત્રી (જુની રીતે) | ૧૯ |
| લગ્નની કંકોત્રી (નવી રીતે) | ૧૯ |
| મુબારકબાદીનો પત્ર ... | ૧૯ |
| કાળોત્રી (જુવાનનું મરણ)... | ૨૦ |
| કાળોત્રી (વૃદ્ધનું મરણ) .. | ૨૦ |
| કાળોત્રી (નવી રીતે) ... | ૨૦ |
| દીલાસા પત્ર ... | ... ૨૧ |
| સરનામાં ... | ... ૨૧ |
| **મનોયત્ન** ... | ... ૨૨ |
| **પ્રકરણ ૩જું, અરજીઓ** | **૨૨–૩૨** |
| લખવાની રીત ... | ૨૨ |
| ૧ પ્રાથમિક શાળામાં શિક્ષકની નોકરી માટે ... | ૨૩ |

પૃષ્ઠ
૨ છો પકવવા મરડીઆ
ખોદવાની મંજુરી ... ૨૩
૩ જમીન નામે ચઢાવવાની ૨૪
૪ જમીનની માપણી કરાવવાની ૨૪
૫ દસ્તાવેજની નકલ માગવાની ૨૫
૬ તગાવી માગવાની ... ૨૫
૭ સ્ટાંપના પૈસા પાછા
મેળવવાની ... ... ૨૬
૮ ગામનો હવાડો સુધરાવવા
તલાટીનો રિપોર્ટ ... ૨૬
૯ ગામમાં ચોરી થયા બાબત
પોલિસ પટેલનો રિપોર્ટ ૨૭
૧૦ ખાળકુવો સાફ કરાવવા
મ્યુનિ૦માં અરજી ... ૨૭
૧૧ રેલવેમાં માલ ગુમ
થયા બાબત ... ૨૮
૧૨ બંદુકનો પરવાનો માગવા ૨૮
૧૩ ઈન્કમટેકસ કમી કરાવવા ૨૯
૧૪ હડખાયાં કુતરાંના ત્રાસ
બાબત પોલિસ પટેલનો રિપોર્ટ ૨૯
૧૫ હડખાયું કુતરૂં કરડતાં કસૌલી
જવા ખર્ચ માગવા બાબત ૩૦
૧૬ માવઠું થવાથી પાકને નુકસાન
થયાનો તલાટીનો રિપોર્ટ ૩૦
૧૭ કન્યાશાળા ઉઘાડવા ગ્રામ્ય-
પંચાયતના સરપંચનો રિપોર્ટ ૩૧
૧૮ પશુદવાશાળા કાઢવા ગામ
લોકોની અરજી ... ૩૧

પૃષ્ઠ
મનોયત્ન ... ... ૩૨
પ્રકરણ ૪થું, નિબંધનો
પ્રાથમિક પાઠ ૩૩–૩૭
વસ્તુવર્ણન અને ચિત્રવાચન ૩૩–૩૭
૧ ખડીઓ ... ... ૩૩
૨ ચોપડી ... ... ૩૪
૩ હાથી ... ... ૩૫
૪ છત્રી ... ... ૩૫
૫ ઘડિઆળ ... ... ૩૫
૬ ખુરસી ... ... ૩૬
૭ વીજળીનો દીવો ... ૩૬
૮ સ્ટેશન ... ... ૩૬
૯ શહેરમાં ભરાતું હાટ ... ૩૭
મનોયત્ન ... ... ૩૭
પ્રકરણ ૫મું, સહેલા
નિબંધો ... ૩૮–૬૧
લખવાની રીત ... ૩૮
પ્રાણી વિષે નિબંધના મુદ્દા ૩૯
વનસ્પતિ વિષે નિબંધના મુદ્દા ૪૦
ખનિજ વિષે નિબંધના મુદ્દા ૪૦
૧ ગાય ... ... ૪૧
૨ હાથી ... ... ૪૨
૩ કોયલ ... ... ૪૪
૪ વાઘ ... ... ૪૫
૫ ગધેડો ... ... ૪૬
૬ ઊંટ ... ... ૪૭

પૃષ્ઠ

૭ સિંહ ... ... ૪૮
૮ બિલાડી ... ... ૪૮
૯ ઘોડો ... ... ૪૯
૧૦ મોર ... ... ૫૦
૧૧ પોપટ ... ... ૫૦
૧૨ કાગડો ... ... ૫૧
૧૩ ચકલી ... ... ૫૨
૧૪ કીડી ... ... ૫૨
૧૫ મચ્છર ... ... ૫૩
૧૬ આંબો ... ... ૫૩
૧૭ નાળિએરી ... ... ૫૪
૧૮ વડ ... ... ૫૫
૧૯ સાગ ... ... ૫૬
૨૦ વાંસ ... ... ૫૬
૨૧ ગુલાબ ... ... ૫૭
૨૨ તુળસીનો છોડ ... ૫૮
૨૩ લોઢું ... ... ૫૮
૨૪ કોલસો ... ... ૫૯
૨૫ હીરા ... ... ૬૦
**મનોયત્ન** ... ... ૬૧
**પ્રકરણ ૬ઠ્ઠું, કેટલાક વર્ણનરૂપ નિબંધો૬૧-૮૬**
૧ મારૂં ગામ ... ૬૧
૨ દશેરા ... ... ૬૪
૩ વર્ષાઋતુ ... ... ૬૬
૪ શરદ્‌ઋતુ ... ... ૬૮

પૃષ્ઠ

૫ દેશી રમતો ... ૭૦
૬ મુસાફરી વર્ણન ... ૭૩
૭ શરદ્ પૂર્ણિમા ... ૭૬
૮ વનભોજન ... ... ૭૯
૯ જાહેર બાગ ... ૮૨
૧૦ વસંતઋતુ ... ૮૫
૧૧ ગ્રીષ્મઋતુ ... ૮૫
**મનોયત્ન** ... ... ૮૬
**પ્રકરણ ૭મું, હીરાકણી ૮૬-૯૮**
લખવાની રીત ... ૮૬
૧ સ્વાશ્રય ને ગુરુભક્તિ... ૮૭
૨ નિયમિતપણું ... ૮૯
૩ વિનય ... ... ૯૦
૪ સંપ ... ... ૯૧
૫ સોબતની અસર ... ૯૧
૬ સત્સંગ ... ... ૯૧
૭ કરકસર ... ... ૯૨
૮ દયા ... ... ૯૨
૯ ક્ષમા કે અનુકંપા ... ૯૨
૧૦ ખરૂં દાન... ... ૯૩
૧૧ આરોગ્ય ... ... ૯૩
૧૨ ખોટું અભિમાન ... ૯૩
૧૩ સ્વદેશભક્તિ ને દયા ૯૪
૧૪ પરોપકાર... ... ૯૪
૧૫ સત્ય ... ... ૯૪
૧૬ ખુશામત... ... ૯૫

| | પૃષ્ઠ |
|---|---|
| ૧૭ વીર રજપુત માતા... | ૯૫ |
| ૧૮ ક્રોધનું પરિણામ પશ્ચાત્તાપ | ૯૫ |
| ૧૯ સ્વાભિમાન ... | ૯૬ |
| ૨૦ નૈષ્ઠિક સેવા ... | ૯૬ |
| ૨૧ ભ્રાતૃભક્તિ ... | ૯૬ |
| ૨૨ પિતૃભક્તિ ... | ૯૭ |
| ૨૩ વચનપાલન ... | ૯૭ |
| ૨૪ ખરી શાંતિ ... | ૯૮ |
| ૨૫ રાજકુમારીના હીરા... | ૯૮ |

પ્રકરણ ૮મું, કેટલીક કહેવત પર નિબંધો ૯૮–૧૧૭

| | |
|---|---|
| લખવાની સમજુતી | ૯૮ |
| ૧ વિનાશકાળે વિપરીત બુદ્ધિ | ૧૦૦ |
| ૨ પડી ટેવ તે તો ટળે કેમ ટાળી... ... | ૧૦૧ |
| ૩ ઉધમ રાય ને કર્મજ રંક | ૧૦૪ |
| ૪ કરે તેવું પામે ને વાવે તેવું લણે ... | ૧૦૭ |
| ૫ નામ રહંતા......રહંત કીર્તિ.........પડંત | ૧૦૯ |
| ૬ તોડી પર્વત...મહાલે જાણે નિજ...કાળે ... | ૧૧૨ |
| ૭ સત્ય દયા...ચાર ... જેના હૃદયમાં આચાર | ૧૧૪ |

| | પૃષ્ઠ |
|---|---|
| મનોયત્ન ... ... | ૧૧૭ |

પ્રકરણ ૯મું, વિવેચન ને કથનરૂપ નિબંધો ૧૧૭–૧૮૩

| | |
|---|---|
| ૧ ક્રોધ ... ... | ૧૧૮ |
| ૨ વિદ્યા ને વસુ ... | ૧૨૦ |
| ૩ જ્ઞાન એજ શક્તિ છે | ૧૨૩ |
| ૪ ગ્રામ્ય જીવન અને શહેરી જીવન ... | ૧૨૪ |
| ૫ હિંમતે મર્દા તો મદદે ખુદા ... ... | ૧૨૭ |
| ૬ સુખનાં સાધનો ... | ૧૨૯ |
| ૭ વહેમ ... ... | ૧૩૨ |
| ૮ માબાપની આજ્ઞા માનવી ... ... | ૧૩૪ |
| ૯ વાચનનો શોખ ... | ૧૩૬ |
| ૧૦ હવાઈ વિમાન ... | ૧૩૮ |
| ૧૧ લાંબી રજાનો ઉપયોગ | ૧૪૦ |
| ૧૨ દાન ... ... | ૧૪૩ |
| ૧૩ સ્વાશ્રય ... ... | ૧૪૫ |
| ૧૪ દયા ... ... | ૧૪૬ |
| ૧૫ દેશભક્તિ... ... | ૧૪૮ |
| ૧૬ આરોગ્ય ... ... | ૧૫૧ |
| ૧૭ વિગ્રહ ... ... | ૧૫૩ |
| ૧૮ મિત્રતા ... ... | ૧૫૫ |
| ૧૯ સોબત તેવી અસર... | ૧૫૭ |
| ૨૦ વિનય ... ... | ૧૫૯ |

| | પૃષ્ઠ |
|---|---|
| ૨૧ સહકારી મંડળી અને તેના ફાયદા ... | ૧૬૧ |
| ૨૨ વર્તમાનપત્ર ... | ૧૬૪ |
| ૨૩ સ્વચ્છતા... ... | ૧૬૬ |
| ૨૪ દુકાળ ... ... | ૧૬૮ |
| ૨૫ ટેવ ... ... | ૧૬૯ |
| ૨૬ આશા ... ... | ૧૭૧ |
| ૨૭ નજીવી બાબતો ... | ૧૭૩ |
| ૨૮ સ્ત્રીકેળવણી ... | ૧૭૫ |
| ૨૯ સતી થવાનો ચાલ ... | ૧૭૭ |
| ૩૦ પ્રણયની ... પ્રીતિ, પ્રતીતિ...આદરને ... | ૧૭૯ |
| ૩૧ છે વૈધવ્યે...કંઈ છે ભક્તિમાં...કંઈ ... | ૧૮૧ |

**પ્રકરણ ૧૦મું, કેટલાક નિબંધના મુદ્દાઓ૧૮૩–૨૦૭**

| | |
|---|---|
| ૧ કરકસર ... ... | ૧૮૩ |
| ૨ દેશાટન ... ... | ૧૮૪ |
| ૩ ક્ષમા ... ... | ૧૮૫ |
| ૪ સત્ય ... ... | ૧૮૫ |
| ૪ અભિમાન ... | ૧૮૬ |
| ૫ સંતોષ ... ... | ૧૮૭ |
| ૬ ધીરજ ... ... | ૧૮૮ |
| ૭ સમાજસેવા ... | ૧૮૯ |
| ૮ ખેડુતોની સ્થિતિ સુધારવાના ઉપાય ... | ૧૮૯ |
| ૯ નદીઓનો ઉપયોગ... | ૧૯૦ |

| | પૃષ્ઠ |
|---|---|
| ૧૦ પર્વતોની અસર ... | ૧૯૧ |
| ૧૧ છાપવાની કળા ... | ૧૯૨ |
| ૧૨ વિદ્યુત્ ... ... | ૧૯૨ |
| ૧૩ લડાઈથી થતા ફાયદા | ૧૯૩ |
| ૧૪ લડાઈથી થતા ગેરફાયદા | ૧૯૪ |
| ૧૫ શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે. | ૧૯૫ |
| ૧૬ હડતાલ ... ... | ૧૯૬ |
| ૧૭ જાહેર હિંમત ... | ૧૯૭ |
| ૧૮ ગ્રામોફોન... ... | ૧૯૮ |
| ૧૯ સીનેમેટોગ્રાફ ... | ૧૯૯ |
| ૨૦ પોશાક ... ... | ૨૦૦ |
| ૨૧ આનંદી સ્વભાવ ... | ૨૦૦ |
| ૨૨ પ્રજાજીવન પર ભૂગોળની અસર ... ... | ૨૦૧ |
| ૨૩ ઇતિહાસનો અભ્યાસ | ૨૦૨ |
| ૨૪ શાળાની વાદમંડળી | ૨૦૩ |
| ૨૫ બાળવીર (સ્કાઉટ) ... | ૨૦૪ |
| ૨૬ બાળકને ... રહ્યું છે | ૨૦૫ |
| ૨૭ અનોન્ય ... દંપતી... | ૨૦૬ |

**પ્રકરણ ૧૧મું ભાષાશુદ્ધિ ૨૦૭-૨૨૨ જોડણી ને વિરામચિહ્નો**

| | |
|---|---|
| શુદ્ધ જોડણીની જરૂર ... | ૨૦૭ |
| અનુસ્વારના નિયમો ... | ૨૦૮ |
| સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી | ૨૧૦ |
| બીજા શબ્દોની જોડણીના નિયમો ... ... | ૨૧૭ |
| વિરામચિહ્નો ... ... | ૨૧૮ |

# નિબંધકળા



## પ્રકરણ ૧લું

## વાર્તાલેખન

તમને વાર્તા કહેવી અને સાંભળવી ગમે છે. બાળવર્ગ અને પહેલા ધોરણમાં તમે નિશાળમાં ઘણી વાર્તાઓ કહી છે અને સાંભળી છે. વળી રાત્રે જમીને નિરાંતથી બેઠા હોઈએ તે વખતે ડોશીમાને એક સુંદર વાત કહેવા આપણે ખૂબ આગ્રહ કરીએ છીએ, અને વાત કહે ત્યારેજ તેમને જંપવા દઈએ છીએ. ચોથા ધોરણમાં તમે ઘણી ઇતિહાસની વાર્તા શીખ્યા છો. આવી વાર્તા આ પાઠમાં તમારે લખવાની છે. જુઓ, એવી એક વાત હું લખું છું.

### (૧) લુચ્ચું શિઆળ અને મૂર્ખ કાગડો

એક શિઆળ હતું. તે બહુ ભૂખ્યું થયું ત્યારે પોતાની બોડમાંથી નીકળી જંગલમાં શિકાર કરવા ગયું. ત્યાં તેણે એક ઝાડ પર મોંમાં પુરી લઇને બેઠેલો કાગડો જોયો. શિઆળે કાગડા પાસેથી પુરી પડાવી લેવાનો વિચાર કર્યો. તે ઝાડ પાસે ગયું અને કાગડા તરફ જોઇ બોલ્યું, "કાગડાભાઈ, કાગડાભાઈ, તમે તો પંખીઓના રાજા છો. તમારો રંગ કેવો સુંદર છે! તમારી ચાંચ કેવી રૂપાળી છે! તમારી પાંખો કેવી સુંવાળી છે! વળી તમને ગાતાં પણ બહુજ સરસ આવડે છે. જંગલનાં બધાં પંખીઓને તમારૂં સરસ ગાયન સાંભળવાનું બહુ મન છે, માટે એક ગાયન ગાઈ સંભળાવો." મૂર્ખ કાગડો પોતાનાં આવાં વખાણ સાંભળીને ખૂશખૂશ થઇ ગયો અને તેણે મોટેથી 'કા' 'કા' એમ અવાજ કર્યો. એટલે એની ચાંચમાંથી પુરી પડી ગઇ. શિઆળ તે પુરી ઉપાડીને ચાલતું થયું.

જે માણુસ પોતાનાં ખોટાં વખાણ સાંભળીને ફુલાઇ જાય છે તેની મૂર્ખ કાગડાના જેવી દશા થાય છે.

## ઉપર લખેલી વાત વાંચી જાઓ.

જુઓ,

આખી વાર્તા નાનાં નાનાં વાકયોમાં લખી છે. શબ્દો જુદા લખ્યા છે. અક્ષરો જુદા લખ્યા નથી. વાકય પુરૂં થાય છે ત્યાં ( . ) આવી નિશાની મૂકી છે. જ્યાં થોડુંક અટકવું પડે છે ત્યાં ( , ) આવી નિશાની મૂકી છે. શિઆળના બોલેલા શબ્દો " " આવી નિશાનીઓ વચ્ચે મૂકયા છે. શિઆળ અચંબો પામીને વખાણ કરે છે તે વાકયને છેડે ( ! ) આવી નિશાની મૂકી છે. આખી વાતમાં એકે સવાલ પૂછનારૂં વાકય નથી માટે કોઇ પણ વાકયને છેડે ( ? ) આવી નિશાની મૂકી નથી.

## (૨) કીડી ને કબુતર

એક કીડી હતી. તે તરસી થવાથી નદીએ પાણી પીવા ગઇ. પણ નદીમાં પાણી જોરથી વહેતું હતું, તેથી તે પાણીમાં તણાવા લાગી. નદી કિનારે એક ઝાડ ઉગેલું હતું. તેના પર એક કબુતર બેઠેલું હતું. તેણે પેલી કીડીને તણાતી જોઇ અને ચાંચવતી એક પાન તોડી નદીમાં નાખ્યું. પેલી કીડી તે પાન પર ચઢી ગઇ અને પાન સાથે તરતી તરતી નદીને કિનારે નીકળી. બીજે દિવસે એક પારધીએ પેલા કબુતરનો શિકાર કરવા તેના પર તીર તાકયું. કબુતરને આ વાતની ખબર ન હતી. પેલી કીડી આ જોતી હતી. તે પારધી પાસે ગઈ અને તેના પગે ચટકો ભર્યો. પારધી શું કરડયું તે તપાસવા લાગ્યો એટલે ખડખડાટ થયો એટલે કબુતરે પારધીને જોયો ને તે ઉડી ગયું. આ રીતે કીડી અને કબુતરે એક બીજાને મદદ કરી.

## (૩) નીમકહલાલ કુતરો.

એક અંગ્રેજ હતો. તેની પાસે એક કુતરો હતો. તે કુતરો તેને ગમતો નહોતો. પેલો અંગ્રેજ એ કુતરાને મારી મારીને ઘરમાંથી કાઢે તો પણ પાછો તે ઘરમાં આવે. એક દિવસ પેલો અંગ્રેજ કુતરા સાથે નદી કિનારે ફરવા ગયો. એક હોડી ભાડે કરીને તે કુતરાને લઇને તેમાં બેઠો. હોડી નદીની વચ્ચોવચ આવી ત્યારે કુતરાને તેણે નદીમાં ફેંકી દીધો.

પેલો કુતરો પોતાનો જીવ બચાવવા હોડીનાં પાટીઆંને વળગવા આવ્યો. એના શેઠે એને ત્યાંથી ખસેડવા પ્રયત્ન કર્યો, પણ એમ કરતાં શેઠ પાણીમાં પડયો ને ડૂબવા લાગ્યો. કુતરાએ એકદમ જઈ તેના શેઠના કોટનો કોલર પકડયો અને તેનું માથું પાણીની બહારને બહાર ઉંચકી રાખ્યું એવામાં પેલા હોડીવાળાએ તેમને બંનેને હોડીમાં લઈ લીધા. ખલાસીઓ કુતરાનાં વખાણ કરવા લાગ્યા; અને કુતરાનો માલીક ખિસીયાણો પડી ગયો અને મનમાં ખૂબ પસ્તાવા લાગ્યો.

## (૪) હોશિયાર ન્યાયાધીશ

એક શહેરમાં કેટલાક ચોરોએ રૂની ચોરી કરી. સિપાઇઓએ ઘણા લુચ્ચા ગણાતા માણસોને પકડયા અને ન્યાયાધીશ આગળ રજુ કર્યા. ન્યાયાધીશે બહુએ પ્રયત્ન કર્યો પણ એ બધામાંથી ચોર કોણ છે તે તેનાથી જાણી શકાયું નહિ. આખરે તેણે એક યુક્તિ કરી. બધાને પોતાના ટેબલની સામા ઉભા રાખ્યા અને તે દમામથી બોલ્યો, 'આ કેવા બેશરમ અને મૂર્ખા લોકો છે! ન્યાયાધીશની કચેરીમાં પણ પોતાના ફેંટામાં ચોરેલું રૂ ઘાલીને આવ્યા છે!' જે ખરા ચોર હતા તેમણે આ સાંભળતાંજ પોતાના ફેંટા પર હાથ મૂકયો. ન્યાયાધીશે તેમને શિક્ષા કરી અને બીજાઓને છોડી મૂકયા.

## (૫) બુદ્ધિમાન બીરબલ

અકબર બાદશાહના દરબારમાં બીરબલ નામનો એક બુદ્ધિમાન ને હાજરજવાબી સરદાર હતો. એક દિવસ દરબારમાં વિદ્વાનો અને સરદારોની બુદ્ધિની કસોટી કરવાને બાદશાહે એક લીટી દોરીને કહ્યું, 'મેં આ લીટી દોરી છે; એ લીટીને ભૂસી નાખ્યા વગર ટુંકી કોણ કરી આપે છે?' આ સાંભળીને બધા સરદારો અને પંડિતો એક બીજાના સામું જોવા લાગ્યા. ભૂસ્યા વગર લીટી ટુંકી શી રીતે થાય! જ્યારે કોઈ બોલ્યું નહિ ત્યારે બાદશાહે બીરબલના તરફ જોયું. બીરબલ ઉભો થયો અને બાદશાહની દોરેલી લીટીની નીચે બાદશાહની લીટીથી લાંબી લીટી દોરી ને કહ્યું, 'જહાંપનાહ, જોઇ લો, હવે તમારી લીટી ટુંકી થઈ કે નહિ? બીરબલની આ ચતુરાઈ જોઈ બાદશાહ ખૂશ થયો અને આખી સભા બીરબલનાં વખાણ કરવા લાગી.

વળી એક વખતે ભર સભામાં બાદશાહે એક માટીનો ઘડો મંગાવ્યો ને કહ્યું, 'મારે આ ઘડો ભરીને અક્કલ જોઇએ છીએ. મારી સભાનો કયો વિદ્વાન આ કામ કરવા તૈયાર થાય છે?' બધા વિદ્વાનો આ સાંભળી સડક થઈ ગયા. અક્કલ તે કાંઇ વસ્તુ છે કે તેનાથી ઘડો ભરાય! જ્યારે કોઇ ઉભું ન થયું ત્યારે બીરબલ ઉભો થયો. તેણે નીચા નમી બાદશાહને સલામ કરી ને કહ્યું, 'નામવર, એક માસ પછી હું આપને અક્કલ ભરીને આ ઘડો આપીશ.' બીરબલ તે ઘડો લઇ ઘેર ગયો. પછી તેણે પોતાના માળીને બોલાવ્યો ને કહ્યું, 'આ ઘડો લઈ જા. વાડીમાં જઇ એ ઘડાના મોંમાં નાનું કહોળાનું આરીઉં દાખલ કર. પછી જ્યારે એ આરીઉં ઘડામાં વધીને મોટું કહોળું થાય ત્યારે કહોળું ડીચામાંથી કાપી ઘડો મારી પાસે લઈ આવજે.' માળીએ તેમ કર્યું. ઘડામાં કહોળું ખૂબ મોટું થયું હતું. હવે તે ઘડો ફોડયા વગર બહાર નીકળી શકે એમ નહોતું. નોકર પાસે ઘડો ઉંચકાવી બીરબલ બરાબર એક મહીના પછી દરબારમાં આવ્યો અને પાદશાહને નમીને કહ્યું, 'ખુદાવંદ, આપની આજ્ઞા મુજબ આ ઘડામાં અક્કલ ભરી લાવ્યો છું. હવે એ અક્કલ ઘડો ફોડયા વગર આખીને આખી કાઢી લેજો! પંડિતો બીરબલની ચતુરાઈ જોઇ તાજુબ થયા અને બાદશાહે ખૂશ થઇ એને મોટું ઈનામ આપ્યું.

**નીચે કેટલીક વાતો લખી છે. તે બહુ લંબાણથી લખેલી નથી. એ વાર્તાઓને લંબાણથી લખો.**

**(૧) એ વાતનો બનાવ કયારે, કયાં બન્યો, તેનું વર્ણન કરો. (૨) વાર્તામાં જે જે વાતચીત થાય છે તે લંબાણથી લખો. (૩) વાર્તામાં જે જે માણસો કે પ્રાણી આવે છે, તેમને તમારી મરજી મુજબનાં નામ આપો. (૪) તે માણસો તથા પ્રાણીઓનાં મનમાં કેવા વિચારો આવે છે, કેવી લાગણી થાય છે, તેનું કારણ આપીને વર્ણન કરો.**

દાખલા તરીકે, કંજુસ ડોસાની વાતમાં ડોસાનું નામ લખો. તે કયાં રહેતો હતો, કેવી રીતે રહેતો હતો, જંગલમાં ધન કેમ દાટયું, જંગલ કેવું હતું, કેવી રીતે ધન દાટયું, ચોર એની પાછળ કેમ ગયો, ચોરે

કેવી રીતે ડોસો ન જાણે તેમ એ ધન જોઇ લીધું, ડોસાએ ખાડો ખાલી દીઠો ત્યારે એના મનમાં કેવો શોક થયો, એના પાડોશીઓની સાથે એને શી વાતચીત થઈ, વગેરે બાબતનું વર્ણન કરી શકાશે. છેલ્લે એ વાત ઉપરથી જે શિખામણ મળે છે તે પણ લખી શકાશે.

## ઢોંગી શિઆળ

એક શિઆળ ગામમાં શિકાર શોધવા ગયું, રંગરેજના વાડામાં રંગના કુંડામાં પડયું ને રંગાયું. તેનાથી કુંડામાંથી ન નીકળાયું ત્યારે તેણે મરી ગયાનો ઢોંગ કર્યો. રંગરેજે તેને ગામ બહાર ફેંકી દીધું. જંગલમાં જઇ તેના રંગથી બીતાં બધાં પ્રાણીઓને તેણે કહ્યું કે પરમેશ્વરે મને જંગલનો રાજા બનાવ્યો છે. પછી તે શિઆળ પોતાના સગાંવહાલાંને ધિક્કારવા લાગ્યું. એક ઘરડા શિઆળે યુકિત કરી. બધાં શિઆળને કહ્યું કે જ્યારે આ ઢોંગી શિઆળ સભા ભરે ત્યારે આપણે એક મોટી કિકીઆરી કરવી. તેમણે તેમ કર્યું. ‘પેલા ઢોંગી શિઆળથી પણ બૂમ પડાઇ ગઇ. વાઘે જાણ્યું કે આતો શિઆળ છે. તેણે તરતજ તેને મારી નાખ્યું.

## કંજુસ ડોસો

એક ડોસાએ કમાઇ કમાઇને ખૂબ ધન ભેગું કર્યું. જંગલમાં જઈ તે ધન દાટયું. રોજ તે ધન ખાડામાંથી કાઢીને જુએ ને રાજી થાય. એક દિવસ એક ચોરે આ જોઈ લીધું. તે રાત્રે આવીને આ ધન ચોરી ગયો. બીજે દિવસે પેલો ડોસો ખાડો ખાલી જોઈ રડવા લાગ્યો. તેના પાડોશીઓએ શિખામણ આપી કે એ ધન તારે વાપરવું તો હતું જ નહિ, માટે ધનને બદલે ખાડામાં કાંકરા ભર અને તે જોઇને ખુશી થા.

## ચતુર કાજી

સિપાઈઓ એક મુસલમાન ન્યાયાધીશ પાસે ઘણા બદમાશોને પકડી લાવ્યા. એમાં એક ચોર હતો. તે બધાને રાત્રે કાજીએ પોતાને ઘેર બોલાવ્યા. એક કાળી બિલાડીને ધોળા રંગથી રંગાવી તેણે એક ખુણે બેસાડી રાખી હતી. રંગ કાચો હતો. હાથ ફેરવે તો હાથે ચોંટે એવો. પછી પેલા બદમાશોને કહ્યું, ‘ આ મારી જાદુઈ બિલાડી છે. એ ધોળી છે પણ ચોર

એના પર હાથ ફેરવશે તો તેનો હાથ કાળો થઇ જશે. ચાલો દરેક જણ એનાપર હાથ ફેરવી જાઓ.' જે ખરો ચોર હતો તે હાથ કાળો થઈ જવાની બીકે બિલાડીના શરીરને અડક્યા વગર હાથ ફેરવી ગયો. બધાના હાથ ધોળા થયા પણ પેલાના હાથ પર રંગ લાગ્યો નહિ. કાજીએ તેને શિક્ષા કરી.

## પોરસ રાજાનો હાથી

પંજાબનો પોરસ રાજા સિકંદર બાદશાહ સાથે થએલી લડાઇમાં તીરથી વીંધાઇ ગયો ને બેભાન થયો. તેના હાથીએ આ જોયું. તેણે સૂંઢ વતી રાજાના શરીરમાંથી તીર ખેંચી કાઢ્યું, ને પાછો અંબાડીમાં બરાબર સુવાડ્યો. કેવું નીમકહલાલ પ્રાણી!

## કબુતર ને ઉંદર

એક વાઘરીએ દાણા વેરી તે ઉપર જાળ પાથરી. કબુતરો તેમાં પકડાયાં. કબુતરોના રાજાએ કહ્યું કે તમે બધાં એકી સાથે ઊડો. તેમણે તેમ કર્યું એટલે જાળ સાથે ઊડી શક્યાં. કબુતરોના રાજાને એક ઉંદર સાથે ભાઇબંધી હતી. જાળ સાથે બધાં કબુતરો તે ઉંદરના દર પાસે ગયાં. ઉંદરે તેમની જાળ કાપી તેમને છુટાં કર્યાં. દુઃખમાં મદદ કરે તેજ મિત્ર કહેવાય.

## દાઢી કરતા માથું ઘરડું છે

અકબર બાદશાહ નગરમાં ફરવા નીકળ્યો. તેણે એક માણસ જોયો. તેના માથાના વાળ સફેદ હતા. પણ દાઢીના કાળા હતા. બાદશાહે આનું કારણ પૂછ્યું. પેલાએ જવાબ દીધો કે બાદશાહ સલામત, મારી દાઢીના વાળ કરતાં મારા માથાના વાળ ઉંમરમાં વીસ વરસે મોટા છે.

## રીંછે શું વાત કહી?

બે મિત્રો મુસાફરીએ નીકળ્યા. તેમાંનો એક બળવાન પણ બડાઇ-ખોર હતો. બીજો નબળો પણ અક્કલવાળો હતો. તેઓ રસ્તામાં આવેલા જંગલમાં થઈને જતા હતા. પેલા નબળા માણસે બીજાને પૂછ્યું કે આ જંગલમાંથી કોઈ ફાડીખાનાર પ્રાણી નીકળી આવે તો આપણું શું થાય. બીજો બોલ્યો કે શા માટે ગભરાય છે. હું તે પ્રાણીને મારી નાખીશ. એવામાં એક રીંછ નીકળી આવ્યું. પેલો બડાઇખોર એકદમ ઝાડ પર ચઢી ગયો, પણ પેલો બીજો તો જમીન પર સૂઇ ગયો અને મરી ગયા જેવો

ડોળ કર્યો. રીંછે તેનું આખું શરીર સુંઘ્યું અને તે મરી ગએલો છે એમ સમજી પોતે ચાલ્યું ગયું. પછી પેલો બડાઇખોર ઝાડપરથી ઉતર્યો, ને તેણે પૂછયું કે પેલું રીંછ તારા કાનમાં શું કહેતું હતું. પેલાએ જવાબ આપ્યો કે રીંછે મને કહ્યું કે તું બડાઇખોરની દોસ્તી છોડી દે.

નીચેની ત્રણ કવિતામાં જે વાતો કહેલી છે તે સુંદર રીતે લખો.

મનહર છંદ.

ઊંટ કહે આ સમામાં, વાંકાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પશુઓ ને પક્ષીઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુછડીનો, વાંકો વિસ્તાર છે;
[1]વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો માથે, વાંકાં શીંગડાંનો ભાર છે;
સાંભળી શિઆળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

મનહર છંદ.

એક શરણાઇવાળો સાત વર્ષ લગી શીખી,
રાગરાગણી વગાડવામાં વખણાણો છે;
એકનેજ જાચું એવી ટેક છેક રાખી,
એક શેઠને રીઝાવી મોજ લેવામાં મંડાણો છે;
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
ગાયક નાલાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે ને બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી,
સાંબેલું વગાડે તો હું જાણું કે તું શાણો છે.

મનહર છંદ.

સોદાગર એક શુક સારિકાને સારી રીતે,
શીખવી કવિત નીત સારા સારા સ્વરમાં;
કોઈ ભારે ભૂપતિને ભેટ કરવાને ચાલ્યો,

---

1 વારણ=હાથી

ગામડામાં વાસો વસ્યો ગોવાળના ઘરમાં;
તારીફ શુણીને જોવા ત્યાં લોકો તમામ મળ્યા,
નોખી રીતભાત કશી ના આવી નજરમાં;
કહે દલપતરામ ગામનો ગમાર બોલ્યો,
તેવા ઘણા તેતર તો છે મારા *છેતરમાં.

### મનોયત્ન

### લખો ને સુધરાવો

(૧) કુતરો ને તેના પડછાયાની વાત;
(૨) ધના ને કાના નામના બે પ્રમાણિક ખેડુતની વાત;
(૩) પન્નાની ઉમદા રાજસેવાની વાત;
(૪) બર્કનહેડ આગબોટ ડુબ્યાની વાત;
(૫) મામાને મારી રાજ લેનાર મૂળરાજની વાત;
(૬) મીનળદેવી અને મલાવ તળાવની વાત;
(૭) દારૂપીને ગાંડા થએલા જાદવોની વાત;
(૮) કાકુ અને હીરાજડિત કાંસકીની વાત;
(૯) નળ રાજાની વાત;
(૧૦) તમને સરસ આવડતી હોય એવી એક વાત.

---

## પ્રકરણ ૨જું

## પત્રલેખન

જ્યારે કોઇ માણુસ સાથે આપણે જાતે વાત કરી શકતા નથી, ત્યારે આપણે કાગળ લખીએ છીએ; માટે આપણે વાત કરતી વખતે બોલીએ છીએ તેવીજ સાદી અને સરળ ભાષામાં કાગળો લખવા જોઈએ. કેટલાક જણ કાગળો લખે છે તેમાં ઘણો આડંબર કરે છે; ઘણી નકામી બાબતો લખી કાગળ લાંબો કરે છે, અને જે મુખ્ય બાબત લખવાની હોય છે તે બરાબર લખતા નથી. આથી કાગળ લખનારનો તેમજ વાંચનારનો ઘણો

*છેતરમાં=ખેતરમાં

વખત નકામો જાય છે; માટે જે લખવું હોય તે મુદ્દાસર અને પરિચ્છેદ પાડીને લખવું કે જેથી કાગળ વાંચનારને વાંચતાંજ તમે શું કહેવા માગો છો તે સમજાઈ જાય.

કાગળ લખવામાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

**(૧) માનસૂચક થોકડાબંધ વિશેષણો ન વાપરવાં. (૨) ભપકાદાર શબ્દોની રમત કરતા હોય તેવી ભાષા ન વાપરવી. (૩) અક્ષર સુઘડ અને ચોકખા લખવા. કૉપિના જેવા અક્ષર લખવાની જરૂર નથી.**

(૪) સરનામામાં મોટા માનસૂચક શબ્દો ન વાપરવા. જેને પત્ર મોકલવાનો હોય તેનું નામ ચોકખા અક્ષરે લખવું. તે માણસ જો ખિતાબધારી હોય તો તેનો ખિતાબ તેના નામની પહેલાં લખવો. નામની પછી તેની પદવી એટલે કોલેજની પરીક્ષા પાસ કરવાથી જે ડીગ્રી મળે છે તે લખવી. દાખલા તરીકે બી. એ., એમ. એ., એલ એલ. બી., વગેરે. પછી મુકામ એટલે તેનું ગામ અને પોસ્ટ લખવાં.

નાની નાની ઘણી બાબતમાં આપણે જ્યારે જાતે કામ કરી શકતા નથી ત્યારે નાના કાગળો લખી તે કામ કરીએ છીએ. એવા નાના કાગળને ચિઠ્ઠી કહે છે. નીચે એવી થોડીક ચિઠ્ઠીઓના નમુના આપ્યા છે. તે કાળજીપૂર્વક વાંચી જાઓ પછી મનોયત્નમાં લખેલી બાબતપર એવીજ ચિઠ્ઠીઓ લખો ને સુધરાવો.

## (૧) શિક્ષક પર લખેલી ચિઠ્ઠી

પટેલ ફળીઉં, કતારગામ
તા. ૨૦-૫-૨૬

**પૂજ્ય ગુરુજી,**

ગઈ કાલે સાંજે નિશાળેથી ઘેર ગયા પછી ટાઢ વાઈને મને તાવ ચઢયો છે તે હજી સુધી ઉતર્યો નથી, એટલે બેત્રણ દિવસ સુધી મારાથી નિશાળમાં આવી શકાશે નહિ, માટે કૃપા કરીને મારી માંદગીની રજા પૂરશોજી.

લી. આજ્ઞાંકિત વિદ્યાર્થી
**મગનલાલ ચીમનલાલ શાહના**
દંડવત્ પ્રણામ.

## ૨. મિત્ર પર ચિઠ્ઠી

સેતાનફળીઆ, સુરત
તા. ૨૧-૫-૨૬

**પ્રિય મિત્ર કિશોરલાલ,**

તને ખબર છે કે આજે મારી વરસગાંઠ છે. મારા પિતાજીએ આજે મારા દોસ્તદારોને એક નાની ઉજાણી આપવાનું નક્કી કર્યું છે, માટે તું તારા પિતાજીની રજા લઇને તારા નાના ભાઇને તેડીને સાંજે પાંચ વાગે જરૂર મારે ઘેર આવી પહોંચજે.

લી. તારો પ્રિયમિત્ર
**સંતપ્રસાદ ચંપકલાલ દિવાન.**

## ૩. બુકસેલરને ચિઠ્ઠી

ખપાટીઆ ચકલા, સુરત
તા. ૨૨-૫-૨૬

**રા. બુકસેલર બાલુભાઇ કરસનદાસ,**

આ ચિઠ્ઠી લાવનાર મારા નોકર રામજીને નીચે જણાવેલી ચોપડીઓ આપશો. એને દસ રૂપિયા આપેલા છે. તેમાંથી ચોપડીઓના પૈસા કાપી લઇ બાકીના પૈસા એને પાછા આપશો. ચોપડીઓની કમિશન કાપીને શું કિંમત લીધી તે એક કાગળ પર લખી મોકલશો.

ચોપડીઓની યાદીઃ—

| | | |
|---|---|---|
| ત્રિવેદી વાચનમાળા પુસ્તક ૫ મું | નંગ | ૧ |
| દિવાનજીકૃત ભૂગોળ ભાગ બીજો | ,, | ૧ |
| માર્સ્ડનનો હિંદનો ઇતિહાસ | ,, | ૧ |
| કોરી ૮૦ પાનાની નોટ | ,, | ૨ |

**લી. મનહરલાલ છગનલાલ**
**દલાલની સલામ.**

## ૪. ગાંધીપર ચિટ્ઠી

અમદાવાદ, લાખા પટેલની પોળ
તા. ૨૩-૫-૨૬

**શા. ગાંધી દીપચંદ નેમચંદ,**

નીચે જણાવ્યા પ્રમાણેની વસ્તુઓ આજ સાંજ સુધીમાં મજુર સાથે મારે ઘેર પહોંચતી કરશો, અને એ વસ્તુઓનો આંકડો લઈ આવતી ત્રીજી તારીખે બાપાજી કચેરીમાં જાય ત્યાર પહેલાં આવી નાણું લઈ જજો.

ખાંડ શેર ૧૦)
ઘી શેર ૫)
લીપ્ટનની ચાહનો ડબ્બો નંગ ૧
ધાણા શેર ૧)
જીરૂ શેર ૦।

લા. હરિલાલ મહાશંકરની સલામ.

## ૫. ડાકટરપર ચિટ્ઠી

ગોધરા, કાઝીવાડા
તા. ૨૪-૫-૨૬.

**મહેરબાન ડાકટર સાહેબ,**

ગઇ કાલની દવાથી દાદાજીની તબીઅત ઠીક લાગે છે. રાત્રે ઊંઘ પણ ઠીક આવેલી. સવારમાં તાવ બીલકુલ ઉતરી ગએલો પણ તડકો ચઢતાં પાછો ચઢયો છે. અત્યારે ૧૦૦$\frac{1}{2}$° છે. સેક કરવાથી પાંસળીનો દુખાવો નરમ પડી ગયો છે, પણ ગઈ કાલનો એકે દસ્ત થયો નથી. ઉપરની હકીકત ધ્યાનમાં લઈ આપને યોગ્ય લાગે તેવી દવા આપવા મહેરબાની કરશો.

લી. સેવક

**મહેન્દ્ર મનુભાઇની સલામ.**

## મનોયત્ન

(૧) લગ્નમાં જવા માટે આઠ દિવસની રજા માગવા બાબત શિક્ષકને ચિઠ્ઠી લખો. (૨) મિત્ર પર ચિઠ્ઠી લખી તેની પાસેથી તમારી ચોપડી મંગાવી લો. (૩) ઘડિઆળીને ત્યાંથી સમું કરાવવા આપેલું ઘડિઆલ ચિઠ્ઠી લખી મંગાવી લો. (૪) પિતાજીની તબીઅત એકાએક બગડી છે, પિતાના મિત્રને ચિઠ્ઠી લખી બોલાવો. (૫) મિત્રને ત્યાં જવા વચન આપેલું પણ અચાનક કામ આવી પડવાથી જઇ શકાય તેમ ન હોવાથી દીલગીરી બતાવી ચિઠ્ઠી લખો.

## કાગળો

૧

### પુત્રનો પિતાપર જુની ઢબનો કાગળ

શ્રી ૧।

સ્વસ્તિ શ્રી ગામ અંકલેશ્વર મહાશુભસ્થાને પૂજ્યારાધે અનેક શુભો-પમાજોગ તીર્થસ્વરૂપ પૂજ્ય પિતાશ્રી હરિલાલજી ઉમિઆરામજી. એતાનશ્રી ભરૂચ બંદરેથી લખીતંગ આપના ચરણરજ આજ્ઞાંકિત પુત્ર ધનસુખલાલના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સેવામાં અંગીકાર કરશોજી. બાદ હું અહીંઆં ગં. સ્વ. ફોઈને ત્યાં સુખરૂપ આવી પહોંચ્યો છું. અત્રેની સરકારી અંગ્રેજી નિશાળના બીજા ધોરણમાં દાખલ થયો છું. આપની આજ્ઞા મુજબ દરજીને કોટ અને પહેરણ સીવવા આપ્યાં છે. એક અઠવાડીઆ પછી દરજીએ કપડાં લઈ જવા કહ્યું છે; માટે ચારપાંચ દિવસમાં દસેક રૂપિયા કોઇ આવતા જતા જોડે મોકલી આપશોજી. ગં. સ્વ. ફોઇએ સૌને આશીર્વાદ લખાવ્યા છે. પૂજ્ય માતુશ્રીને મારા પાયલાગણ કહેશો. ચિ. મણીને મારા વતી રમાડજો. કામકાજ લખી સેવકને આભારી કરશો. હાલ એજ.

મિતિ ૧૯૮૨ ચૈત્ર વદી ૧૩ ને વાર શુક્ર.

૨

### પુત્રનો પિતાપર નવી ઢબનો કાગળ

ભરૂચ, હાજીખાના બજાર

પૂજ્ય પિતાશ્રી, તા. ૨૬-૫-૨૬.

હું અહીંઆં ગં. સ્વ. ફોઇને ત્યાં સુખરૂપ આવી પહોંચ્યો છું. અત્રેની સરકારી અંગ્રેજી નિશાળના બીજા ધોરણમાં દાખલ થયો છું.

આપની આજ્ઞા મુજબ દરજીને કોટ અને પહેરણ સીવવા આપ્યાં છે. એક અઠવાડીઆ પછી દરજીએ કપડાં લઈ જવા કહ્યું છે; માટે ચારપાંચ દિવસમાં દસેક રૂપીઆ કોઇ આવતા જતા સાથે મોકલાવી આપશો.

ગં. સ્વ. ફોઇએ સૌને આશીર્વાદ લખાવ્યા છે. પૂજ્ય માતુશ્રીને મારા પાયલાગણ. ચિ. મણીને મારાવતી રમાડશો. કામકાજ લખશો.

લી. આજ્ઞાંકિત **ધનસુખના**
દંડવત્ પ્રણામ.

ઉપર જુની તથા નવી ઢબથી કાગળો કેમ લખાય છે તેના નમુના આપ્યા છે. જુની ઢબમાં ઘણાં વિશેષણો વાપરીને કયા ગામથી કયે ગામ, કોને અને કોણે કાગળ લખ્યો તે લંબાણથી લખવામાં આવે છે. પછી કાગળ લખનાર પોતાને જે લખવું હોય તે લખે છે. પછી છેડે મિતિ લખે છે. આજે પણ વેપારી વર્ગના લોકો આવીજ રીતે કાગળ લખે છે.

નવી ઢબના કાગળમાં શરૂઆતમાં જમણા હાથ તરફ કાગળ લખનારનું ગામ, મહોલ્લો તથા તારીખ લખવામાં આવે છે. ડાબા હાથ તરફ જેને કાગળ લખવો હોય તેનું નામ લખવામાં આવે છે. પછી તરતજ જે લખવાનું હોય તે લખવામાં આવે છે. લખનાર પોતાનું નામ છેક છેડે લખે છે. આ રીત અંગ્રેજી રીત ઉપરથી ઉતરી આવેલી છે. અત્યારના બધા કેળવાયલા લોકો એજ રીતથી કાગળ લખે છે.

તમને કઈ રીત ગમે છે? જુની કે નવી? શા માટે જુની રીત ગમે છે? શા માટે નવી રીત ગમે છે?

## કાગળમાં વપરાતાં વિશેષણો

| | |
|---|---|
| શિરચ્છત્ર, તીર્થસ્વરૂપ, પૂજ્ય, મુરબ્બી. | પિતા. માતા, કાકા, ગુરુ જેવા વડીલોને. |
| ચિ., નેત્રમણિ, | પુત્ર, પુત્રી, શિષ્ય જેવાં નાનાંઓને. |
| પ્રિય, વહાલા, પરમપ્રિય, સ્નેહી સ્નેહસાગર, પ્રિયમિત્ર. | મિત્રને માટે. |
| પ્રાણનાથ, પ્રાણાધાર. | ધણિઆણી ધણીને માટે વાપરે છે. |
| અ. સૌ. | જેનો ધણી જીવતો હોય તેવી સ્ત્રીને. |

| | |
|---|---|
| રા. રા. | સાધારણ ઓળખીતા ગૃહસ્થને લખાય છે. |

પત્ર લખનાર નીચે પ્રમાણે પોતાને માટે વિશેષણો વાપરે છે.

| | |
|---|---|
| સેવક, આજ્ઞાધીન કે આજ્ઞાંકિતના...... દંડવત્ પ્રણામ. | પુત્ર, પુત્રી કે શિષ્ય, વડીલને લખે છે. |
| તાબેદાર, આભારી સેવક, | પોતાના શેઠ કે આસરો આપનારને પત્ર લખતાં નોકર કે આસરો લેનાર લખે છે. |
| સ્નેહાંકિત, સ્નેહાધીન. | મિત્ર મિત્રને લખે છે. |
| આશીર્વાદ કે આશિષ્. | વડીલ નાનાને લખે છે. |
| શુભેચ્છક, શુભચિંતક. | સગો નહિ એવો વડીલ લખે છે. |
| ઘટારત, ઘટિત કે યથાયોગ્ય વાંચશો. | શું લખવું તે સૂઝ ન પડે ત્યારે લખાય છે. |

વળી

જૈનો એક બીજાને જયજિનેંદ્ર વાંચવા લખે છે.

રામાનંદી પાટીદારો રામરામ વાંચવા એમ લખે છે.

બ્રાહ્મણ બ્રાહ્મણને પ્રણામ લખે છે.

વૈષ્ણવો જયશ્રીકૃષ્ણ વાંચશો એમ લખે છે.

કેટલાક વાણીઆઓ જુહાર વાંચશો એમ લખે છે.

## પત્ર-લેખનમાં વપરાતા ટુંકા શબ્દો તથા તેની સમજુતી.

રા. રા.—રાજમાન રાજશ્રી (શોભિતા અને રાજલક્ષ્મીવાળા).

તા.—તારીખ.

ગં. સ્વ.—ગંગાસ્વરૂપ (ગંગાજી જેવાં પવિત્ર) વિધવા બાઈને લખાય છે.

અ. સૌ.—અખંડ સૌભાગ્યવતી

સૌ.—સૌભાગ્યવતી.

ચિ.—ચિરંજીવ, (લાંબુ આવરદા ભોગવનાર)

મુ.—મુકામ.

વિ. વિ.—વિશેષ વિનતિ.

(સં.)—સંવત

ખા. સા.—ખાનસાહેબ.

રા. સા.—રાવસાહેબ

તા. ક:—તાજા કલમ. (કાગળ પુરો લખાઇ રહ્યા પછી કાંઇ લખવું રહી ગયું હોય તો તે તા. ક. એમ લખીને લખવામાં આવે છે.)

૩

## પુત્રને પિતાનો પત્ર

અંકલેશ્વર, સોની ફળીઉં
તા. ૨૮–૫–૨૬.

**ચિ. ભાઈ ધનસુખ,**

તારો પત્ર મળ્યો છે. વાંચી બીના જાણી છે. બે ત્રણ દિવસમાં તેં મંગાવેલું નાણું મોકલાવી દઇશ. કપડાં સીવાઇ આવે એટલે પહેરવા કાઢજે અને અવારનવાર ધોવડાવેલાં કપડાં પહેરજે.

અભ્યાસમાં કાળજી રાખજે પણ સૌથી વધારે શરીરની સંભાળ રાખજે. સવારમાં નિયમિત કસરત કરવાની અને સાંજે ખુલ્લી હવામાં ફરવા જવાની ટેવ પાડજે. તને મોડા ઊઠવાની ટેવ છે તે હવે છોડી દેજે.

દર અઠવાડીએ કયા વિષયની પરીક્ષા થઈ અને તેમાં તારા કેટલા માર્ક આવ્યા તે લખ્યા કરજે, કે જેથી તારો અભ્યાસ કેવો છે તે મને સમજાય.

લી. હરિલાલ ઉમિઆરામ ભટ્ટના
આશિષ્.

૪

## નિશાળમાં મેળાવડો થયો તે વિષે કાકાને પત્ર

ચીખલી, તા. ૨૦–૭–૨૬.

**શિરચ્છત્ર કાકાશ્રી દોલતરાયજી,**

મેં તમને પહેલાં કાગળ લખેલો કે અમારી નિશાળનો ઇનામનો મેળાવડો થવાનો છે. એ મેળાવડો ગઈ કાલે થઈ ગયો છે.

છેલ્લા બે ત્રણ દિવસથી અમે નિશાળ શણગારવા માંડી હતી. નિશાળ ધજાવાવટાથી શણગારી દીધી હતી. મેળાવડામાં પ્રમુખ તરીકે સુરત જિલ્લાના મે. કલેક્ટર સાહેબ બિરાજ્યા હતા. બરાબર સાડાપાંચ

વાગે મે. કલેક્ટર સાહેબ આવ્યા અને મેળાવડાનું કામ શરૂ થઈ ગયું. શરૂઆતમાં છોકરાઓએ ઈશ્વરસ્તુતિ ગાઇ; ત્યાર પછી વિદ્યાર્થીઓએ સુંદર સંવાદો ભજવી બતાવ્યા. પછી મુખ્ય શિક્ષકે આખા વર્ષના નિશાળના કામનો અહેવાલ વાંચી સંભળાવ્યો, પછી મે. કલેક્ટર સાહેબને ઇનામ વહેંચવા વિનતિ કરી. મને બે ઇનામ મળ્યાં છે. એક વર્ગમાં પહેલે નંબરે પાસ થએલો તેનું, અને બીજું સૌથી સારી રીતે સંવાદ ભજવી બતાવ્યો તેનું. ઇનામ વહેંચાયા પછી મે. કલેક્ટર સાહેબે નાનું ભાષણ કર્યું. અને છોકરાઓની હોશિયારી અને શિક્ષકોના ઉત્સાહનાં વખાણ કર્યાં. પછી કલેક્ટર સાહેબનો ઉપકાર માની અમારા શિક્ષકે તેમને હારતોરા પહેરાવ્યા અને મેળાવડો બરખાસ્ત થયો.

આવતા પખવાડીઆમાં ત્રણ ચાર રજા પડતાં હું આપના તરફ આવીશ.

લી. આજ્ઞાંકિત
મનહરના દંડવત્ પ્રણામ.

૫

## મોટાભાઈનો નાની બેનને કાગળ

સુરત, ગોપીપુરા,
તા. ૧૦-૧૧-૨૩.

અ. સૌ. ચિ. બેન કમળા,

તારો પત્ર આજરોજ મળ્યો છે. વાંચી આનંદ થયો છે. તને જેમ મને મળવાની ઇચ્છા થાય છે તેમ મને પણ તને મળવાનું ઘણું મન છે, પણ હાલ તુરત મારાથી તને મળવા અમદાવાદ આવી શકાય તેમ નથી.

તું લખે છે કે તારી ભાણી બોલવા બહુ પ્રયત્ન કરે છે, અને ખૂબ લવારા કરે છે. તારી ભાણી પણ તારા જેવી બોલકણી થશે કે શું ?

બીજું બળેવનું તારૂં રાખડી બાંધ્યાનું દાપું બાકી છે, તો તારે રોકડા રૂપીઆ જોઇએ છીએ કે કોઇ ચીજ ? તને જે ગમે તે લખજે.

ચિ. અશોકને મારા આશીર્વાદ. તારી ભાણીને મારાવતી રમાડજે. મહોલ્લામાં સૌને બોલાવજે અને કામકાજ લખજે.

લી. રમણિકલાલના આશિષ્.

૬

## નાની બેનનો મોટાભાઈને જવાબ

અમદાવાદ, ખાડીઆ,

મુરબ્બી મોટાભાઈ, તા. ૨૨-૧૧-૨૩.

તમારો વહાલભર્યો કાગળ મળ્યો છે. મુરબ્બી બાપાજી તથા બા મઝામાં છે.

બીજું, બળેવના દાપાનું તમે ન લખ્યું હોત તોપણ હું તમને લખવાની હતી. મારો હક હું શાની છોડું! મારે રોકડા રૂપીઆ જોઈતા નથી. રાખડી બાંધ્યાના દાપા તરીકે મારે માટે એક ઝીકની કોર નાતાલની રજામાં આવો ત્યારે લેતા આવશો. કોરની પસંદગી અ. સૌ. ભાભી પાસે કરાવશો.

વળી મારી ભાણીનાં ઝભલાં સીવવા થોડાક વાયલના કકડા પણ સાથે સાથે લઇ રાખશો. તમારા મનમાં આવશે કે બેન લોભ કરે છે, પણ 'માગ્યા વિના તો માએ ન પીરસે' અને પરમેશ્વરે રાજા જેવા ભાઇ આપ્યા હોય તો માગવામાં શરમ શેની!

હાલ એજ, કાગળપત્ર લખતા રહેજો.

લી કમળાના પાયલાગણ.

૭

## મુસાફરી કરવા નીકળેલા મિત્રનો પોતાના મિત્ર ઉપર કાગળ

દિલ્હી, ચંદનીચોક, કાલીચરણની ધર્મશાળા,

તા. ૩૦-૧૧-૨૦.

પ્રિયમિત્ર શંકરલાલ,

મારો જયપુરથી લખેલો પત્ર મળ્યો હશે. અમે આજ સવારના દિલ્હી આવી પહોંચ્યા છીએ.

સ્ટેશનપર ઉતરતાંજ ઇ. સ. પૂર્વેનું હયાતી ધરાવતું આ દિલ્હી શહેર કેવું હશે તે જોવાને મન તલપાપડ થઇ રહ્યું હતું. સ્ટેશનપર અમને ઘણા હોટેલવાળાઓ પોતાની હોટેલમાં ઉતરવા આગ્રહ કરવા લાગ્યા, પણ અમારે તો ધર્મશાળામાંજ ઉતરવું હતું એટલે બાબુ કાલીચરણના વિશ્રામ-સ્થાનમાં જઈ ઉતર્યા.

નાસ્તો કરી અમે શહેર જોવા નીકળ્યા. અમે જે જગાએ ઉતર્યા છીએ તે ભાગ ચંદનીચોક નામે ઓળખાય છે. આ ચંદનીચોકમાં અનેક બજારો અને અનેક પોળો છે. એ ચોકમાં આવેલા ટાવર આગળ થઇને અમે મલકાબાગ આગળ થઇને હાર્ડિંજ લાયબ્રેરી આગળ આવી પહોંચ્યા. એ ભવ્ય મકાન જોઇ દિલ્હી શહેરનો કિલ્લો જોતા જોતા ત્યાંની ભવ્ય જુમ્મા મસ્જીદ આગળ આવી પહોંચ્યા.

શાહજહાં બાદશાહે બંધાવેલી આ મસ્જીદ લગભગ ત્રણ એકર જમીન રોકી ઉભેલી છે. મસ્જીદની ત્રણ બાજુએ પચાસથી સાઠ પગથીઆંની હાર ચઢીએ એટલે મસ્જીદમાં દાખલ થવાનો દરવાજો આવે છે. દરવાજામાં પેસતાંજ મોટો પગથાર આવે છે. લગભગ દસ હજાર માણસ આ પગથાર ઉપર ભેગાં મળી શકે.

મસ્જીદ લાલ પત્થરની બાંધેલી છે. અંદર આરસ જડેલા છે. નમાજ પઢે છે ત્યાં આગળના ગોખલામાં સુંદર કોતરકામ કરેલું છે. સામે એક-દેરડીમાં તૈમુરે આણેલાં મહમદ પયગમ્બર સાહેબનાં પગલાં છે. એની ચાર બાજુએ ચાર મિનારા આવેલા છે. તેમાં ગોળાકારમાં ગોઠવેલાં એકસો-પચીસ પગથીઆં ચઢી હું મિનારાની ટોચે પહોંચ્યો. મિનારાના છજામાંથી આખું દિલ્હી શહેર દેખાતું હતું.

આજે આટલુંજ જોઇ ઉતારે આવ્યા છીએ. આવતી કાલે ભોમીઆ સાથે બીજા જોવાલાયક ભાગ જોવા નીકળી પડીશું.

લી. સ્નેહાધીન
કનૈયાલાલ મગનલાલ મોદી.

## મનોયત્ન
## લખો ને સુધરાવો

(૧) તમારી નિશાળના ઇનામના મળાવડા વિષે મિત્રને પત્ર; (૨) તાબુતમાં તમે કેવા તમાસા જોયા તે બાબત ભાઇબંધને પત્ર; (૩) ક્રિકેટની રમત કેવી રીતે રમાય છે તે બાબત નાનાભાઇને પત્ર; (૪) વિધવા કાકીને ઘરના સમાચારનો પત્ર; (૫) તમે કોઇ શહેર જોયું હોય તેના વર્ણન સાથે નાની બેનને પત્ર; (૬) તમે બહારગામ રહો છો, ઘેર કોઇ નથી, તેથી ઘરની સંભાળ રાખવાનો પાડોશીને પત્ર; (૭) કોઇ ઠેકાણે આગ લાગી તેમાં તમે કેવી મદદ કરી તે બાબત પિતાને પત્ર.

# સારામાઠા કાગળો

૧

## લગ્નની કંકોત્રી ( જુની રીતની )

સ્વસ્તિ શ્રી ભરૂચ બંદરે મહાશુભસ્થાને સર્વે શુભોપમા જોગ શા. વાડીલાલ મોતીલાલ. એતાન શ્રી વડોદરાથી લા. શા. નાથાલાલ હીરાલાલના જેગોપાળ વાંચશો. જત અમારા ભત્રિજા ચિ. લલ્લુભાઈનું શુભ લગ્ન સંવત ૧૯૮૨ના વૈશાખ સુદ ૫ ને વાર શુક્રે નિર્ધાર્યું છે. માંડવા–મુહૂર્ત વૈશાખ સુદ ૩ ને વાર બુધને દિવસે છે, તો તે પ્રસંગે સહકુટુંબ મિત્ર-મંડળ સહિત પધારી શોભામાં વૃદ્ધિ કરશોજી. સંવત ૧૯૮૨ના ચૈત્ર સુદી છઠને વાર શુક્ર.

૨

## લગ્નની કંકોત્રી ( નવી રીતે )

**રા. રા. શા. વાડીલાલ મોતીલાલ,**

વિ. વિ. કે અમારા ભત્રિજા ચિ. લલ્લુભાઈનું શુભ લગ્ન વૈશાખ સુદ પાંચમ તા. ૧૫મી મે સને ૧૯૨૫ને રોજ નિર્ધાર્યું છે. તો એ પ્રસંગે સાંજના સાડાપાંચ વાગે વરઘોડામાં પધારી શોભામાં વૃદ્ધિ કરશોજી.

વડોદરા–મામાની પોળ<br>તા. ૫મી મે સને ૧૯૨૫ } લા. શા. **નાથાલાલ હીરાલાલના**<br>જયગોપાળ વાંચશો.

## મુબારકબાદીનો પત્ર.

દીવા, તા. ૧૩–૬–૨૫

**શુભગુણાલંકૃત ભાઇશ્રી જયન્તિલાલ,**

આજે સાંજવર્તમાનમાં બી. એ. ની પરીક્ષામાં ફતેહમંદ થએલા ઉમેદવારોનાં નામમાં તમારૂં નામ વાંચી અત્યંત આનંદ થયો છે, અને તે માટે હું ખરેખર ઇશ્વરનો આભાર માનું છું.

વળી તમને ખાસ મુબારકબાદી આપું છું; કારણકે તમે જાત-મહેનતથી કોઇની મદદ ન હોવા છતાં અનેક જાતની મુશ્કેલીઓ વેઠી અભ્યાસ કરી ધારેલું કામ પાર ઉતાર્યું છે.

માતુશ્રી તથા બેન કુશળ હશે. હવે રજાનો જોગ જોઇ બેચાર દિવસ દીવે પધારશો.

લા. શુભેચ્છક
**અમરસીંગ પુષ્પસીંગના**
પ્રેમપૂર્વક ધટારત.

૪

## કાળોત્રી (મરણનો કાગળ)

(જુવાનનું મરણ. જુની રીત)

ગામ અમલસાડ મધ્યે ભટ્ટ અંબાશંકર મહાશંકર જોગ, વલસાડથી લા. જોશી હરિનારાયણ રામશંકર.

જત લખવાનું કે અમારા નાનાભાઇ લક્ષ્મીશંકર એકાએક હૃદય બંધ થઇ જવાથી સંવત ૧૯૮૨ના પોષ સુદ આઠમને શુક્રવારે કૈલાસ-વાસી થયા છે. અમારા કુટુંબને માથે મોટી આફત આવી પડી છે પણ શું કરીએ ! પ્રભુઇચ્છા બળવાન છે ! સંવત ૧૯૮૨ના પોષ સુદ નોમ ને વાર શનિ.

૫

## વૃદ્ધનું મરણ (જુની રીતે કાગળ)

ગામ હાંસોટ મધ્યે પા. હીરા બેચર જોગ, સાંઢિએરથી લી. પા. નરોતમ મોરાર. જત અમારા બાપા પા. મોરાર ભાણા સંવત ૧૯૮૨ના મહા વદ છઠને શુક્રે દેવલોક પામ્યા છે. એમનો દહાડોપાણી સંવત ૧૯૮૨ના ફાગણ સુદ પડવાથી શરૂ થશે, માટે એ દિવસે જરૂર આવજો. સંવત ૧૯૮૨ના મહા વદ સાતમ ને વાર શનિ.

૬

## કાળોત્રી (નવી રીતે)

કઠોર, વાણીઆશેરી
તા. ૪-૬-૨૦.

મુરબ્બી ચંદુલાલ કાકા,

પિતાજીને તમે છેલ્લા મળ્યા ત્યાર પછી એમની તબીયત દિવસે દિવસે વધારે લથડતી ગઈ અને કાલે સાંજે સ્વર્ગવાસી થયા છે.

પિતાજીએ અમને બા મરી ગયા પછી જાતે ઉછેરીને મોટા કર્યા અને અમે મા વગરના છીએ એમ પણ અમને માલમ પડવા ન દીધું.

ભણાવીગણાવી અમને કામધંધે વળગાડયા અને અમે કંઇક એમની સેવા કરીએ ત્યાર પહેલાં તો સ્વર્ગે સિધાવ્યા. આથી અમને બહુ લાગણી થાય છે. અરે, પ્રભુઇચ્છા બળવાન છે.

લા. **મહેન્દ્રલાલ નોતમલાલના**
પાયલાગણ.

## દીલાસા પત્ર

નવસારી, વૈદ્ય મહોલ્લો
તા. ૫–૬–૨૦

**ચિ. ભાઈ મહેન્દ્રલાલ,**

તમારો પત્ર મળ્યો. વાંચીને અતિશય દીલગીર થયો. તમે પિતા ગુમાવ્યા છે ને મેં મારા મિત્ર ગુમાવ્યા છે. જ્યારે જ્યારે હું કાંઇ મુસ્કેલીમાં આવી પડતો ત્યારે ત્યારે હું એમના તરફ નજર કરતો અને એ તરતજ મને મુસ્કેલીમાં મદદ કરતા.

પણ માણુસ ધારે છે કાંઈ અને પ્રભુ કરે છે કાંઈ. પવિત્ર જીવન ગાળી, તમને બધાને રળતાકમાતા ને સંપથી રહેતા જોઈ તમારા પિતાએ તો શાંતિ મેળવી છે, માટે ધીરજ રાખી પડેલો ઘા સહન કરશો.

મારા સરખું કામકાજ લખશો.

લી. શુભેચ્છક
**ચંદુલાલ મણીલાલ વૈદ્યના**
આશિષ.

**સૂચનાઃ**—અશુભ પત્રમાં સ્વસ્તિશ્રી નથી લખાતું; કારણકે સ્વસ્તિશ્રી એ કલ્યાણવાચક શબ્દો છે. વળી લખનાર નમસ્કાર વાંચશો, રામરામ વાંચશો એમ પણ લખતા નથી.

## સરનામાં

૧

### પહેલા કાગળનું

રા. રા.
**વાડીલાલ મોતીલાલ શાહ**
ઠે. હાજીખાના બજાર
**મુ. ભરૂચ.**

૨

છેલ્લા કાગળનું

રા. રા.
મહેન્દ્રલાલ નૌતમલાલ મહેતા
ઠે. વાણીઆ શેરી
મુ. કઠોર
સાયણ થઇને.

મનોયત્ન

લખો ને સુધરાવો

(૧) ભાઈના જનોઇની કંકોત્રી; (૨) બેનના લગનની કંકોત્રી (૩) દાદાજીના મરણની કાળોત્રી; (૪) મિત્રને સ્કોલર્શિપ મળી માટે મુબારકબાદીનો કાગળ; (૫) મિત્રનો પિતા મરી જતાં તેને દીલાસાનો કાગળ; (૬) એ દરેક કાગળનું સરનામું.

---

## પ્રકરણ ૩જું

## અરજીઓ

સરકારી અમલદારોને આપણે જે પત્રો લખીએ છીએ તે અરજી કહેવાય છે. જે બાબતો ઉપર પત્ર લખવામાં ધ્યાન આપીએ છીએ તે બાબતો ઉપર અરજી લખવામાં પણ ધ્યાન આપવું. અરજીમાં શરૂઆતમાં જમણી બાજુએ આપણું ઠેકાણું લખવામાં આવે છે. તે સાથેજ અરજી મોકલ્યાની તારીખ નાખવામાં આવે છે. પછી ડાબી બાજુએથી જે અધિકારીને આપણે અરજી કરતા હોય તેનો ઓહ્દો લખવામાં આવે છે. પછી તેની નીચેજ તે અધિકારીની કચેરીનું સ્થાન—ગામ કે શહેર લખવામાં આવે છે. પછી અડધી લીટી છોડી દઇને વિનયપૂર્વક આપણે જે અરજ કરવાની હોય તે કરવામાં આવે છે. નીચે કેટલીક અરજીઓના નમુના આપ્યા છે; તે ઉપરથી નાની નાની અરજીઓ કેમ લખવી તે સમજાશે.

## ૧ (પ્રાથમિકશાળામાં શિક્ષકની નોકરી મેળવવા બાબત અરજી)

કતારગામ, પટેલ ફળીઉં
તા. ૩-૪-૨૦.

**મહેરબાન ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ,**
સુરત જિલ્લો, મુ. સુરત.

જીનાબમાં દેસાઇ નાગરજી મકનજીની નમ્રતાપૂર્વક અરજ એ છે, જે અત્રેની તાલુકાસ્કૂલમાં અન્ટ્રેઇન્ડ શિક્ષકની જગા ખાલી છે, તે આપ થોડા વખતમાં પૂરનાર છો એમ સંભળાય છે, તો એ જગાએ મારી નીમણુક કરવા મહેરબાની કરશોજી.

સને ૧૯૧૯ની સાલમાં સુરત મધ્ય સ્થળે લેવાયલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં હું પાંચમે નંબરે પાસ થયો છું.

વળી અત્રેની સ્કૂલમાં છ માસ પહેલાં એક શિક્ષક કામચલાઉ રજા પર જતાં તેની જગાએ મેં મારા હે. મા. સાહેબને સંતોષ આપીને એક માસ કામ કરેલું છે. એજ અરજ.

લા. તાબેદાર સેવક
**દેસાઈ નાગરજી મકનજી.**

## ૨ (છો પકવવા મરડીઆ ખોદવાની મંજુરી માટે ચુનારાની અરજી)

આમોદ, કોળીવાડ
તા. ૨૨-૫-૨૦

**મહેરબાન આમોદ તાલુકાના મામલતદાર સાહેબ,**
તાલુકે આમોદ.

સાહેબની જીનાબમાં કસ્બે આમોદના રહીશ ચુનારા બેચર ગમાનની નમ્રતાપૂર્વક અરજ એ છે જે મારા ધંધા માટે આવતા માસમાં ગામ બહારના તળાવમાંથી આસરે ૧૫૦ ગાડાં છો પકવવાના કાંકરા કાઢવા છે, તો કાયદા પ્રમાણે જે ફી થતી હોય તે લઇ મને કાંકરા કાઢવાની મંજુરી આપવા મહેરબાની કરશોજી.

**ચુનારા બેચર ગમાન સહી**
દા. હીરાચંદ મલુકચંદ.

### ૩ (જમીન પોતાને નામે ચઢાવવાની અરજી)

સરભાણ, પટેલ ફળીઉં
તા. ૧૯–૯–૨૨

**મહેરબાન કલેકટર સાહેબ,**

જિલ્લો ભરૂચ, મુ. ભરૂચ.

સાહેબની જીનાબમાં ગામ સરભાણ તાલુકે આમોદના રહેવાસી પટેલ અંબઈદાસ મથુરભાઈની અરજ કે મજકુર ગામની સીમમાં આવેલી સર્વે નં. ૧૦૮, ૨૨૪ ને ૩૦૫ની જમીન મારા કાકા પટેલ હીરાભાઈ મનોરભાઈને નામે ચાલે છે. સદર્હુ પટેલ હીરાભાઇ ગયા માસમાં ગુજરી ગયા છે. એમના વારસ તરીકે હું એ જમીનનો હકદાર છું. એમને કાંઈ છૈયાંછોકરાં નથી તેમજ એમની ધણિઆણી બે વરસ પહેલાં ગુજરી ગયાં છે ત્યારના સદર્હુ પટેલ હીરાભાઇ મારે ત્યાંજ રહેતા. વળી એમના ભાઇભત્રીજા તરીકે બીજું કોઈ નથી, માટે ઉપર જણાવેલા સર્વેનંબરની જમીનો મારે નામે ચઢાવવા હુકમ ફરમાવશોજી.

પા. અંબઇદાસ મથુરદાસ સહી દા. પોતાના.

### ૪ (જમીનની માપણી કરવાની અરજી)

બારડોલી, કાછીઆવાડ,
તા, ૧૯–૧૦–૨૨.

**મહેરબાન બારડોલી તાલુકાના મામલતદાર સાહેબ,**
**મુ. બારડોલી.**

સાહેબની સેવામાં મોજે બારડોલીના રહીશ કાછીઆ લલ્લુ હીરાની અતિ નમ્રતાપૂર્વક અરજ કે, સદર્હુ ગામની સીમમાં સર્વે નં. ૧૦૧ની મારી ૫) એકર ૪) ગુંઠા જમીન છે. સદર્હુ નં. ની સાથે કાછીઆ મકન જગજીવનની જમીન છે. એ કાછીઆ મકને મારા ખેતરની જમીન દબાવી છે; માટે મારી જમીનની હદ ચોક્કસ નક્કી કરી આપવા મોજણીદારને હુકમ કરવા મહેરબાની કરશો. આ કામ બદલ જે ફી મારે ભરવાની હોય તે હું ભરી દઈશ. એજ અરજ.

કાછીઆ લલ્લુ હીરા.
સહી દા. શાહ નેમચંદ પાનાચંદ.

## ૫ (દસ્તાવેજની નકલ માગવા બાબત અરજી)

ઓરપાડ, પટેલ ફળીઉં
તા. ૨૩-૪-૨૨

**મહેરબાન ઓરપાડ તાલુકાના સબ રજીસ્ટ્રાર સાહેબ,**
મુ. ઓરપાડ.

સલામ સાથે પટેલ હીરા મકનની નમ્રતાપૂર્વક અરજ એ છે જે મેં સને ૧૯૨૦ના જાન્યુઆરી માસમાં પટેલ હરજી ઇશ્વરભાઇનું ખેતર વેચાણ રાખ્યું તેનો દસ્તાવેજ આપની કોર્ટમાં રજીસ્ટર કરાવ્યો છે. મારી અસલ નકલ ખોવાઇ ગઇ છે અને એ દસ્તાવેજની જરૂર છે, માટે આપના સહી સિક્કા સાથેની એ દસ્તાવેજની નકલ આપની જે ફી થાય તે લઇને આપવા મહેરબાની કરશો.

**પા. હીરા મકન સહી દ. પોતે.**

## ૬ (તગાવી માગવા અરજ)

જલાલપોર, કણબીવાડ
તા. ૨૩-૯-૨૪

**મહેરબાન મામલતદાર સાહેબ,**
તાલુકે જલાલપોર, મુ. જલાલપોર.

સાહેબની જીનાબમાં મોજે જલાલપોરના રહીશ પા. હરમાન ભુલાભાઈની સલામ સાથે નમ્રતાપૂર્વક અરજ કે, હું ગામ જલાલપોરની સર્વે નં. ૨૪, ૧૦૩ ને ૧૦૫ ની જમીનનો ખાતેદાર છું. તેમાંના સર્વે નં ૨૪ ના ખેતરમાં એક પાકો કુવો છે. આ કુવો ઘણી નાદુરસ્ત હાલતમાં છે. તેને સમારવાને રૂા. ૧૦૦)ની જરૂર છે. ગઇ સાલનું વરસ નબળું ગયું હોવાથી મારાથી આ સાલ એ કુવા પાછળ એટલી રકમ ખરચી શકાય તેમ નથી, તો મહેરબાની કરીને મને એ કુવો બરાબર સુધરાવવા માટે રૂા. ૧૦૦)ની તગાવી આપવા મહેરબાની કરશો. એ રૂપીઆ આપ નક્કી કરી આપો તે હપ્તાથી હું ભરી દેવા ખુશી છું. મારી ઉપલી અરજ ધ્યાનમાં લઈ મને ગરીબ ખેડુતને એટલી મદદ કરવા મહેરબાની કરશોજી.

અરજદાર
**પા. હરમાન ભુલાભાઇ સહી દા. પોતે**

## ૭ (નકામા પડેલા સ્ટાંપના પૈસા પાછા મળવા બાબત અરજી)

જલાલપોર, વાણીઆ શેરી
તા. ૨૭-૯-૨૪.

**મહેરબાન ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર સાહેબ,**
જિલ્લે સુરત, મુ. સુરત.

સાહેબની જીનાબમાં મોજે જલાલપોરના રહીશ પરીખ અમૃતલાલ મોહનલાલની સલામ સાથે નમ્રતાપૂર્વક અરજ કે, ગામ મજકુરના કોળી જગા ઉકા પાસે મારૂં રૂ. ૪૦૦) લહેણું હતું. એ લહેણું વસુલ કરવા મેં રૂપીઆ ૩૦) નો સ્ટાંપ દાવાઅરજી માટે તા. ૧૫-૯-૨૪ને રોજ ખરીધો હતો, પણ દાવાઅરજી કોર્ટમાં રજુ કરતાં પહેલાં કોળી જગા ઉકાના લહેણાનો ફેંસલો ઘર મેળે કરી નાખ્યો છે. આથી તૈયાર થએલી દાવા અરજી નકામી પડી છે, તો એ રદ પડેલા સ્ટાંપના પૈસા સરકારધારા મુજબ કપાઇને મને મળે એવી ગોઠવણ કરવા મહેરબાની કરશોજી. એજ અરજ.

**પરીખ અમૃતલાલ મોહનલાલ** સહી દા. પોતે.

## ૮ (ગામનો હવાડો સુધરાવવા તલાટીનો રિપોર્ટ)

સમની, તાલુકે આમોદ
તા. ૨૦-૫-૨૫

**મહેરબાન ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના પ્રેસિડેન્ટ સાહેબ,**
જિલ્લે ભરૂચ, મુ. ભરૂચ.

સાહેબની જીનાબમાં મોજે સમની તાલુકે આમોદના તલાટી હરિવલ્લભ પ્રાણશંકરની સલામ સાથે અરજ કે, ગામ મજકુરમાં તળાવના કાંઠાપર લો. બો. નો કુવો આવેલો છે. તેનો હવાડો ઘણોજ ખરાબ હાલતમાં છે. તેમાં પાણી ભરી શકાય તેમ નથી. આ સાલ વરસાદ કમી હોવાને લીધે તળાવનાં પાણી લગભગ સુકાઇ ગયાં છે, અને પંદરેક દિવસમાં તો તદ્દન સુકાઈ જશે. આમ થતાં ગામનાં ઢોરોને પાણીની બહુ આપદા પડે તેમ છે.

આપ સાહેબ પંદરેક દિવસ ઉપર પધારેલા ત્યારે આપે નજરોનજર એ હવાડો જોયો છે, અને એ હવાડો સુધરાવવાની કેટલી જરૂર છે તેની

પણ આપને ખાતરી થઈ છે; તો એ હવાડો જેમ બને તેમ જલદી સુધારવામાં આવે એવી ગોઠવણ કરવા મહેરબાની કરશોજી.

લા. તાબેદાર, **હરિવલ્લભ પ્રાણશંકર.**
તલાટી મોજે સમની, તા. આમોદ.

**૯ ( ગામમાં ચોરી થયા બાબત પોલિસપટેલનો રિપોર્ટ )**

છરવાડા, તા. ૨૫–૯–૨૫.

**મહેરબાન પોલિસ સબ ઇન્સ્પેકટર સાહેબ,**
તાલુકે વલસાડ, **મુ. વલસાડ.**

સલામ દીગર મોજે છરવાડા તાલુકે વલસાડના પોલિસપટેલ ખુમાનસંગ બહેચરસંગની અરજ કે, ગઇ રાત્રે સુમારે બાર વાગે મજકુર ગામના રહેવાસી શાહ નેમચંદ હીરાચંદના ઘરમાં કોઈ બદમાસોએ ખાતર પાડયું છે. બદમાસો ઘરનો કોલો કોચીને હાથ ઘાલી સાંકળ ઉઘાડી નાખી બારણું ખોલી ઘરમાં પેઠા, અને કેટલાંક લુગડાંનું પોટલું બાધ્યું, પણ એટલામાં ઘરધણી જાગી ઊઠતાં પોટલું રહેવા દઈ રોકડા રૂપીઆ ૫૦) ગલ્લામાંથી હાથ આવ્યા તે લઇને નાસી ગયા છે. ઉપર મુજબ હકીકત આપ સાહેબને જાહેર થાય.

**ખુમાનસંગ બહેચરસંગ** સહી.
પોલિસપટેલ, છરવાડા.

**૧૦ (ખાળકુવો સાફ કરાવવા બાબત મ્યુનિસિપાલિટિમાં અરજી)**

ગોધરા, કાઝીવાડા
તા. ૨૦–૫–૨૩

**મહેરબાન સેક્રેટરી સાહેબ,**
ગોધરા મ્યુનિસિપાલિટિ–મુ. ગોધરા.

સલામ સાથે શાહ ગોરધનદાસ ત્રિભોવનદાસની અરજ કે મારા ઘરનો ખાળકુવો તદ્દન ભરાઈ ગયો છે. પાણી અંદર સમાતું નથી, અને બહાર જાય છે, માટે ખાળકુવો સાફ કરાવવા બાબતની જે ફી થતી હોય તે લઈ એ ખાળકુવો જેમ બને તેમ જલદી સાફ થાય એવી ગોઠવણ કરવા મહેરબાની કરશોજી. મારા ઘરનો નં. ઈ. ૨૨૦ છે.

**શાહ ગોરધનદાસ ત્રિભોવનદાસ સહી.**

## ૧૧ (રેલવેમાં માલ ગુમ થયા બાબત રેલવેના અધિકારીને અરજી)

અંકલેશ્વર, વાણીઆ શેરી

તા. ૧૮–૯–૨૨.

મહેરબાન ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ સાહેબ,

બી. બી. એન્ડ સી. આઇ. રેલવે.

મુ. મુંબાઈ.

હું નીચે સહી કરનાર શાહ મલુકચંદ હેમચંદની અરજ એ છે જે મેં ઉજ્જનના જેઠીમલ હીરામલને ત્યાંથી તા. ૧૮–૮–૨૨ને રોજ ઘઉં મણ ૩૦૦) ગુણ નંગ ૫૦) ખરીદ્યા હતા. તે ઘઉં એજ તારીખે ઉર્જ્જનથી ગુડઝમાં એમણે મારા તરફ મોકલ્યા છે. તે હજુ સુધી મને મળ્યા નથી. આ બાબત તા. ૨૮–૮–૨૨ને રોજ મેં ઉજ્જન તથા અંકલેશ્વરના સ્ટેશન માસ્તરને અરજી કરેલી, પણ હજુ સુધી એ ઘઉંનો પત્તો મળ્યો નથી, માટે એ ગેરવલ્લે પડેલી ગુણો મને જલદી મળે એવી ગોઠવણ કરશો. સદહું માલની રસીદનો નંબર ૧૩૦૨૦૫. છે.

શાહ મલુકચંદ હેમચંદ સહી.

## ૧૨ (બંદુકનો પરવાનો માગવા બાબત અરજી)

માંડવી, તા. ૧૮–૧૦–૨૩.

મહેરબાન સુરત જિલ્લાના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ સાહેબ,

મુ સુરત.

સાહેબ બહાદુરની જીનાબમાં મોજે માંડવી તાલુકે માંડવીના રહીશ શેખ અબ્દુલ રહેમાનની નમ્રતાપૂર્વક અરજ કે, મજકુર ગામની સીમમાં સર્વે નં. ૧૦૧, ૧૦૯, ૧૧૫, અને ૧૩૬ની જમીનનો હું ખાતેદાર છું. મારી એ જમીનોની ખેતીની સંભાળ રાખવા મારે અધરાતમધરાત સીમમાં જવું પડે છે. વળી હમણાં વાઘનો ત્રાસ વધી પડ્યો છે, તેથી મારા જાનની સલામતી માટે તેમજ મારી ખેતીનું જંગલી જાનવરોથી રક્ષણ કરવા માટે મારે બંદુક રાખવાની ઘણી જરૂર છે, માટે મને બંદુક રાખવાનો પરવાનો આપવા મહેરબાની કરશોજી.

શેખ અબ્દુલ રહેમાન સહી.

## ૧૩ (ઇન્કમટેકસ કમી કરવા બાબત)

હાંસોટ, પટવા ફળીઉં,
તા. ૨૯-૧૨-૨૫.

**મહેરબાન ઇન્કમટેકસ ખાતાના આસિસ્ટંટ કમિશનર સાહેબ,**
**ઉત્તર વિભાગ, મુકામ અમદાવાદ.**

સાહેબની જીનાબમાં હાંસોટના રહીશ પટવા મગનલાલ મનોરદાસની અતિનમ્રતા પૂર્વક અરજ કે, ગયા નવેમ્બર માસમાં ઇન્કમટેકસ ખાતાના ઇન્સ્પેકટર સાહેબ મારા ચોપડા તપાસી ગયા છે, અને મારા પર રૂ. ૭૫ ઇન્કમટેકસ ભરવા હુકમ કાઢયો છે. સાહેબના હુકમને માન આપી મેં રૂ. ૭૫) આજરોજ ભરી દીધા છે. પણ વાસ્તવિક રીતે જોતાં મારી વાર્ષિક પેદાશ રૂ. ૨૦૭૦) છે. ગઇસાલ મેં ઇન્કમટેકસના રૂ. ૫૫) ભર્યા છે તો મારા ચોપડા ફરી તપાસી મારી ખરી વાર્ષિક પેદાશ રૂ. ૨૦૭૦) છે તે ઉપર ઇન્કમટેકસ નક્કી કરી મને યોગ્ય ઇન્સાફ આપવા મહેરબાની કરશોજી. એજ અરજ.

**સહી પટવા મગનલાલ મનોરદાસ.**

## ૧૪ (ગામમાં હડખાયાં કુતરાંનો ત્રાસ વધી જવા બાબત પોલિસપટેલનો રિપોર્ટ)

મધણાદ, તાલુકે જંબુસર.
તા. ૨૩-૯-૨૪.

**મહેરબાન મામલતદાર સાહેબ,**
**જંબુસર તાલુકો, મુ॰ જંબુસર**

સાહેબની સેવામાં મોજે મધણાદ તાલુકે જંબુસરના પોલિસપટેલ લલ્લુભાઇ મકનભાઇની સલામ સાથે અરજ કે ચાલુ અઠવાડીઆમાં અમારા ગામમાં હડખાયાં કુતરાંનો ત્રાસ વધી પડયો છે. બે હડખાયાં થએલાં કુતરાંને તો મારી નાખવામાં આવ્યાં છે. એ બે કુતરાં ગામનાં કેટલાંક ઢોરોને કરડયાં છે. એ કુતરાં ગામનાં બીજાં કુતરાંને પણ કરડયાં છે. આથી રખડતાં કુતરાં પણ હડખાયાં થવા સંભવ છે. આમ ગામના લોકોનો જાન જોખમમાં આવી પડે એમ છે, માટે ગામમાં રખડતાં કુતરાંનો ત્રાસ દૂર કરવા ઘટતો બંદોબસ્ત કરવા મહેરબાની કરશોજી. એજ અરજ.

**પટેલ લલ્લુભાઇ મકનભાઇ સહી.**
પોલિસપટેલ મધણાદ.

## ૧૫ (હડખાયલું કુતરૂં કરડતાં દવા માટે કસૌલી જવા ખર્ચ માગવા બાબત અરજી)

મધણાદ તાલુકે જંબુસર,
તા. ૨૫-૯-૨૪.

**મહેરબાન કલેકટર સાહેબ બહાદુર**
**જિલ્લો ભરૂચ, મુ. ભરૂચ.**

સાહેબની જીનાબમાં ગામ મધણાદના રહીશ કુંભાર નાનીઆ ભાણાની નમ્રતાપૂર્વક અરજ કે, ગઇ કાલે સાંજરે મને હડખાયું કુતરૂં કરડયું છે. મારી સ્થિતિ બહુ ગરીબ છે. હાંલ્લા ઘડીને હું ગુજરાન ચલાવું છું અને નાનાં મોટાં આઠ માણસના ભરણપોષણનો આધાર મારા એકલા ઉપર છે. હાલ તુરત તો વાણીઆને ત્યાંથી કરજે રૂપીઆ કાઢીને પંજાબના કસૌલીના સરકારી દવાખાનામાં હું દવા કરાવવા જાઉં છું. મારી સાથે મારા સાળાને મારી સંભાળ લેવા લઇ જાઉં છું. તે પણ મારા જેટલોજ ગરીબ છે; તો સાહેબ બહાદુરને અરજ ગુજારૂં છું કે અમારા બે જણનો ગાડીભાડાનો જતાં આવતાંનો ખર્ચ આપવા મહેરબાની કરશો કે અમે નવ આદમીઓ આપના હકમાં દુવા માગીએ. આ સાથે મારી હાલત સંબંધે ગામના પોલિસપટેલનું સર્ટિફિકેટ રજુ કર્યું છે, તે આપ સાહેબને રોશન થાય.

અરજદાર **કુંભાર નાનીઆ ભાણા**
સહી દા. પા. અંબાઇદાસ બહેચરદાસ.

## ૧૬ (માવઠું થવાથી પાકને નુકસાન થવા બાબત તલાટીનો રિપોર્ટ)

અંબાલી, તા. ૧૫-૨-૨૬.

**મહેરબાન મામલતદાર સાહેબ,**
**તાલુકે ગોધરા, મુ. ગોધરા.**

સલામ દિગર મોજે અંબાલીના તલાટી બેચરભાઈ કુબેરભાઇની અરજ કે, તા. ૧૪-૨-૨૬ને રોજ અત્રે સખત માવઠું થયું છે. આસરે દોઢેક ઇંચ પાણી પડયું છે, અને તેથી અત્રેની સીમમાં ચણા તેમજ તુવરના ઉભા પાકને ઘણું નુકસાન પહોંચ્યું છે. કપાસ, ઘઉં વગેરેના પાકને ઝાઝું નુકસાન થયું નથી. ઉપલી હકીકત આપ સાહેબને રોશન થાય.

લા૦ તાબેદાર
**તલાટી બેચરભાઈ કુબેરભાઈ.**

### ૧૭ (ગામમાં કન્યાશાળા ઉઘાડવા ગ્રામ્યપંચાયતના સરપંચનો જિલ્લાબોર્ડના પ્રમુખ તરફ રિપોર્ટ)

તા. ૨૮-૨-૨૭.

**મહેરબાન જિલ્લાબોર્ડના પ્રમુખ સાહેબ,**

**જિલ્લે ——— મુ ———**

સલામ સાથે ગામ ——— ના સરપંચ ——— ની સલામ સાથે વિનતિ કે મજકુર ગામમાં એક મિશ્રશાળા ચાલે છે. તેમાં છોકરાઓની સંખ્યા ૫૦ છે. છોકરીઓની સંખ્યા ૨૦ છે. જો કન્યાશાળા ઉઘાડવામાં આવે તો બીજી મોટી ઉંમરની છોકરીઓ પણ દાખલ કરવા ગામ લોકો ઇચ્છે છે. આમ લગભગ ૪૦ કન્યાઓ ભણવા તૈયાર થાય એમ છે; તો મજકુર ગામમાં કન્યાશાળા ઉઘાડવાનો ઘટતો બંદોબસ્ત થવા ગોઠવણ કરવા મહેરબાની કરશોજી.

મજકુર ગામના શાહ તલકચંદ હીરાચંદે પોતાની ધણિઆણીના નામથી કન્યાશાળા બાંધવા રૂ. ૫૦૦૦) આપવાનું વચન આપ્યું છે, અને કન્યાશાળા બંધાય ત્યાં સુધી પોતાનો ચાર ઓરડાનો ડહેલો મફત વાપરવા દેવાનું અત્રેની ગ્રામ્યપંચાયતના સભાસદ વજેસંગ હિંમતસંગ રાજે વચન આપ્યું છે. ઉપલી હકીકત ધ્યાનમાં લઈ જેમ બને તેમ કન્યાશાળા ઉઘાડવા જલદી ગોઠવણ થાય એમ કરવા મહેરબાની કરશોજી.

સહી ———

ગામ ——— ની ગ્રામ્ય પંચાયતના સરપંચ.

### ૧૮ (પશુદવાશાળા કાઢવા ગામલોકોની અરજી)

**મહેરબાન ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના પ્રેસિડેન્ટ સાહેબ જિલ્લે ———**

મોજે ——— તાલુકે ——— જિલ્લે ——— ના ગામ લોકોની સવિનય અરજ કે નીચેનાં કારણોથી અમારા ગામમાં એક ઢોરનું દવાખાનું કાઢવાની જરૂર છે:—

(અ) અમારા ગામમાં ખેતીજ મુખ્ય ધંધો છે. ગામમાં ઢોરની સંખ્યા ——— છે. આટલી ઢોરોની સંખ્યા જોતાં અમારે ત્યાં એક દવાખાનું ખાસ જરૂરી છે.

(બ) પાસેમાં પાસેનું દવાખાનું ——— માઇલ દૂર છે. વારંવાર માંદાં ઢોરને ત્યાં લઇ જવાં એ મુશ્કેલ થઇ પડે છે.

(ક) વળી, અમારા ગામથી દસ માઇલ સુધીમાં ઘણાં ગામ આવવાથી અમારૂં ગામ મધ્યસ્થ હોવાથી આસપાસના ગામોના લોકોને પણ પોતાનાં ઢોરને દવા કરાવવા આમારા ગામમાં લઇ આવવાનું કામ ઘણું સરળ થશે.

વળી જો અમારા ગામમાં પશુદવાશાળા સ્થાપવામાં આવે તો કપાસના વેચાણ પર કર નાખી કમ્પાઉન્ડરનો પગાર અમે ગામલોકો આપીશું. કમ્પાઉન્ડરને રહેવાનું ઘર તથા હાલ તુરત પાંચ વરસ સુધી દવાખાનાનું મકાન ન બંધાય ત્યાંસુધી દવાખાના માટેનું મકાન વિનામૂલ્યે વાપરવા આપવા ગામના એક ઉદાર સજ્જને કબુલાત આપી છે.

એ દરમિઆન દવાખાનું બાંધવા અમે એક સારી રકમ ભેગી કરવા ઠરાવ કર્યો છે.

ઉપલી હકીકત ધ્યાનમાં લઈ અમારા ગામમાં જલદી પશુદવાશાળા ખોલાય એવી ગોઠવણ કરવા મહેરબાની કરશોજી. તા.

સહીઓ. ____________________

____________________

____________________

## મનોયત્ન.

(૧) તમારા ગામમાં મેળો ભરાય તે વખતે પોલિસના બંદોબસ્ત માટે પોલિસપટેલ તરીકે રિપોર્ટ કરો. (૨) ઢોરોને રોગ લાગવાથી બળદ મરી ગયા છે. બળદ ખરીદ કરવા ખેડુત તરીકે તગાવી માગવાની અરજી લખો. (૩) રેલવેના ગાર્ડે તમારી સાથે અસભ્ય વર્તન ચલાવ્યું, તે બાબત રેલવેના અધિકારીને ખબર આપો. (૪) તમારી શેરીના ભંગીની બેકાળજી બાબત મ્યુનિસિપાલિટિના સેનેટરી ઇન્સ્પેકટરને અરજી કરો. (૫) તલાટી તરીકે મામલતદાર સાહેબ ઉપર રજા માગવાની અરજી કરો. (૬) નદીના ભાઠાની જમીન ધોવાઇ જતાં ખેતી કરવા જેવી રહી નથી, તમારે નામેથી તે કમી કરવા અરજી કરો. (૭) તમારા ગામમાં છોકરાઓની નિશાળ ખોલવા બાબત અરજી કરો. (૮) ગામમાં પોસ્ટ ઓફિસ ખોલવા બાબત અરજી કરો. (૯) તમારા ગામને સ્ટેશન બનાવવા રેલવેના અધિકારીને અરજી કરો.

# પ્રકરણ ૪થું
# નિબંધનો પ્રાથમિક પાઠ
## વસ્તુવર્ણન અને ચિત્રવાચન

આ પાઠની અંદર આપણા વપરાશમાં આવતી ઘણી વસ્તુઓ વિષે તમારે હકીકત કહેવાની છે. ખડીઓ, હોલ્ડર, ચપ્પુ, ખુરશી, છત્રી જેવી ચીજો તમે રોજ વાપરો છો. ગાડી, ઘોડા, મોટર, ટ્રામ અને બાઇસિકલ તમે રોજ જુઓ છો. મોગરા અને ગુલાબથી મ્હેંકી રહેલા બાગમાં તમે ઘણુંખરૂં ફરવા જાઓ છો. આંબો, કેળ, તુલસી, વગેરે ઝાડ તથા છોડવાઓ તમને સુપરિચિત છે; છતાં એમાંની કોઈ ચીજ ઉપર હું તમને વર્ણન કરવા કહું તો તમે બે ત્રણ લીટીથી વધારે વર્ણન ભાગ્યેજ કરી શકો છો. આપણે રોજ જોઈએ છીએ તેવી વસ્તુઓનું લાંબું સંબંધપૂર્વક વર્ણન કરતાં તમને આ પાઠમાં શીખવવામાં આવશે.

પહેલાં તો આપણે ખડીઆનું મોઢે વર્ણન કરીએ. ખડીઓ ટેબલ પર પડયો છે. એને બરાબર તપાસી જાઓ. ચાલો, હવે એ ખડીઆ સંબંધી તમને નીચેના પ્રશ્નો પુછું છું.

### (૧) ખડીઓ

(૧) ખડીઆનો આકાર કેવો છે ? રંગ કેવો છે ? ઢાંકણું કેવું છે ? ખડીઓ ઢાંકણું દઈ ઉંધો વાળું તો સાહી ઢોળાઇ જાય ખરી ? કેમ નથી ઢોળાતી ?

(૨) આ ખડીઆમાં કેટલી સાહી માતી હશે ? ખડીઓ કયાંથી આણ્યો હશે ? એની શી કિંમત આપી હશે ?

(૩) આ ખડીઓ આપણા દેશમાં બને છે ? આપણા દેશમાં કેવા ખડીઆ બને છે ? તમારે ઘેર કેવો ખડીઓ છે ?

(૪) તમને કેવો ખડીઓ ગમે ? એવી જાતનો ખડીઓ કેમ ગમે છે ? કલમ વગર એકલા ખડીઆથી લખાય ? જ્યાં જ્યાં સાહીથી લખવાની જરૂર પડે ત્યાં ત્યાં ખડીઓ સાથે ફેરવાય ? કઇ વસ્તુ વાપરીએ તો ખડીઓકલમ વાપર્યા વગર સાહીથી લખી શકાય ?

ઉપર જણાવેલા સવાલોના જવાબો ઉપરથી ખડીઆ વિષે તમે નીચેની હકીકત કહી શકશો.

## ખડીઓ

આ કાચના સાહીના ખડીઆનો આકાર નળાકાર છે. એ ધોળા રંગનો છે. એ આસરે બે ઇંચ લાંબો છે. એને ઉપર નીચે આગળ પડતી કોર છે. ઉપર કાચનું ઢાંકણું છે. ઢાંકણું ખડીઆના મોઢા કરતાં મોટું છે, પણ ઢાંકણામાં રબરની પટી મૂકેલી છે; તેથી ઢાંકણું બંધબેસ્તું આવી રહે છે, અને ખડીઓ ઉંધો વાળતાં પણ સાહી ઢોળાઇ જતી નથી.

આ ખડીઆમાં અધોળ દોઢ અધોળ સાહી માતી હશે. આપણા બજારમાં આવા ખડીઆ ઘણા મળે છે. કાગળ, પેન્સિલ અને સાહી વેચનારની દુકાને ખડીઆ પણ વેચાય છે. એની કિંમત બે આના છે.

આ ખડીઓ આપણા દેશમાં બનેલો નથી. જાપાનમાં બનેલો છે. આપણા દેશમાં તો લખોટેલી માટીના તેમજ તાંબાપિત્તળના ખડીઆ બને છે. ગરીબ લોક માટીના ખડીઆ વાપરે છે. વેપારીઓ તાંબાપિત્તળના ખડીઆ વાપરે છે. અમીર ઉમરાવો તો ચાંદીના ખડીઆ વાપરે છે.

આ ખડીઓ મને ગમે છે, કેમકે ઉંધો વાળતાં તેમાંથી સાહી ઢોળાઇ જતી નથી. પણ સૌથી વધારે તો મને ફાઉન્ટેનપેન ગમે છે; કારણકે ગમે ત્યાં ગમે ત્યારે ખડીઆ કે કલમ વગર ફાઉન્ટેનપેનથી સાહી વડે લખી શકાય છે. વળી ફાઉન્ટેનપેન પેન્સિલની માફક ગજવામાં રહી શકે છે.

## (૨) ચોપડી

ચોપડી તપાસી જાઓ.

(૧) આ ચોપડીનો આકાર કેવો છે? પુઠું કેવું છે? એ ચોપડીનું નામ શું છે? એ ચોપડી કોણે લખી છે? કોણે છપાવી છે? કોણે છાપી છે? કિંમત કેટલી છે?

(૨) તમે એ ચોપડી વાંચી છે? અંદર શી શી હકીકત આવી છે? એમાંથી તમને કઇ બાબત વાંચવામાં મઝા પડી? કેમ મઝા પડી?

(૩) એ ચોપડીમાં ચિત્રો છે? શેનાં ચિત્રો છે? ચિત્રોવાળી તમે બીજી કોઇ ચોપડીઓ વાંચી છે? તમારી પાસે કોઈ સારી ચોપડી હોય તો તેનું નામ શું? તમને કઈ ચોપડી વાંચવી બહુ ગમે છે? કેમ?

## (૩) હાથી

હાથીઓનું ચિત્ર જુઓ.

(૧) ચિત્રમાં કેટલા હાથી છે? ક્યાં ઉભા છે? શું કરે છે? એના શરીરનું વર્ણન કરો.

(૨) હાથી ઉપર કોણ બેઠું છે? તેના હાથમાં શું છે? મહાવત અંકુશ શા માટે રાખતો હશે?

(૩) હાથી પાસે શું શું કામ કરાવી શકાય છે? સરકસમાં હાથીઓ કામ કરે છે? હાથીનો સ્વભાવ કેવો હોય છે તે જાણો છો?

(૪) ચિત્રની નીચે લખેલી હકીકત વાંચી જાઓ.

## (૪) છત્રી

(૧) છત્રી શેની બનેલી છે? એના કયા કયા ભાગો છે?

(૨) છત્રી શા કામમાં આવે છે? વરરાજા પરણવા જાય ત્યારે એના માથા પર છત્રી કેમ ધરતા હશે? એ છત્રી કોણ ધરે છે?

(૩) છત્રીઓ ક્યાં બને છે? આપણા દેશમાં છત્રી બને છે? છત્રીની કિંમત શી હશે? ગરીબ લોકો છત્રી ખરીદી ન શકે ત્યારે ખેડુતો તથા ભરવાડો ચોમાસામાં વરસાદથી બચવા શું વાપરતા હશે?

## (૫) ઘડિઆળ

(૧) આ ઘડિઆળનો આકાર કેવો છે? એના દરેક ભાગનું નામ કહો. કયો કાંટો ધીમો ફરે છે? કયો કાંટો ઉતાવળો ફરે છે? એમાં તારીખનો કાંટો છે.? એમાં ટકોરા વાગે છે? કેવી ઘડિઆળમાં ટકોરા નથી વાગતા? મુંબઈમાં રાજાબાઈ ટાવરની ઘડિઆળમાં કયારે કયારે ટકોરા વાગે છે તે જાણો છો?

(૨) ઘડિઆળ લોકો શા માટે વાપરે છે! ઘડિઆળો ક્યાં બને છે? અસલ આપણા લોકો ઘડિઆળ વગર વખત શાથી જાણતા? દિવસે શાથી જાણતા? રાત્રે શાથી જાણતા? પણ ચોમાસામાં રાત્રે તારા અને દિવસે સૂર્ય ન દેખાય ત્યારે વખત શી રીતે જાણતા હશે?

(૩) ઘડિઆળની શી કિંમત હશે? ઘડિઆળની ખાસ કોને જરૂર છે? હાથે ઘડિઆળ શા માટે બાંધતા હશે? બધા, લોકો વખત જોવા માટે બાંધે છે? ત્યારે ઘડિઆળ પુરુષોએ પહેરવાનું એક વીંટી જેવું ઘરેણું જ થયું કે'ની?

## (૬) ખુરસી

(૧) શેની બનેલી છે? બધી ખુરસી લાકડાની બનેછે? એ કોણે બનાવી હશે? આ સિવાય બીજી જાતની ખુરસીઓ તમે જોઈ હોય તો તેનું વર્ણન કરો. હાથખુરસી (આર્મચેર) તો તમારા ઘરમાં હશે?

(૨) ખુરસી કોણ વાપરે છે? પાટલુન પહેરેલા માણસને જમીનપર બેસતાં ફાવે? નેતરની ખુરસીઓ કયાંથી આવે છે? જાપાનથીજ કેમ આવે છે? લોઢાની ખુરસીઓ કયાંથી આવે છે? વિલાયતથીજ કેમ આવે છે?

(૩) આપણા દેશમાં પહેલાં ખુરસી વપરાતી? ત્યારે આપણા દેશમાં ખુરસી કયારથી વપરાતી થઈ? અંગ્રેજો આવ્યા ત્યાર પહેલાં બેસવાને માટે આપણા દેશમાં શું વપરાતું? તમને ગાદી, તકીઆ, બાજટ, અને હિંચકો ગમે કે ખુરસી? કેમ?

## (૭) વીજળીના દીવા

(૧) વીજળીના દીવાનું વર્ણન કરો. એમાં દીવેટની જગાએ શું હોય છે? એ દીવા શી રીતે સળગે છે અને કેવી રીતે હોલવાય છે તેનું વર્ણન કરો.

(૨) વીજળીના દીવા કયાં કયાં વપરાય છે? લગનના માંડવા, સીનેમા અને નાટકશાળા વીજળીના દીવાથી ઝળાંઝળાં થઇ રહેતાં જોયાં હશે.

(૩) તમારે ત્યાં શાના દીવા છે? વીજળીના દીવા સારા કે કેરોસીન અને દીવેલથી બળતા દીવા સારા? નાનાં ગામડાંમાં હજુ કેવા દીવા વપરાય છે? તમને કેવા દીવા ગમે? એવા દીવા કેમ ગમે?

## (૮) સ્ટેશન

(૧) સ્ટેશનપર જઈ આવ્યા? સ્ટેશન નજીક શેની ભીડ હતી? ગાડીઘોડા તથા મોટરો સ્ટેશન નજીક શા માટે ઉભાં રહે છે? સ્ટેશન ઉપર બીજું શું શું જોયું? ટિકિટઓફિસ કઈ બાજુએ છે? તાર ઓફિસ કયાં આવેલી છે? લગેજ અને ગુડઝની ઓફિસમાં શું કામ થાય છે? સ્ટેશન પર શેની શેની દુકાનો જોઈ?

(૨) ગાડી આવી તે વખતે સ્ટેશનપર તમે હતા? ગાડી આવતાં સ્ટેશનપર કેવી ધમાલ થઇ રહે છે! ચા વેચનારા, ખાવાનું વેચનારા, સરસામાન ઉંચકનારા મજુરો અને ગાડીમાં ચઢતા અને ઉતરતા મુસાફરોએ કેવી ધમાલ કરી મૂકી તેનું વર્ણન કરો.

(૩) ગાડી ઉપડી ગયા પછી સ્ટેશનપર કેવો દેખાવ થઈ રહે છે તેનું વર્ણન કરો.

## (૮) શહેરમાં ભરાતું હાટ

સુરતમાં હાટ કોણે જોયું છે? એ હાટ ક્યારે ભરાય છે? અમદાવાદમાં હાટ ક્યારે ભરાય છે?

(૨) તમે જોયલા હાટનું વર્ણન કરો. કપડાં વેચનારા, રમકડાં વેચનારા, જુના સરસામાન વેચનારા, તાંબાપિત્તળનાં વાસણ વેચનારા, મદારીઓ અને લક્કડસામાન વેચનારા પોતાનો માલ કેવી રીતે વેચે છે તેનું વર્ણન કરો.

(૩) એવાં હાટ શા માટે ભરાંતાં હશે? અસલ તો એવાં હાટમાં ગામડાના લોકો પોતપોતાને ત્યાં પાકેલી વધારાની વસ્તુઓ લઈ આવતા. તે વસ્તુઓ વેચી પોતાને જોઈતી વસ્તુઓ ખરીદી જતા. બીજા કયા કયા દેશોમાં હાટ ભરાય છે તે જાણો છો? લગભગ બધાજ દેશોમાં આવાં હાટ ભરાય છે. કેનેડાના લગભગ દરેક કસ્બામાં હજુએ આવાં હાટ ભરાય છે.

### મનોયત્ન

(૧) ચોપડી, હાથી, ઘડિઆળ, છત્રી, ખુરસી, વીજળીનો દીવો, અને સ્ટેશન વિષે પુછાયલા સવાલના જવાબ આપો અને એ વસ્તુઓ વિષે સંબંધપૂર્વક હકીકત કહો, લખો અને સુધરાવો.

નીચે જણાવેલી વસ્તુઓ બરાબર તપાસો અને ઉપર જણાવ્યા પ્રમાણે તે વિષે હકીકત કહો.

(૧) ગુલાબ (૩) ગાડું (૫) હીંચકો
(૨) કેરી (૪) બાઇસિકલ (૬) પાઘડી

(૩) નીચેનાં ચિત્રો કાળજીપૂર્વક જુઓ, તેની નીચે લખેલી હકીકત વાંચો અને તેમને વિષે જે જાણતા હો તે લખો.

(૧) વાઘનું ચિત્ર (૩) શાહમૃગનું ચિત્ર (૪) સ્ટીરીઓસ્કોપમાંથી
(૨) રીંછનું ચિત્ર (૪) મોરનું ચિત્ર તમને ગમતું કોઇ ચિત્ર

(૪) રજાને દિવસે નીચેનાં સ્થળે જાઓ. એ સ્થળો નિરાંતે જુઓ, ઘેર આવી જોએલાં સ્થળનું વર્ણન કરો.

(૧) મંદિર (૨) પાંજરાપોળ (૭) જાહેર બાગ
(૨) સંગ્રહસ્થાન (૪) કોઇ કારખાનું (૬) દીવાદાંડી

# પ્રકરણ ૫મું
## સહેલા નિબંધો

ઘણા છોકરાઓ અરજી અને કાગળો હોંસથી લખે છે, છતાં ોબંધનું નામ સાંભળતાંજ તેમને કંટાળો આવે છે, પણ નિબંધ લખવો ો કાંઈ બહુ અઘરૂં કામ નથી. નિબંધ તો તમે નિશાળમાં દાખલ ાઓ છો ત્યારથીજ શીખો છો. બાળવર્ગમાં તમે વાર્તાઓ કહેતાં ીખ્યા; એ તમે નાના નિબંધોજ મોઢે બોલ્યા કહેવાય. ચોથા ારણમાં ઇતિહાસની વાર્તાઓ તમે વાંચો છો અને લખો છો; એ નિબં- જ છે. તમારી વાચનમાળાના બધા પાઠો નાના મોટા નિબંધજ છે. વળી ાગળો અને અરજીઓ લખવી એ પણ એક જાતના નિબંધજ છે. આ પરથી નિબંધ એટલે શું, તે તમે સમજ્યા હશો. કોઇ બાબત પર ાપણા વિચારો બરાબર ગોઠવીને લખી જણાવીએ એટલે નિબંધ લખ્યો હેવાય. એ વિચારો જો એક બીજા સાથે બંધબેસતા ન હોય, જોડણીની વિરામચિહ્નોની ભૂલો થાય, અને ન સમજાય એવાં વાકયો લખાયાં ાય તો નિબંધ સારો થતો નથી.

નિબંધ લખતાં પહેલાં નીચે લખેલી સૂચનાઓનો અમલ કરશો તો ોબંધ સાધારણ રીતે સારો લખી શકાશે.

(૧) નિબધનો વિષય કહેવામાં આવે કે તરતજ લખવા ન માંડો. સ મિનિટ એ વિષય ઉપર વિચાર કરો; તમને એ વિષયનું કેટલું જ્ઞાન ો તે ભેગું કરો.

(૨) વાચનમાળાના પાઠમાંથી, ઇતિહાસમાંથી, પદાર્થપાઠમાંથી, નેશાળમાં શીખવાતી ઘણી બાબતોમાંથી, તેમજ તમારા જાતઅનુભવ પરથી નિબંધના વિષય વિષે જાણેલી હકીકતના મુદ્દા લખી કાઢો. આમ ોક કાચો નિબંધ તૈયાર થશે.

(૩) તે મુદ્દાનો અરસપરસ સંબંધ રહે અને વિચારો બેવડાઇ ન ાય તેવી રીતે લંબાણથી લખો.

(૪) નિબંધમાં સહેલા પણ સચોટ શબ્દો અને ટુંકાં વાકયો લખો. ે શબ્દનો અર્થ તમે બરાબર ન જાણતા હો તેવા શબ્દ કદાપિ ન

વાપરો. વિચાર દર્શાવવા શબ્દ વાપરવો પણ શબ્દ વાપરવા વિચાર ન ગોઠવો.

(૫) લખેલું કાળજીપૂર્વક તપાસી જાઓ. જોડણી, વિરામચિહ્ન ને વ્યાકરણની બીજી ભૂલો સુધારો. સુધારો સફાઇથી કરો. ચેકાચેક કરી ડાઘા પાડી આખો નિબંધ બગાડી ન મૂકો.

(૬) દરેક નવો નિબંધ લખવો શરૂ કરો ત્યાર પહેલાં જુનો સુધારેલો નિબંધ તપાસી જાઓ. આગલા નિબંધમાં કરેલી ભૂલો નવા નિબંધમાં ન જ થવી જોઇએ.

## પ્રાણી, વનસ્પતિ અને ખનિજ વિષે નિબંધો

કોઇ પ્રાણી વિષે નિબંધ લખવો હોય તો સામાન્ય રીતે નીચે જણાવેલા મુદ્દા કે પેટાં પડાય. એ મુદ્દાને અનુસરતોજ નિબંધ લખવો એવો કાંઇ નિયમ નથી. દરેક જણ પોતાનાં જ્ઞાન અને લખવાની કળા પ્રમાણે જુદી જુદી રીતે નિબંધ લખી શકે છે; પણ શરૂઆતમાં નીચે દર્શાવેલા મુદ્દાને અનુસરીને નિબંધ લખવો ઠીક પડશે.

### પ્રાણી વિષે નિબંધના મુદ્દા

(૧) દેખાવ—શરીરનું વર્ણન કરી પ્રાણીનું ઓળખાણ કરાવવું.

(૨) ઉત્પત્તિ—કયા દેશમાં થાય છે, કેવી રીતે ઉછેરવામાં આવે છે, ખોરાક શું ખાય છે, તથા શા ઉપયોગમાં એ પ્રાણી આવે છે, તે બધું આ પેટામાં લખવું.

(૩) સ્વભાવ—પ્રાણીનો સ્વભાવ કેવો છે તે, તથા એ પ્રાણી વિષે કોઈ વાત જાણતા હોય તો તે વાત ટુંકમાં લખવી.

(૪) સામાન્ય વિવેચન—પાળેલું પ્રાણી હોય તો કેવી રીતે પળાયું તે, તથા એ પ્રાણી વિષે તમે જે કાંઇ જાણુવાજોગ કહેવા માગતા હો તો તે, આ પેટામાં લખવું.

### વનસ્પતિ વિષે નિબંધના મુદ્દા

છોડ તથા ઝાડ વિષે નીચે દર્શાવ્યા પ્રમાણેનાં અગર તેને અનુસરતાં પેટાં પાડવાં ઠીક પડશે.

(૧) દેખાવ—છોડ અથવા ઝાડનું કદ, પાંદડાં વગેરેનું વર્ણન કરવું અને ઝાડનું ઓળખાણ કરાવવું.

(૨) ઉત્પત્તિ—ક્યા દેશોમાં, કેવી જમીન તથા હવાપાણીમાં એ ઝાડ ઉછરે છે, તે આ પેટામાં લખવું.

(૩) ઉપયોગ—એ વનસ્પતિના જુદા જુદા ઉપયોગ.

(૪) સામાન્ય વિવેચન—એ ઝાડનો ઇતિહાસ, અને એ ઝાડ વિષે કાંઈ જાણવાજોગ હકીકત આપણે જાણતા હોઇએ તો તે, આ પેટામાં લખવી.

## ખનિજ વિષે નિબંધના મુદ્દા

ખનિજ વિષે નિબંધમાં નીચેનાં અગર તેને અનુસરતાં પેટાં પાડીએ તો ચાલે.

(૧) દેખાવ—રંગ, વજન, ગુણ વગેરેનું વર્ણન કરી ધાતુનો પરિચય કરાવવો.

(૨) ઉત્પત્તિ—ક્યાં થાય છે, કેવી રીતે એ ધાતુ જમીનમાંથી કાઢવામાં આવે છે, તથા કેવી રીતે શુદ્ધ થાય છે તે.

(૩) ઉપયોગ—જુદી જુદી બાબતોમાં એ ધાતુનો ઉપયોગ.

(૪) સામાન્ય વિવેચન—એ ધાતુ વિષે જાણવાજોગ હકીકત.

# પ્રાણી વિષે નિબંધો

## (૧) ગાય

### ( મુદ્દાનું ખોખું )

(૧) દેખાવ—નાનપણથી આપણો ગાય સાથેનો પરિચય.

(૨) ઉત્પત્તિ—યુરોપ, અમેરિકામાં પણ ગાય ઉછેરે છે. ત્યાંની ખાસ ઉછેર. આપણે ત્યાં એટલી કાળજી રખાતી નથી. ગાયનો ઉપયોગ.

(૩) સ્વભાવ—રાંક. કહેવત ‘ દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય ’. આર્યોએ પહેલવહેલું એ પશુ પાળ્યું હશે.

(૪) સામાન્ય વિવેચન—ગાયને પવિત્ર કેમ ગણવામાં આવે છે તે. ગાયને લઇને હિંદુમુસલમાન વચ્ચે થતા ઝગડા; તે દૂર કરવાના ઉપાય.

ઉપરના મુદ્દા ઉપરથી લખેલો નિબંધ.

## ગાય

હિંદુસ્તાનમાં રહેતા કયા માણસે ગાય નહિ જોઈ હોય? બધાએ જોઈ છે. નાનાં બાળક પણ ગાયને ઓળખે છે. માતા પોતાના બાળકને ઘણુંખરૂં પહેલી ગાયનીજ ઓળખાણ કરાવે છે. નાના બાળકને કેડમાં લઈ, તેને રીઝવવા 'ગાય ગાય, આવ,' એમ બોલતી માતાને આપણે ઘણુંખરૂં સાંભળીએ છીએ.

જે દેશોમાં ટાઢ તથા તાપ સરખાં પડે છે, એવા સમશીતોષ્ણ કટિબંધમાં આવેલા દેશોમાં ગાય જીવી શકે છે. યુરોપ, અમેરિકા અને આફ્રિકાના ઘણા દેશોમાં ગાય ઉછરે છે. આપણા દેશની અને યુરોપની ગાયમાં સહેજ ફેર હોય છે. આપણા દેશની ગાયને ખૂંધ હોય છે અને યુરોપની ગાયને ખૂંધ હોતી નથી. વળી આપણા કરતાં યુરોપિઅન લોકો પોતાની ગાયની ઘણી સંભાળ રાખે છે. તેમની કોઢ સ્વચ્છ રાખે છે. તેમને જોઈએ તેટલો ચોકખો દાણો અને ઘાસ નિયમસર ખવડાવે છે. આથી આપણા દેશ કરતાં યુરોપની ગાયો વધારે મજબુત અને વધારે દૂધ આપનારી હોય છે.

ગાય બહુ ઉપયોગી પ્રાણી છે. ગાય દૂધ દે છે, અને દૂધનાં દહીં, માખણ, ઘી, વગેરે સ્વાદિષ્ટ અને પૌષ્ટિક પદાર્થો બને છે. વળી દૂધમાંથી ઘણી સ્વાદિષ્ટ મિઠાઈઓ બનાવવામાં આવે છે. એને વાછરડા અવતરે છે. તે મોટા થાય છે ત્યારે બળદ કહેવાય છે. હિંદુસ્તાનનો મુખ્ય ધંધો ખેતીનો છે. ખેતી માટે ઘોડા, પાડા વગેરે વાપરી શકાય છે, પણ તે બળદ જેવું સારૂં કામ આપી શકતા નથી. ગાયનાં છાણ અને મુતરને હિંદુઓ પવિત્ર માને છે. આપણાં ઘર ચોકખાં કરવા છાણથી લીંપવામાં આવે છે. વળી એ છાણનાં છાણાં બળતણ તરીકે વપરાય છે.

ગાય સ્વભાવે બહુ ગરીબ છે; તેથી આપણામાં કહેવત પડી છે કે દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. વળી ગાય અક્કલવાળું પ્રાણી છે. રસ્તામાં રમતાં બાળકને અક્કલ વગરની ભેંસ છુંદી નાખે, પણ દોડતી આવતી ગાય બચાવી લે છે. આપણી શેરીમાં નિરાંતે બેસીને વાગોળતી ગાયના ડીલ પર કુદાકુદ કરતાં છોકરાં આપણે ઘણીવાર જોઈએ છીએ. આ બતાવી આપે છે કે ગાય બહુ સાલસ અને નરમ સ્વભાવનું પ્રાણી છે.

હાલનાં બધાં પાળેલાં પ્રાણી જ્યારે જંગલમાં ભટકતાં ત્યારે એ બધાં પ્રાણીમાંથી આર્યોએ ગાયને પહેલીવહેલી પકડી હશે, અને પાળી હશે. તે વખતે પણ એ બીજાં પ્રાણીઓને મુકાબલે ગરીબ હશે.

ગાય આપણા જીવનમાં એટલી બધી ઉપયોગી છે, કે તેને અસલના વખતથી આપણે દેવી જેવી માનીએ છીએ. ગાયના શરીરના જુદા જુદા અવયવોમાં દેવો વાસો વસે છે એમ મનાય છે આપણા હિંદુકુટુંબમાં કુમારિકાઓ ગાયને ચાંલ્લો કરી જમવાનું વ્રત લે છે. ધાર્મિક કુટુંબમાં તો ગાયને માટે ગવાનેક કાઢયા પછી જમવા બેસાય છે.

પણ ગાયને લીધે હિંદુમુસલમાન વચ્ચે જબરા ઝગડા થાય છે. હિંદુઓ ગાયને પવિત્ર માને છે અને દેવી જેવી ગણે છે. મુસલમાનો ગાયની કતલ કરવાથી પુણ્ય થાય છે એમ માને છે. સેંકડો વરસથી ચાલતી આવેલી હિંદુમુસલમાનની આ લડાઈ નો અંત હજુએ આવ્યો નથી. હિંદુમુસલમાન એક દેશમાં રહે છે, એટલે એ એકબીજાના દેશભાઈ કહેવાય. એમણે એકબીજાની લાગણી દુખાય એવાં કામ ન કરવાં જોઈએ.

## (૨) હાથી

### (મુદ્દાનું ખોખું)

દેખાવ—મોટું બાદશાહી પ્રાણી, જાડા પગ, ઝીણી આંખો, નાની પુછડી, એની સૂંઢ, તેનો ઉપયોગ, હાથીદાંત.

ઉત્પત્તિ—ગરમ દેશનું પ્રાણી, એનો ખોરાક, એનો ઉપયોગ.

સ્વભાવ—શાંત, માયાળુ, અક્કલવાળો અને નીમકહલાલ. હાથીની અક્કલની વાતો.

સામાન્ય વિવેચન—હાથી કેવી રીતે પકડવામાં આવે છે તે.

ઉપરના મુદ્દા ઉપરથી લખેલો નિબંધ.

### હાથી

હાથી—રાજાની અંબાડી કેરો મુજ પર છે આધાર,
મુજ પગલાંથી શોભે સ્વારી, દીપે વળી દરબાર,
શ્રેષ્ઠ છું પશુમાં હું સરદાર—પશુમાં૦

વાચનમાળાની આ કવિતા બરાબર છે. નાના સરખા ડુંગર જેવો હાથી તો રાજરજવાડામાંજ પળાય, અને દેશી રાજાની સવારીમાં હાથી ન હોય તો એ સવારીની ખરી ખુબી આવતી નથી.

હાથીના પગ થાંભલા જેવા હોય છે. એનું એવું મોટું શરીર ઉંચકવા એવા પગની જરૂર પણ છે. એની આંખો ઝીણી અને કાન સુપડા જેવા હોય છે. સૌથી અજાયબ પમાડે એવી એની સૂંઢ હોય છે. સૂંઢ એનાં નાક તથા હાથની ગરજ સારે છે. સૂંઢથી એ નાની ટાંકણી જેવી વસ્તુ ઉપાડી શકે છે. ખોરાક પણ એ સૂંઢ વડે પકડી મોમાં મૂકે છે. સૂંઢમાં પાણી ભરી, પાણી ભરેલી સૂંઢ મોમાં ખાલી કરતો હાથી જોવાની ઘણી રમુજ પડે છે. વળી નર હાથીના જડબામાંથી બે મોટા દાંત નીકળે છે તેને હાથીદાંત કહે છે. એ દાંતવડે એ પોતાના દુશ્મનોનો જાન લે છે.

હાથી ઉષ્ણકટિબંધનું પ્રાણી છે. હિંદુસ્તાનમાં સિલોન, આસામ અને બ્રહ્મદેશનાં જંગલોમાં હાથીઓનાં ટોળાં ભટકતાં માલમ પડે છે. આસામમાં તો કેટલીક વખત તોફાને ચઢેલું હાથીનું ટોળું જંગલમાંથી ધસી આવી આગગાડીના પાટા ઉખાડી નાખે છે. આફ્રિકામાં પણ હાથીઓ થાય છે. જંગલી હાથી ટોળામાં રહે છે. ઝાડનાં પાંદડાં અને ઘાસ ખાઈને તે જીવે છે. પાળેલા હાથીને અનાજ તેમજ લાડવા ખવાડવામાં આવે છે.

રાજદરબાર શોભાવવા હાથીનો ઉપયોગ થાય છે. એના પર બેસી વાઘનો શિકાર કરવામાં આવે છે. સરકસમાં હાથીઓ પાસે ખેલ કરાવવામાં આવે છે. એના દાંતના ચુડા તથા રમકડાં બને છે. કહેવત છે કે 'હાથી જીવતો લાખનો અને મુઓ સવાલાખનો;' કારણ કે મરેલા હાથીનાં હાડકાંની કારીગરીની અનેક વસ્તુઓ બનાવવામાં આવે છે.

સ્વભાવે હાથી સમજદાર અને માયાળુ પ્રાણી છે. હાથીના ડહાપણની આપણે ઘણી વાતો જાણીએ છીએ. પોરસ રાજાને સિકંદર સાથેની લડાઈમાં અનેક તીર વાગ્યાં અને તેથી હાથી ઉપર એ બેભાન થઈ ગયો. હાથીનો મહાવત તો તીરથી વીંધાઈ કયારનો મરણ પામ્યો હતો. નીમકહલાલ હાથી રાજાની આવી સ્થિતિ જોઈ બેઠો, રાજાને પોતાની સૂંઢ

વડે ધીમેથી અંબાડીમાંથી ઉપાડી ભોંય પર સુવાડયો અને પછી રાજાના શરીરમાંથી એક પછી એક એમ બધાં તીર ખેંચી કાઢયાં.

જંગલી હાથીઓને જુદી જુદી રીતે પકડવામાં આવે છે. એક રીત તો એવી છે કે જેમાં એક મોટો ખાડો ખોદવામાં આવે છે. તે ઉપર લિલોતરી ઉગાડવામાં આવે છે. હાથી લિલોતરી ખાવા લોભાઈને ત્યાં આવે છે, અને ખાડામાં પડે છે. થોડા દિવસ હાથીને એ ખાડામાં ભૂખે મરવા દઈ હાથી પકડનારા પકડાયલા હાથીને પાળેલા હાથીઓ સાથે બાંધી ઘેર લઈ જાય છે, અને પછી તેને કેળવે છે.

## (૩) કોયલ

(૧) દેખાવ—રાતી આંખો, કાળું શરીર, બેડોળ પંખી.

(૨) ઉત્પત્તિ—હિંદુસ્તાનમાં અને યુરોપમાં. કહે છે કે કાગડાના માળામાં કોયલ ઈંડાં મૂકે છે. કાગડી તેમને સેવે છે. બચ્ચાં મોટાં થતાં ઉડી કોયલના ટોળામાં જઈ બસે છે, તેથી સંસ્કૃતમાં કોયલને પરભૃત કહે છે. અવાજ મીઠો. વસંતઋતુમાં બોલતી સંભળાય છે.

(૩) સ્વભાવ—ટહુકા કરતી હોય ત્યારે તેના ચાળા પાડીએ તો સામા ટહુકા કરે છે. ભાગ્યેજ ઝાડમાંથી દેખાય છે.

(૪) સામાન્ય વિવેચન—કવિઓનું માનીતું પક્ષી છે. કોણ ટહુકે છે? નર કોયલ કે માદા કોયલ?

## કોયલ

વસંતઋતુમાં જ્યારે વનસ્પતિ ખીલી રહી હોય છે, અને આંબા મહોરથી લચી રહ્યા હોય છે ત્યારે કોયલ 'કુઉઉ, કુઉઉ' અવાજ કરી આંબાવાડીઆં અને વાડીઓ ગજવી મૂકે છે. એવો કોણ હશે કે જેણે આંબાડાળે બેસીને ટહૂકતી કોયલને નહિ સાંભળી હોય! એનો અવાજ મીઠો છે. પણ એના અવાજ ઉપરથી એના રૂપની કલ્પના કરીએ તો જરૂર આપણે છેતરાઈએ. કોયલ મીઠો ટહુકાર કરે છે, પણ પોપટ, મોર કે મરઘા જેવું એ સુંદર પક્ષી નથી. કોયલ કાગડાના જેવી, કાગડા કરતાં કંઈક નાની, રાતી આંખોવાળી અને આપણને જોતાં ન ગમે એવા શરીરવાળી હોય છે

યુરોપ અને હિંદુસ્તાનની વાડીઓમાં કોયલ જોવામાં આવે છે. કહે છે કે કોયલ માળો બાંધી રહેતી નથી અને પોતાનાં ઇંડા પોતે સેવતી પણ નથી. કાગડાના માળામાં એ ઇંડાં મૂકે છે. ભોળી કાગડી પોતાનાં ઇંડાં સમજી તેને સેવે છે, અને બચ્ચાં ઊડતાં શીખે ત્યાંસુધી જીવજંતુ લાવી તેને ખવડાવી મોટાં કરે છે. ઊડતાં શીખ્યા પછી તરતજ કોયલનું બચ્ચું કોયલના ટોળામાં ભળી જાય છે. એટલા માટે સંસ્કૃતમાં કોયલને પરભૃત કહે છે. પરભૃત એટલે જેનું બીજાએ ભરણપોષણ કરેલું છે એવી.

કોયલ બહુ આનંદી પક્ષી છે. ટહુકે છે ત્યારે એકેસામટું ટહુકે છે. એને જોઈ કોઈ એના ટહુકાના ચાળા પાડે તો એ ઉશ્કેરાઈ ઘણુંજ ટહુકે છે.

કોયલના સુંદર ટહુકાને લઈ એ કવિઓનું માનીતું પક્ષી થઈ પડયું છે. યુરોપના અને હિંદુસ્તાનના પ્રાચીન અને અર્વાચીન બધા કવિઓએ કોયલ વિષે કવિતાઓ લખેલી છે; પણ કોયલની જાતમાં કોણ ટહુકતું હશે? નર કોયલ કે માદા કોયલ? સંસ્કૃતમાં તો નર કોયલ ટહુકે છે એમ વર્ણન કરેલું છે. આપણા ગુજરાતી કવિઓએ કોયલડી ટહુકે છે એમ વર્ણન કરેલું છે. ત્યારે એ બધામાં ખરા કોણ? નર કોયલ ટહુકે છે એમ કહેનારજ ખરા છે. પશુપંખીનું અવલોકન કરતાં જણાય છે કે ઘણુંખરૂં નરજ રૂપાળો હોય છે અને નરનોજ અવાજ મધુર હોય છે. સિંહ, વાઘ, મરઘો અને મોર, સિંહણ, વાઘણ, મરઘી અને ઢેલ કરતાં રૂપાળા અને સારો અવાજ કરનારા હોય છે. પોપટની માફક કોયલને લોકો પાળતા કેમ નહિ હોય?

## (૪) વાઘ

દેખાવ—સુંદર ચટાપટાવાળું પ્રાણી, ધગધગતી આંખો, વિકરાળ મોઢું ભયંકર રાક્ષીઓ, તીક્ષ્ણ નહોર. વાઘની જુદી જુદી જાતો: ચિત્તા, બંગાળી વાઘ.

ઉત્પત્તિ—હિંદુસ્તાન અને આફ્રિકાનાં જંગલોમાં થાય છે. કોતરોમાં ભરાઈ રહે છે. વાઘ, ને વાઘણની જોડ હોય છે. વાઘ દેખાવમાં વાઘણ કરતાં રૂપાળો હોય છે. સરકસમાં વાઘ પાસે

સ્વભાવ—હિંસક, ક્રૂર અને નીમકહરામ, ધરાયલો વાઘ પણ પ્રાણીને મારી નાખે. વાઘણ જો એનાં બચ્ચાંને છેડીએ તો ઘણી ક્રૂર થાય છે. એનાં બચ્ચાં ચોરાય તો ગાંડા જેવી બની જાયછે. આસપાસનાં ગામડાંમાં ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવે છે.

સામાન્ય વિવેચન—એની શિકાર કરવાની રીત—લપાઇને બેસી રહે છે. પ્રાણીઓ રાત્રે પાણી પીવા જાય ત્યારે તેમના પર તરાપ મારી પકડે છે. ગરદન પકડી લોહી ચૂસી લઈ મોટા બળદને પણ બરડા પર નાખી ખેંચી જાય છે. મારેલાં પશુને બોડ આગળ નાખી મૂકે છે. પછી નિરાંતે ખાઈને ઊંઘ્યા કરે છે.

વાઘનો શિકાર—હાથી પર બેસી વાઘનો શિકાર કરવામાં આવે છે. કેટલીક વખત જંગલમાં ઝાડ ઉપર બેઠક બનાવી તે ઉપર ચઢી શિકારીઓ એનો બંદુકથી શિકાર કરે છે.

પકડવાની રીત—ઘણી છે. કેટલીક વખત નાનાં બચ્ચાંજ પકડી લેવામાં આવે છે; અથવા જંગલમાં એક પાંજરૂં મૂકવામાં આવે છે. તેના બે ભાગ હોય છે. એક ભાગમાં બકરૂં પૂરી તે ભાગ બંધ કરવામાં આવે છે. બીજી બાજુએથી બકરૂં પકડવા વાઘ પાંજરામાં દાખલ થાય છે, અને બકરૂં પકડવા ધમાલ કરે છે, એટલે પાંજરાનું બારણું બંધ થઈ જાય છે, એટલે શિકારીઓ આવી બકરૂં છોડી મૂકી બારણું સજ્જડ બંધ કરી દે છે.

## (૫) ગધેડો

દેખાવ—પાળેલાં જનાવરોમાં ઘોડાની જાતનું, ઘોડાથી નાનું, લાંબા કાનવાળું, ગંદું પ્રાણી.

ઉત્પત્તિ—હિંદુસ્તાન, તુર્કસ્તાન, ઇરાનમાં ખૂબ ઉછરે છે. ખોરાક ગમે તેવો ખાય છે. કહેવત છે કે 'ગધેડા અને બ્રાહ્મણની પરમેશ્વરને પણ ફીકર નથી.' ગંદું ઘાસ, કાગળ, ચીંથરાં, વગેરે ખાય છે. કુંભાર લોકો પાળે છે. કેટલેક ઠેકાણે ધોબીઓ પણ પાળે છે.

સ્વભાવ—જડ, અક્કલ વગરનું અને ખોટું છે. લાકડી મારે તોજ ચાલે. મૂર્ખા માણસને ઘણી વખત ગધેડાની ઉપમા આપવામાં આવે છે. તાનમાં આવીને એ 'હોંચી હોંચી' કરતું દોડે છે. લાતાલાતી કરવાની ટેવ હોય છે.

સામાન્ય વિવેચન—ગધેડાંની આપણે ત્યાં સારી સંભાળ લેવામાં આવતી નથી; માટે એ જડ જેવું રહ્યું છે. ઇરાન, અરબસ્તાન, વગેરે દેશોમાં ગધેડાની ઘોડાના જેટલી સંભાળ રાખવામાં આવે છે, તેથી એ પ્રાણી તે દેશોમાં ઘોડા જેટલું સાલસ ગણાય છે. મોટા અમીરઉમરાવો પણ એના ઉપર સવારી કરે છે.

## (૬) ઊંટ

દેખાવ—દલપતરામ કવિએ ઊંટના અઢારે અંગ વાંકાં છે તે ઉપર સુંદર કવિતા લખી છે.

ઊંટ કહે આ સમામાં, વાંકાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પશુઓ ને પક્ષીઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુછડીનો વાંકો વિસ્તાર છે;
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો માથે વાંકાં શીંગડાંનો ભાર છે;
સાંભળી શિઆળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

લાંબી ગરદન, લબડતો હોઠ, ટુંકી પુછડી, લાંબા પગ, પીઠ પર ખૂંધ.

ઉત્પત્તિ—ખાસ રેતીના પ્રદેશ માટે સરજાયલું છે. આ બાબત એનાં નાક, પગ અને પેટની રચના જોતાં સાબીત થાય છે. નાક ફાડ જેવું હોય છે. રેતીનાં તોફાનમાં એ ફાડ બંધ થઈ જાય છે પગ રેતીમાં ઉતરી જતા નથી. પેટમાં પુષ્કળ પાણી રાખી શકે છે. સહરાના રણમાં, ને અરબસ્તાનમાં એનો

ઉપયોગ. એ 'રણનું વહાણ' કહેવાય છે. અરબસ્તાનમાં રખડતી ટોળીઓનું મુખ્ય વાહન છે.

સ્વભાવ—કેળવાયલાં ઊંટ સમજણાં હોય છે. માલીક ઉપર પ્યાર રાખી તેણે શીખવ્યું હોય તેમ કરે છે.

સામાન્ય વિવેચન—સારા જલદ ઊંટને સાંઢણી કહે છે. અસલના વખતમાં આવી સાંઢણીનો ટપાલ મોકલવામાં અને તાકીદના સંદેશા મોકલવામાં ઉપયોગ થતો. સાંઢણી બહુ વેગવાળી હોય છે. 'ઘડીઆ જોજન સાંઢ', એક ઘડીમાં એટલે ચોવીસ મિનિટમાં ચાર ગાઉ જતી. રજપુતાનાનાં કેટલાંક રાજ્યોમાં ઊંટની લશ્કરી ટૂકડીઓ છે.

## (૭) સિંહ

દેખાવ—ભયંકર અને સુંદર. નરને ગરદન પર યાળ હોય છે, માદાને હોતી નથી.

ઉત્પત્તિ—આફ્રિકાના જંગલોમાં તેમજ હિંદુસ્તાનમાં માત્ર ગીરના જંગલમાં થાય છે. વનનો રાજા છે. હિંસક પ્રાણી છે. ડુંગરોમાં રહે છે.

સ્વભાવ—કેળવવો મુશ્કેલ છે. છતાં સરકસમાં કેળવવામાં આવે છે. ધરાયલો સિંહ પ્રાણીઓને મારતો નથી. સિંહણ ખૂબ વિકરાળ હોય છે. ઘણુંખરૂં બે બચ્ચાંનો જન્મ આપે છે.

સામાન્ય વિવેચન—સિંહ પકડવો બહુ મુશ્કેલ છે. બચ્ચાં પકડવામાં આવે છે.

## (૮) બિલાડી

દેખાવ—નાના વાઘ જેવી. વાઘની માસી. એની આંખની કરામતઃ અજવાળામાં નાની થાય. અંધારામાં હીરા જેવી ચળકે. એની કાનસ જેવી જીભ. અંદર ખેંચાઈ જાય એવા નખ.

ઉત્પત્તિ—મૂળ જંગલી પ્રાણી. માંસાહારી. હજુએ જંગલમાં પુષ્કળ બિલાડાં હોય છે. વરસમાં બેવાર વિઆય. ચાર-

પાંચ બચ્ચાં આવે છે. બચ્ચાંને આંખ ઉઘડતાં પહેલાં ઘણે ઘેર ફેરવે. તેમને શિકાર કરતાં પણ શીખવે છે.

સ્વભાવ—માયાળુ નહિ. કુતરાની માફક હળી શકતી નથી. હજુએ આપણા મહોલ્લામાં અને ઘરોમાં ઘણી બિલાડીઓ આવે છે જેમને આપણે પકડી શકતાં નથી. કુતરાને માલીકનો સહવાસ ગમે છે. બિલાડીને પોતાનું રહેઠાણ ગમે છે. છંછેડાયલી બિલાડી કુતરાની સામે થાય છે, અને અંતરાયલી બિલાડી માણસનો પ્રાણ પણ લે છે.

સામાન્ય વિવેચન—બિલાડીને આપણા દેશમાં અપવિત્ર ગણવામાં આવે છે. વળી કોઇ કામે જતાં બિલાડી સામી મળે તો અપશુકન થયા મનાય છે. ઇરાન અને વિલાયતની બિલાડીઓ માયાળુ અને સમજણી હોય છે. ઇરાની બિલાડીની તો ઘણી કિંમત આપવી પડે છે.

### (૯) ઘોડો

દેખાવ—કેશવાળી તથા લાંબાવાળવાળી પુછડીવાળું મનોહર પ્રાણી. નાના કાન, ચપળ આંખો, પાતળા પગ, મજબુત થાપા, છટાદાર રીતે ઉભા રહેવાની ટેવ.

ઉત્પત્તિ—એશિઆ અને યુરોપના બધા દેશોમાં, અમેરિકા, ઑસ્ટ્રેલિઆ, વગેરે દેશોમાં ઘોડા ઉછેરવામાં આવે છે. ઘાસ ખાનારૂં પ્રાણી, ઑસ્ટ્રેલિઅન, કચ્છી, અરબી કાઠિઆવાડી, વગેરે જાતો. સવારીમાં, ગાડીએ જોડવામાં, ને લશ્કરમાં ઘોડાનો ઉપયોગ થાય છે.

સ્વભાવ—નીમકહલાલ અને માયાળુ. અરબી ઘોડાની નીમકહલાલીની ઘણી વાતો છે. એક ઘોડેસવારને લુંટારૂની ટોળીએ પકડયો. રાતે તે સવારના હાથપગ બાંધી એક ઠેકાણે બેસાડયો. તે સવાર ગબડતો ગબડતો પોતાનો ઘોડો લુંટારૂઓએ જ્યાં બાંધ્યો હતો ત્યાં ગયો. મોઢાવતી ઘોડાને ખીલેથી છોડયો. ઘોડો પોતાના માલીકની સ્થિતિ સમજી

ગયો. પોતાના મોઢાથી તેણે હાથપગ બાંધેલાં દોરડાં વડે સવારને ઉંચકયો, અને એમ ઘેર લઈ જઇને પોતાના માલીકને બચાવ્યો.

સામાન્ય વિવેચન—ઑસ્ટ્રેલિઆ અને અમેરિકાનાં જંગલોમાં આજે પણ જંગલી ઘોડાઓ ટોળામાં રખડે છે. જંગલી ઘોડો બહુ ઝનુની અને બળવાન પ્રાણી છે. પ્રાણિવર્ગમાંથી બે પ્રાણીઓ સાથે મનુષ્યે મિત્રતા બાંધી છે. એક કુતરા સાથે અને બીજી ઘોડા સાથે.

### (૧૦) મોર

દેખાવ—સુંદર પક્ષી, માથે કલગી, પ્રકાશ પડતાં રંગનો ફેરફાર જણાય એવી આસમાની ગરદન, સુંદર લાંબાં પીછાં, ઢેલને માથે કલગી નથી હોતી. ઢેલને સુંદર પીછાં હોતાં નથી.

ઉત્પત્તિ—ગરમ દેશનું પંખી, આમલીઓની ઘટામાં બેસી રહે છે, માળો બાંધતો નથી, જંતુ અને અનાજ ખાય છે.

સ્વભાવ—ગરીબ પંખી છે. એનો ટહુકો ઉનાળામાં સંભળાય છે. વર્ષાઋતુમાં વાદળાં ચઢયાં હોય અને ગર્જનાઓ થતી હોય ત્યારે એ ટહુકા કરે છે. મોજમાં આવે ત્યારે કળા કરીને નાચે છે. સામે ઢેલ ચરતી હોય છે.

સામાન્ય વિવેચન—એની સુંદરતાને લીધે એ વિદ્યાની દેવી સરસ્વતીનું વાહન ગણાય છે. સાપને એ મારી નાખે છે. એનાં આંસુ વીણી લેવાથી ઢેલ સગર્ભા થાય છે એમ મનાય છે. એનાં પીછાં ઠાકોરજીના મુગટ ઉપર ખોસવામાં તથા પંખા બનાવવામાં વપરાય છે.

### (૧૧) પોપટ

દેખાવ—પોપટીઓ રંગ, વળેલી રાતી ચાંચ, ચાર આંગળાં, સુંદર પીછાં, કોટે કાળો કાંઠલો. પાંજરામાં પુરી પાળવામાં આવતા પંખીઓમાં મુખ્ય છે.

ઉત્પત્તિ—ડુંગરોમાં અને જંગલોમાં, ગુજરાતમાં સુરપાણના પોપટ પ્રખ્યાત છે. જંગબારી પોપટ પણ ઝટ અને સારૂં બોલતાં શીખે છે. અનાજ તથા ફળફળાદિ ખાય છે. બીઆંવાળાં ફળ એને ખાવાં ઘણાં ગમે છે.

સ્વભાવ—માયાળુ. માણસના અવાજનું અનુકરણ કરી શકે છે. માણુસના જેવું બોલે છે, પણ સમજ્યા વગર બોલે છે. આથી સમજ્યા વગર ગોખીને મેળવેલું જ્ઞાન તે પોપટીઉં જ્ઞાન કહેવાય છે.

સામાન્ય વિવેચન—પોપટ કેટલું જીવે છે? પાળેલા પોપટની કોઇ વાત જાણુતા હો તો લખો.

### (૧૨) કાગડો

દેખાવ—રંગે કાળો, તીક્ષ્ણ આંખવાળો, ડોકી નીચી નમાવીને જુએ છે.

ઉત્પત્તિ—આપણા દેશમાં અને યુરોપના ઘણા દેશોમાં જીવજંતુ તથા અનાજ ખાય છે. કાગડી કોયલનાં ઇંડા પણ સેવે છે.

સ્વભાવ—ચપળ, ખંધો અને ચોર. વસ્તુઓ ચોરી જાય છે. રસોઇ કરનારને રસોડામાં ભરાઈ દુઃખ દે છે. એકાદ કાગડો મરી જાય તો ત્યાં 'કા,કા' કરતા બધા ભેગા થઈ જાય છે, અને 'કા,કા' એવો અવાજ કરી તે જગા ગજાવી મૂકે છે.

સામાન્ય વિવેચન—કાગડો પવિત્ર પંખી મનાય છે. એને ખવડાવવાથી મરી ગએલા સંબંધીઓને તે પહોંચે છે એવી હિંદુઓની માન્યતા છે; તેથી શ્રાદ્ધમાં કાગડાને વાસ નાખવામાં આવે છે. કાગડો જેના ઘર પર બેસી બોલે તેને ત્યાં પરોણા આવશે એમ માનવામ આવે છે.

બાળકહેવત—"કાગડાભાઈ, કાગડાભાઈ, તમારી સોનાની ચાંચ, તમારું રૂપાની ચાંચ, આજ કોઈ પરોણો આવે તો ચોંટય રહેજો, નહિ તો ઊડી જજો."

## (૧૩) ચકલી

દેખાવ—નાનાં છોકરાંની મુઠી જેવડી. તીણી ચાંચ. ચકલાચકલીના રંગમાં ફેર. સવારના પહોરમાં ચીંચીં અવાજ કરી મૂકે છે.

ઉત્પત્તિ—જંગલમાં તેમજ ગામમાં રહે છે. ચલ્લાચલ્લીની જોડ હોય છે. ઘરમાં માળો બાંધે છે. જીવજંતુ ખાઈને જીવે છે. ઉંદર તથા સાપ એને મારી નાખે છે. બિલાડીનો એને બહુ ભય રહે છે.

સ્વભાવ—ગરીબ, ચપળ, સેંકડો વર્ષથી એ માણસોના સહવાસમાં રહે છે, પણ હજુ માણસ જાત સાથે હળી ગઈ નથી.

સામાન્ય વિવેચન—જાત જાતની ચકલીઓ. દેવચકલી, દિવાળીના દિવસોમાં જણાતી ચકલી. એના માળાનું વર્ણન.

## (૧૪) કીડી

દેખાવ—તલજેવડી, જંતુવર્ગની, છ પગ, બે મૂછ, એક ડંખવાળી.

ઉત્પત્તિ—ગરમ દેશનું જંતુ છે. જમીનમાં દર કરીને રહે છે. આફ્રિકામાં કીડીઓ મોટા રાફડા બાંધે છે. એમાંના કેટલાક ૧૦ થી ૧૫ ફીટ ઉંચા હોય છે. એના દરની રચના એવી હોય છે કે જેથી તેમાં ચોમાસામાં પાણી ભરાતું નથી.

સ્વભાવ—ઉદ્યોગી, આખો દિવસ મહેનત કરે છે. જોરાવર. પોતાના કરતાં દસપંદરગણું જીવડું એક કીડી ખેંચી જાય છે. નાક તીવ્ર. મીઠી વસ્તુ ગમે ત્યાં મૂકેલી હોય તે એ શોધી શકે છે. સડેલી વસ્તુઓ ખેંચી જઈ ગંદકી દૂર કરે છે.

સામાન્ય વિવેચન—કીડીની રાજવ્યવસ્થા. ત્રણ વર્ગ. રાણી કીડી ઈંડાં મૂકે. વૈતરી કીડી અનાજ ભેગું કરે. નર બેઠા બેઠા ખાય. દરેક કીડીના શરીરમાં એક કોથળી હોય છે, તેમાં એ ખોરાક ભરી રાખે છે. જ્યારે આવી ધરાયલી કીડીને કોઈ બીજી ભૂખી કીડી મળે છે ત્યારે ધરાયલી કીડી

ખોરાકની કોથળી દબાવી રસનું એક નાનું ટીપું બહાર કાઢે છે, અને ભૂખી કીડીને ખવરાવે છે. કેવું હેતાળ જંતુ !

## (૧૫) મચ્છર

દેખાવ—જંતુ વર્ગનો. ચોખાના દાણા જેવડો. એક ડંખ, છ પગ, ચાર પાંખ, પાસાદાર આંખ. ચારે બાજુએ જોઈ શકે.

ઉત્પત્તિ—ખાડા ખાબોચીઆમાં જ્યાં પાણી ભરાઈ રહે ત્યાં મચ્છર ઇંડાં મૂકે છે. મચ્છરની બે જાત છે. ઝેરી મચ્છર અને ઝેર વગરનો મચ્છર. ઝેરી મચ્છરનો ડંખ લાગે નહિ. ઝેરી મચ્છર ગણગણાટ કરે નહિ.

સ્વભાવ—ગંદવાડ હોય ત્યાં જાય. ગણગણાટ કરી મૂકે. ઘણો ચપળ.

સામાન્ય વિવેચન—ઝેરી મચ્છર કરડવાથી તેનું ઝેર માણસના શરીરમાં દાખલ થાય છે. આથી તાવ લાગુ પડે છે. એ મચ્છરનો ત્રાસ દૂર કરવા શું કરવું ? (૧) ઘર સ્વચ્છ રાખવાં. (૨) આસપાસના ખાડા પુરી દેવા. (૩) મચ્છરદાની વાપરવી. (૪) ખાબોચીઆમાં થોડું કેરોસીન રેડવું. (૫) લીમડાની ધુણી કરવી; અને મેલેરીઆ તાવ આવે તો કિવનાઇન નામની દવા લેવી.

## (૧૬) આંબો

દેખાવ—સાધારણ કદનું ઘટાવાળું ઝાડ. ફેલાતી ડાળીઓ. ભાલાના આકારનાં પાંદડાં, જાતજાતના આંબાઓ, કલમીઆંબા, આફુસ–પાયરીના આંબા.

ઉત્પત્તિ—હિંદુસ્તાન જેવા હવાપાણીવાળા દેશમાં થાય છે. વસંતઋતુમાં આંબાને ફૂલ આવે છે. તે મહોર કહેવાય છે. હોળીપર ઝીણા ઝીણા મરવા આંબા ઉપર માલમ પડે છે. આંબાનાં મૂળમાં મીઠું પૂરવાથી કેરીમાં મિઠાશ આવે છે. હીંગ પૂરવાથી આંબો મરી જાય છે.

ઉપયોગ—સૌથી સરસ ઉપયોગ તો એના ફળનો થાય છે. રસ-રોટલીનું જમણ, કેરીનાં અથાણાં, એનું લાકડું લક્કડ-સામાન બનાવવામાં વપરાય છે.

સામાન્ય વિવેચન—કેરી બહુ ખાવાથી ગુમડાં થાય છે એમ મનાય છે. કેરી ધોઈને સાફ કર્યા વગર ખાય તો કેરીની ઉપર ઠરેલા ગુંદર જેવા ચીકથી ફોલ્લા થાય છે. કેરીની દરેક મોસમમાં હિંદુસ્તાનથી વિલાયત કેરી મોકલવામાં આવે છે. લંડનમાં ઘણીજ મોંઘી કિંમતે કેરી વેચાય છે.

## (૧૭) નાળિએરી

દેખાવ—તાડ અને ખજુરીની જાતનું, ઉંચા સોટા જેવું, માથે ઝુમખાવાળું ઝાડ.

ઉત્પત્તિ—દરિયા કિનારાપર બધે ઊગે છે. દરિયા કિનારે તણાતું તણાતું નાળિએર કોઈ ઠેકાણે કિનારાપર ચોંટી જાય છે, ત્યાં નાળિએરી ઊગી નીકળે છે.

ઉપયોગ—આખું ઝાડ ઉપયોગી છે. એનું ફળ નાળિએર. ફળની અંદરનું કોપરૂં ખાવામાં તથા તેલ કાઢવાના કામમાં આવે છે. કાચલામાંથી રમકડાં, બંગડી. અને ગરીબ લોકોનાં વાસણો -વાડકા જેવાં-બને છે. નાળિએરનાં છોડાંનાં દોરડાં બને છે. પાંદડાંથી ગરીબ લોક ઝુંપડાંને છાજે છે, અને પોલું થડ પરનાળ તરીકે વપરાય છે. એ ઝાડનો રસ પીવાના ખપમાં આવે છે.

સામાન્ય વિવેચન—હિંદુઓ નાળિએરને પવિત્ર વસ્તુ માને છે. કોઈ સારે કામે જતું હોય તેને નાળિએર આપવામાં આવે છે. પરણવા જતા વરરાજાના હાથમાં નાળિએર અપાય છે. દેવ-દેવીઓને રાજી કરવા નાળિએર વધેરવામાં આવે છે.

નાળિએરની ઉત્પત્તિ વિષે એક વિચિત્ર વાત છે. એક રાજાને વિશ્વામિત્રે પોતાના તપોબળથી સ્વર્ગમાં મોકલ્યો. દેવ લોકોએ તે રાજાને ગાયને મારેલી હોવાથી સ્વર્ગમાંથી પાછો ફેંક્યો. વિશ્વામિત્રે પોતાના તપના બળથી તેને આકાશમાં અદ્ધર અટકાવ્યો, અને નવી દુનિયા રચી, તે નવી દુનિયાનું નવું સ્વર્ગ બનાવી, તેમાં એ રાજાને મોકલવાનો નિશ્ચય કર્યો. આ નવી દુનિયામાં માણસો ઝાડ ઉપર પેદા થવાનાં હતાં. એ ઝાડ તે નાળિએરી. કહે છે કે દેવલોક આથી ગભરાયા અને પેલા રાજાને સ્વર્ગમાં દાખલ કર્યો. નાળિએરનાં છોડાં ઉખેડતાં એના ગોટાનો આકાર માથા જેવો દેખાય છે. વળી તેની ઉપર એ આંખ અને મોંના જેવી નિશાની હોય છે, તેથી કદાચ આવી વાત જોડાઈ હશે.

### (૧૮) વડ

દેખાવ—મોટું ફેલાતું, દૂધવાળું, સહેજ લંબગોળ જાડાં પાંદડાંવાળું ઝાડ. ફળ તે ટેટા. ટેટા પંખીઓ ખાય છે.

ઉત્પત્તિ—ગરમ દેશનું ઝાડ. ઘટાને લીધે છાયા આપે. ડાળી વાવવાથી ઊગે. કેટલીક વખત પક્ષીઓ ટેટા ખાય અને હગાર કરે. એ હગારમાં આવેલાં ઝીણાં વડનાં બી જ્યાં પડે ત્યાં વડ ઊગી નીકળે છે. એની વડવાઈઓ ડાળીમાંથી ફુટી જમીન સુધી લંબાય છે. જમીનમાં તે ચોંટે છે, અને વખત જતાં એ વડવાઇ થડના રૂપમાં ફેરવાઈ જાય છે. એમ વડ વિશાળ ને વિશાળ થતો જાય છે.

ઉપયોગ—વટેમાર્ગુઓ અને સીમમાં ચરતાં ઢોરો તથા ગોવાળીઆઓ ઉનાળાના તાપથી બચવા વડની છાયા તળે આવી બેસે છે, અને શાંતિ મેળવે છે. એનું લાકડું ઈમારતના કામમાં આવતું નથી. પાન બકરીઓ ખાય છે. એનું દૂધ દવા તરીકે વપરાય છે. વડવાઇનું દાતણ દાંત મજબુત કરે છે.

સામાન્ય વિવેચન—નર્મદા નદીના કાંઠાપર કબીરવડ નામનો પ્રખ્યાત વડ છે. એ ઘણો જુનો અને વિશાળ છે. એને હાલમાં કપાવી નાનો બનાવી દીધો છે. પહેલાં એની તળે ૧૫૦૦૦ માણસ સુખે આરામ લઈ શકતાં.

## (૧૯) સાગ

દેખાવ—સો સવાસો ફૂટ ઉંચું. હાથ દોઢહાથ લાંબાં પાંદડાંવાળું, ઉંચું સોટા જેવું વધી પછી ફેલાતું વૃક્ષ.

ઉત્પત્તિ—હિંદુસ્તાનના જંગલોમાં. બ્રહ્મદેશના જંગલોમાંનો સાગ, તથા મલબારી સાગ સારો ગણાય છે.

ઉપયોગ—ઇમારતી લાકડું, મોભ, પાટીઆં બને છે. ઉપર કોતરકામ થઇ શકે છે. એમાં તેલ છે તેથી એ લાકડું ઉધાઇ ખાઈ જતી નથી. પાંદડાંથી ગરીબ લોક છાપરાં છાય છે. પાલાં બાંધી તેમાં પાંદડાં ગોઠવી અનાજ ભરાય છે. હલકી જાતના સાગના કોલસા પાડવામાં આવે છે. ઉંચી જાતના સાગની અનેક ઉપયોગી વસ્તુઓ બને છે. ખાટલા, પાટલા, ટેબલ, ખુરસી, કબાટ, બાજટ, વગેરે.

સામાન્ય વિવેચન—એનાં પાંદડાંમાંથી રંગ નીકળી શકે છે. અસલના વખતમાં એ રંગથી સુતર રંગતા. હાલ જર્મનિથી આવતા રંગોને લઇને એ રંગ વપરાતો નથી. એક જમાનો પત્થરનો હતો. બીજો જમાનો લાકડાનો હતો. હાલનો જમાનો લોઢાનો છે. પેટીઓ, કબાટો, છાપરાની સીલીંગ, બારવટીઆ લોઢાનાં બનાવી હાલ સાગને ઠેકાણે વાપરવામાં આવે છે.

## (૨૦) વાંસ

દેખાવ—એક જાતનું ઘાસની જાતનું ઝાડ. ૫૦, ૬૦, ફીટ ઉંચું થાય છે. જૂથનાં જૂથ ઉગે છે. લાંબાં તરવાર જેવાં પાન થાય છે.

ઉત્પત્તિ—હિંદુસ્તાન, ચીન તેમજ જાપાનનાં જંગલમાં ચોમાસામાં જમીનમાં રહેલી એની ગાંઠો તડતડ ફુટી નીકળે છે.

ઉપયોગ—બહુ ઉપયોગી વનસ્પતિ છે. છાપરાંનાં નળીઆં નીચે નાખવામાં, ટોપલીઓ, પંખા, કંડીઆ, ખુરસીઓ, લાક-

ડીઓ વગેરે બનાવવામાં વપરાય છે. વાંસમાંથી વાંસકપુર નીકળે છે. તે દવા તરીકે વપરાય છે, લીલા વાંસનું અથાણું થાય છે.

સામાન્ય વિવેચન—આપણે ત્યાં જે કામ સાગથી થાય છે તે કામ ચીન, જાપાન અને બ્રહ્મદેશમાં વાંસથી થાય છે. ત્યાં ઘરો ખાસ કરીને વાંસથીજ બાંધવામાં આવે છે. ફરનિચર પણ વાંસનુંજ વપરાય છે.

## (૨૧) ગુલાબ

દેખાવ—સુંદર ગોળ ફૂલ. લીલું નાનું દીટું. પુષ્કળ પાંદડીઓ. મનોહર રંગ. મીઠી સુગંધ. જુદા જુદા રંગનાં ગુલાબ. જંગલી ગુલાબ મોટાં થાય છે પણ તેમાં વાસ ઘણી ઓછી હોય છે.

ઉત્પત્તિ—તુર્કસ્તાન, ઇરાન અને ઇંગ્લાંડમાં તથા હિંદુસ્તાનની વાડીઓમાં ગુલાબના છોડ બહુ કાળજીથી ઉગાડવામાં આવે છે. કલમ કરી વાવવાથી ગુલાબના છોડ ઊગે છે. ગંગાજમનાના દોઆબમાં ગુલાબની પુષ્કળ વાડીઓ છે.

ઉપયોગ—દેવને ચઢાવવામાં, હાર બનાવવામાં, અત્તર, ગુલાબજળ અને ગુલકંદ બનાવવામાં તેમજ દવાના કામમાં ગુલાબનાં ફૂલ વપરાય છે.

સામાન્ય વિવેચન—ગુલાબ એ આપણા દેશનું પુષ્પ નથી. મુસલમાનો આપણા દેશમાં આવ્યા ત્યાર પછી એ ફૂલ આપણા દેશમાં આવ્યું. બાગ અને ફળ-ફૂલના શોખીન મોગલ બાદશાહોના વખતમાં હિંદુસ્તાનમાં ઠામઠામ ગુલાબના છોડ વવાવા લાગ્યા. નૂરજહાંએ ગુલાબના અત્તરની શોધ કરી કહેવાય છે. એ બેગમના નહાવાના પાણીમાં ગુલાબ નાખવામાં આવતાં. એક વખત નહાવાના પાણીમાં બેત્રણ દિવસ સુધી ગુલાબ પડી રહ્યાં. બેગમને એ પાણી ઉપર એક જાતનું સુગંધીદાર

તેલ તરતું માલૂમ પડયું. એ તેલ તે ગુલાબનું અત્તર. આપણા દેશનું સુંદર ફૂલ કમળ છે. સંસ્કૃત કવિઓએ સુંદર વસ્તુઓને કમળ સાથે સરખાવી છે.

## (૨૨) તુળસીનો છોડ

દેખાવ—ત્રણચાર ફીટ ઉંચો. સ્વાદમાં તિખાશ પડતાં ને સુગંધીદાર પાઈ જેવડાં પાન.

ઉત્પત્તિ—એની ઉપર માંજરો આવે છે. માંજરો જમીન ઉપર ખરે છે. એ માંજરમાં તુળસીનાં બી હોય છે, તેથી જ્યાં માંજરો પડે છે ત્યાં અનેક તુળસીના છોડ ઊગી નીકળે છે દરેક ધાર્મિક હિંદુકુટુંબમાં તુળસીના છોડ કુંડામાં વાવી તેનું પૂજન કરવામાં આવે છે.

ઉપયોગ—વૈષ્ણવ ધર્મમાં તુળસી એ પવિત્ર વસ્તુ મનાય છે. શ્રી ઠાકોરજીને અર્પણ કરાતા ભોગમાં તુળસીપત્ર મૂકવાંજ જોઈએ. તુળસીને દેવી જેવી ગણવામાં આવે છે. તુળસીનાં પાન તથા તે પાનનો રસ ઘણા રોગોપર અપાય છે. મેલેરીઆ અને બીજા તાવમાં તુળસીનાં પાન ઉકાળીને કરેલો કાઢો પીવાથી ફાયદો થાય છે. એની સળીઓની માળા બનાવી વૈષ્ણવ લોકો પહેરે છે.

સામાન્ય વિવેચન—તુળસીના છોડને એટલો બધો પવિત્ર કેમ માન્યો હશે ? એ ઘણો ઉપયોગી છે માટે ? ઘણી ઉપયોગી અને હિતકારક બાબતોનું આપણા પૂર્વજોએ ધર્મ સાથે સજ્જડ જોડાણ કરી દીધું હોય છે.

## (૨૩) લોઢું

દેખાવ—લોઢું બધાએ જોયું હોય છે.

ઉત્પત્તિ—દુનિયામાં ઘણે સ્થળેથી લોઢું નીકળે છે. અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યમાં, ઈંગ્લાંડમાં તથા હિંદુસ્તાનમાં લોઢાની

ખાણો છે. લોઢું જમીનમાંથી નીકળે છે ત્યારે તેમાં ઘણો ઘણો મેલ હોય છે. એવા લોઢાને લોઢાની કાચી ધાતુ કહે છે. તેમાંથી કચરો સાફ કરી વપરાય તેવું લોઢું બનાવવામાં આવે છે. ઘડતર, ભરતર, અને પોલાદ એવી લોઢાની ત્રણ જાતો છે. ઘડતર નરમ છે. ભરતર બરડ છે. પોલાદ સખત છે.

ઉપયોગ—લોઢાની એટલી બધી વસ્તુઓ આપણા ઘરમાં છે કે તેની ગણતરી કરવી મુશ્કેલ છે. હાલતાં અને ચાલતાં આપણને લોઢાની જરૂર પડે છે. આપણાં વાસણ, ફાનસ, ઓજારો, હથિયારો લોઢામાંથી બનાવ્યાં છે. દુનિયાના સુધારામાં લોઢું અગત્યનો ભાગ ભજવે છે. ઘણાં યંત્રો લોઢાનાં બનાવેલાં હોય છે.

સામાન્ય વિવેચન—આ લોહયુગ છે. યંત્રોના આ જમાનામાં લોઢા વગર આપણને સહેજ પણ ચાલે તેમ નથી. જે દેશોમાં લોઢાની ખાણો છે તેજ દેશો વેપાર હુન્નરમાં આગળ પડતા છે અને સમૃદ્ધ થયા છે.

## (૨૪) કોલસો

દેખાવ—કાળો, ભારે. ઈંટ જેવો સખત.

ઉત્પત્તિ—દુનિયા પર બધે કોલસાની ખાણો છે. હિંદુસ્તાનનો કોલસો યુરોપના કોલસા કરતાં પોચો છે. કોલસાની ખાણનું વર્ણન. સેંકડો ફીટ ઉંડી હોય છે. માઇલો સુધી વિસ્તારમાં હોય છે. અંદર ઘોડાગાડીઓ ફરી શકે છે.

ઉપયોગ—કોલસા અને લોઢું ન હોય તો યંત્રો ચાલતાં અટકી પડે, અને દુનિયાનાં સુખનાં ઘણાં સાધનો નાશ પામે; પણ હવે કોલસાનું કામ વીજળીથી કરી શકાય છે. કોલગેસને બદલે વીજળીના દીવા પ્રકટાવી શકાય છે. યંત્રો વીજળીથી ચલાવાય છે.

કોલસામાંથી કોલગેસ, ટાર, રંગો, તેમજ ખાંડ બને છે.

સામાન્ય વિવેચન—હજારો વર્ષ પૂર્વે જ્યારે દુનિયાપર માણુસ જાત વસતી નહોતી, ત્યારે સર્વત્ર મોટાં રાક્ષસી કદનાં ઝાડ ઊગેલાં હતાં. એવાં ઝાડનાં જંગલો પૃથ્વીપર થએલા ફેરફારને લીધે પડી ગયાં અને તે ઉપર માટીના અનેક થરો બાઝયા. એ ઝાડને જમીન અંદર રહેલી ગરમી લાગી તેમજ હવા મળી નહિ, તેથી કાળાં પડી ગયાં અને કોલસારૂપ બની ગયાં.

## (૨૫) હીરા

દેખાવ—ચળકતો કીમતી પત્થર. 'હીરાની પરીક્ષા તો ઝવેરી કરે'. તુવરની દાળ જેટલા હીરાની કિંમત હજારો રૂપીઆ હોય છે.

ઉત્પત્તિ—મધ્યહિંદ એજન્સિમાં અને નિઝામના રાજ્યમાં હીરાની ખાણો છે. દક્ષિણ આફ્રિકામાં કિમ્બર્લિની હીરાની ખાણો જગજાહેર છે. હિંદુસ્તાનની ગોવળકોંડાની હીરાની ખાણમાંથી કીમતી હીરાઓ અસલ ઘણા નીકળતા. જમીનમાંથી નીકળેલા હીરાને પૉલિશ કરી તેના પાસા પાડવામાં આવે છે, ત્યારે તેનું ખરૂં તેજ જણાય છે. પાસા પાડી સુંદર બનાવવાનો જબરો હુન્નર ચાલે છે. ફ્રાંસ હીરાનું મોટું બજાર છે.

ઉપયોગ—ઉત્તમ જવાહીર છે. રાજારજવાડાઓ, અમીરઉમરાવો અને ધનાઢય વેપારીઓ હીરાનાં ઘરેણાં બનાવાવી વાપરે છે.

સામાન્ય વિવેચન—હીરો એ કીમતી ખનિજ છે પણ બહુ ઉપયોગી વસ્તુ નથી. કોલસો એ હલકી ખનિજ છે પણ ઘણો ઉપયોગી છે.

મોગલ જમાનામાં ગોવળકોંડાની ખાણમાંથી એક સુંદર હીરો નીકળેલો. મોગલો પાસેથી નાદીરશાહ પાસે. નાદીરશાહ પાસેથી અહમદશાહ પાસે, તેના વંશજો પાસેથી સીખ રાજા રણજીતસિંહ પાસે અને તેના વંશજ

પાસેથી અંગ્રેજ સરકાર પાસે એ હીરો આવ્યો. હાલ શહેનશાહ અને શહેનશાહ બાનુના મુગટમાં એ હીરો જડવામાં આવ્યો છે. એ હીરો તે કોહીનૂર.

### મનોયત્ન
### લખો ને સુધરાવો

(૧) ઉપર પચીસ નિબંધોનાં વિસ્તારપૂર્વક પેટાં પાડયાં છે. એમાંના બે નિબંધો વિસ્તારથી લખ્યા છે; એવીજ રીતે બાકીના ત્રેવીસ નિબંધો વિસ્તારથી લખો.

(૨) નીચેનાં પશુઓ ઉપર નાના નિબંધો લખોઃ—

(૧) ભેંસ (૩) કુતરો (૫) હરણ
(૨) બકરી (૪) વાંદરો (૬) શિઆળ

(૩) નીચેનાં પંખી ઉપર નાના નિબંધો લખોઃ—

(૧) સમડી (૩) કાકોકૌઓ (૫) મરઘો
(૨) ગીધ (૪) કબુતર (૬) બતક

(૪) નીચેનાં જંતુઓ વિષે નાના નિબંધો લખોઃ—

(૧) મધમાખ (૩) સાપ (૫) તીડ
(૨) રેશમનો કીડો (૪) મંકોડો (૬) આગીઓ

(૫) નીચેનાં ફૂલઝાડ પર નાના નિબંધો લખોઃ—

(૧) લીમડો (૩) કેળ (૫) કમળનું ફૂલ
(૨) આમલી (૪) શેરડી (૬) પારિજાતકનું ફૂલ

---

# પ્રકરણ ૬ઠ્ઠું
## કેટલાક વર્ણનરૂપ નિબંધો
### (૧) મારૂં ગામ

(૧) ગામનું નામ, ક્યાં આવેલું છે, કેવી રચના છે, તેનું વર્ણન.
(૨) રસ્તાઓ, જાહેર મકાનો, જોવાલાયક સ્થળો.
(૩) વસ્તી, લોક, ધંધા, વગેરે.

(૪) મારૂં ઘર તેની આસપાસનો દેખાવ.

(૫) સામાન્ય વિવેચન.

મારૂં ગામ આમોદ છે. ભરૂચ જિલ્લામાં આવેલો એ એક કસ્બો છે. ભરૂચથી જંબુસર જતી નાના માપની આગગાડી છે. તેમાંનું જંબુસરની પહેલાં આવતું એ સ્ટેશન છે. સ્ટેશન નાનું છે. સ્ટેશન પર ઉતરતાંજ ગામ તરફ નજર કરતાં કેટલાંક મોટાં મકાનો ડાબી બાજુએ જણાય છે. રાતને વખતે સ્ટેશન પરથી વીજળીના દીવાથી ઝાકઝમાળ થઇ રહેલાં એ મકાનો જોવાથી ઘણો આનંદ થાય છે. એ મકાનો આમોદના ઠાકોર સાહેબનાં છે. ગામમાં વીજળીના દીવા નથી. ઠાકોર સાહેબે ખાસ પોતાનાં મકાનો માટે વીજળીનું યંત્ર ગોઠવ્યું છે.

સ્ટેશનથી ગામ નજીક છે; એટલે ગામમાં જવાને ઘોડાગાડીની જરૂર નથી. પ્લેટફૉર્મપરથી ઉતરતાંજ બે ત્રણ ઇમારતી લાકડાંની વખારો આવે છે. પછી કપાસ લોઢવાનાં બે કારખાનાં આવે છે. આગળ ચાલતાં જમણી બાજુએ મામલતદારની કચેરી માલમ પડે છે. સહેજ આગળ જતાં એક હનુમાનનું દહેરૂં આવે છે. ગામનો દરેક હિંદુ કાળીચૌદસને દિવસે એ હનુમાનનાં દર્શન કરવા આવે છે. ગામની સ્ત્રીઓ સુંદર શણગાર સજી પાંચસાતના ટોળામાં એ દિવસે હનુમાનનાં દર્શને જતી માલમ પડે છે. પછી કુંભારવાડો આવે છે. આગળ જતાં લુહારની દુકાનો અને બજાર શરૂ થાય છે. બજાર સુંદર છે. ગાંધી, કાપડીઆ, લોઢાનો સામાન વેચનારા તેમજ સુખડીઆની દુકાનો હારબંધ આવે છે. સીધા ને સીધા ચાલ્યા જઇએ તો એજ રસ્તે ગામ બહાર નીકળી શકાય છે.

જોવા લાયક સ્થળો ગામમાં ઝાઝાં નથી. ગામમાં બે તળાવ છે. એક તળાવને કાંઠે મહાદેવનું મંદિર અને બીજા તળાવને કાંઠે નાનો પણ સુંદર બાગ આવી રહેલો છે. દરબારનાં મકાનો જોવા લાયક છે. ગામમાં એક સરકારી દવાખાનું છે. સુંદર લાલ ઈંટોથી બાંધેલો એક ગુજરાતી શાળા છે. અસલના વખતમાં જ્યારે આગગાડીઓ નહોતી ત્યારે એક દેશમાંથી બીજા દેશમાં વણઝારાઓ પોઠ ઉપર લાદીને માલ લઈ જતા. હજારો પોઠીઆઓને પાણી પીવાની સગવડ કરવા માટે એવા વણઝારા

વેપારીઓએ ગામને છેડે સુંદર કુવા ખોદાવ્યા છે. તેમાંનો એક કુવો ફેર-કુવાને નામે ઓળખાય છે. એમાં પગથીઆં ગોઠવેલાં છે. એ પગથીએ પગથીએ ઉતરી કુવામાંના પાણી સુધી માણસ જઈ શકે છે.

ચારે વર્ણના લોક મારા ગામમાં વસે છે. મોટો ભાગ ખેડુતોનો છે. કપાસ અને જુવારનો મુખ્ય પાક થાય છે; છતાંએ મારા ગામમાં કેટલીક કારીગીરીની વસ્તુઓ થાય છે. પિત્તળની સુંદર બરણીઓ માટે આમોદ પ્રખ્યાત છે. આમોદના ચપ્પુ આખા ગુજરાતમાં વખણાય છે. પિત્તળનું ભરતરકામ મારા ગામમાં સારૂં થાય છે. આમોદની છીણી સુરત, ભરૂચ અને અમદાવાદનાં બજારોમાં વેચાય છે.

મારૂં ઘર સ્ટેશનથી બહુ દૂર નથી. બજારના મધ્યભાગની પાછળ આવેલું છે. હું બ્રાહ્મણ ફળીઆમાં રહું છું. પાસે પાટીદાર લોકોનું ફળીઉં આવેલું છે. આસપાસ થોડે દૂર આમલીનાં ઝાડો છે. સવાર થતાંજ આમલી ઉપરના મોર આપણે દાતણ કરતા હોઇએ તે વખતે ઢેલ સાથે ચોગાનમાં ફરતા માલમ પડે છે. હાથ અને કપાળમાં ભસ્મનાં મોટાં ટીલાં તાણીને હાથમાં પૂજાની સામગ્રીથી ભરેલું પંચપાત્ર લઈને બ્રાહ્મણ યુવાનો મહાદેવના મંદિરે પૂજન કરવા જતા સવારના પહોરમાં જોવામાં આવે છે. ગામમાં નળ નથી એટલે કુવાઓનું પાણી વાપરવું પડે છે. સવારના પહોરમાં ઘુમટો તાણીને ખભે દોરડું અને માથે બેડું મૂકોને પોતાની નણંદ કે ભોજાઈના સાથમાં જતી પાટીદારની તેમજ બ્રાહ્મણની વધૂઓ પણઘટ પર જતી માલમ પડે છે. પાટીદારના નાના છોકરાઓ હાથીનાં બચ્ચાં જેવી માતેલી ભેંસોને આજ વખતે તળાવમાં પાણી પીવડાવવા લઈ જતા માલમ પડે છે.

સાંજે તો મહોલ્લાનાં બધાં છોકરાંઓ ભેગાં થાય છે. છોકરાઓ છોકરાઓની રમત રમે છે, અને છોકરીઓ પોતાની રમતો રમે છે. થાક લાગે ત્યાં સુધી રમી સૌ સૌને ઘેર જઈ ઊંઘી જાય છે.

આજે આમોદમાં વિદ્વાન માણસો નથી; પણ અસલ તો આમોદ વિદ્યાનું સ્થાન ગણાતું. કાશીથી ભણી આવેલા ઘણા પંડિતોને અહીંના વિદ્વાનોએ વાદવિવાદ કરી હરાવેલા. આમોદનો એક પંડિત તો પેશ્વા સરકારની રાજધાની પુનામાં જઈ પંડિતોની પરિષદ્‌માં વિજય મેળવી પાછો આવેલો. કહે છે કે પેશ્વા

સરકારે એનો એટલો બધો સત્કાર કર્યો અને એટલું બધું ધન આપ્યું કે તે ધન ઊંટ પર લાદીને આમોદ આણવામાં આવેલું. એ પંડિતનો પૌત્ર છેલ્લાં પાંચ વર્ષ થયાં ગુજરી ગયો છે.

વળી આમોદમાં દરબારને લીધે તેમજ પેશ્વાના અમલમાં મળેલા અધિકારને લીધે મુત્સદ્દી ગણાતી કાયસ્થ અને બ્રહ્મક્ષત્રિય કોમોની વસ્તી ઘણી હતી. હાલ તો એ બંને કોમના લોકોએ પોતાનું વતન તજવા માંડયું છે, અને શહેરોમાં વસવાટ કરવા માંડયો છે.

## (૨) દશેરા

(૧) એ તહેવાર ક્યારે આવે છે તે.
(૨) એ તહેવારનો ઇતિહાસ.
(૩) એ તહેવારમાં થતાં કામોનું વર્ણન.
(૪) સામાન્ય વિવેચન.

આ તહેવાર આસો સુદ દશમીને દિવસે આવે છે. એની આગળ ગએલા નવ દિવસો નવરાત્રના ગણાય છે. દશેરા એ દશમો દિવસ છે.

આ તહેવારનું મૂળ નામ વિજયા દશમી છે. વિજયા દશમી એટલે જીત આપનાર દશમનો દિવસ. ત્રણ મોટા વિજયનો સંબંધ આ દિવસ સાથે જોડવામાં આવે છે. એમાંનો એક વિજય તે દેવી દુર્ગાએ મહિષાસુર નામના દૈત્ય પર મેળવેલો વિજય. એ દૈત્ય સારી દુનિયાને પીડતો. પૃથ્વીના આદમીઓને રંજાડતો અને દેવોને દુઃખ દેવામાં કશી બાકી ન રાખતો. દૈત્યથી હારેલા દેવો દુર્ગાને શરણે ગયા અને દુર્ગાએ એ દૈત્યને દશેરાને દિવસે મારી, દેવો અને મનુષ્યોનું રક્ષણ કર્યું.

બીજો વિજય આજ દિવસે રાવણને જીતી રામચંદ્રજીએ મેળવ્યો. વાનરોનું સૈન્ય લઈ લંકામાં જઈ વિજયા દશમીને દિવસે રામચંદ્રજીએ રાવણનાં દશ મસ્તક છેદ્યાં અને એ દુરાચારી રાક્ષસનો નાશ કર્યો.

ત્રીજો વિજય પાંડવોએ કૌરવોને જીતીને મેળવ્યો. તેર વરસ વનવાસ ભોગવી એ દિવસે પાંડવો પોતાનું રાજ્ય પાછું મેળવવા હસ્તિનાપુર તરફ વળ્યા. એજ દિવસે રસ્તામાં સંતાડેલા શમીવૃક્ષ ઉપરનાં આયુધ ગાંડીવધન્વા અર્જુને લીધાં.

દશેરાનો દિવસ આવે એટલે દિવાળીને માટે તૈયારી થાય છે. સાથીઆ પૂરવાને આંગણું સાફ કરવામાં આવે છે. ઘરો ધોળાય છે. ઘેરઘેર મિષ્ટાન્ન થાય છે. નવરાત્રના નવ દિવસના અપવાસ આજે પુરા થાય છે. ઉપવાસી જનો આજે પારણું કરે છે. દેવીઓનાં મંદિર આગળ મેળો ભરાય છે. નગરવાસી સુંદરીઓ સુંદર વસ્ત્રો અને ઘરેણાં પહેરી પોતાની સખીઓ સાથે દેવીનાં દર્શન કરવા જાય છે. વૈષ્ણવોનાં મંદિરમાં પણ આજે ઉત્સવ થાય છે.

નગરજનો પણ દશેરાને દિવસે જબરી ધમાલમાં હોય છે. જેમને ઘેર વાહન હોય તે વાહનને સાફસુફ કરે છે. એ દિવસે ઘોડાનું પૂજન કરવામાં આવે છે. ખાસદાર એ દિવસે ઘોડાને નવડાવી ધોવડાવી, તેના ઉપર નવું સાજ નાખી, તેના ગળામાં અને ચારે પગે ખરીના ઉપલા ભાગ પર ગલગોટાના હાર બાંધી પોતાના માલીકને ઘેર લઈ જાય છે. ત્યાં એ ઘોડાને ચાંલ્લો કરવામાં આવે છે. તેને અનાજ અને સાકર ખવડાવવામાં આવે છે. ખાસદારને પણ બક્ષિસ આપવામાં આવે છે.

કેટલાંક ગામમાં તો એ દિવસે શમીપૂજન કરવા માટે લોકોનાં ટોળેટોળાં જાય છે. બ્રાહ્મણો ત્યાં આગળ હાજર હોય છે. તે શમીનું પૂજન કરાવે છે. બળેવને દિવસે બાંધેલી રાખડી આજે છોડી નાખવામાં આવે છે. શમીનાં વૃક્ષો જ્યાં આવેલાં હોય ત્યાં મેળો ભરાય છે. નગરજનો સાંજે પોતપોતાના ઘોડાઓ લઈ મોટાં ચોગાનમાં જાય છે. ત્યાં પોતાના ઘોડાઓ દોડાવી નગરવાસીઓમાંથી કોના કોના ઘોડા ઉત્તમ છે, તેનો નિર્ણય થાય છે.

દેશીરાજમાં તો દશેરાને દિવસે મોટી સવારી નીકળે છે. રાજા પોતાના સામન્તો, સરદારો ને પ્રતિષ્ઠિત નાગરિકોને લઈ નીકળે છે. એ બધા શમીવૃક્ષ હોય ત્યાં ધામધૂમથી જાય છે. રાજગોર રાજા પાસે શમીનું પૂજન કરાવે છે પછી હથિઆરોનું પૂજન કરાવે છે. પછી નવરાત્રમાં વાવેલા જવારા બધાને વહેંચે છે.

કેટલેક ઠેકાણે દેવીને ખૂશ કરવા આ દિવસે પાડાનો ભોગ આપવામાં આવે છે.

દશેરા એ શરદ્‌ઋતુનો તહેવાર છે. વર્ષાઋતુ વીતી ગઈ હોય છે. નદીઓ નિયમિત વહેતી થઈ ગઈ હોય છે. રસ્તાઓ સુકાઈને સાફ બની ગયા હોય છે. આથીજ આ દિવસે રાજાઓ દિગ્વિજય કરવા નીકળતા. મરાઠાના અમલમાં સરદેશમુખી તથા ચોથ ઉઘરાવવા મરાઠા સરદારો આજ દિવસે નીકળતા. આખું વરસ ફરી, વર્ષાની શરૂઆત થતાં પહેલાં એ સરદારો સ્વદેશ પાછા ફરતા.

અસલના વખતમાં આ તહેવાર ખૂબ ધામધૂમથી ઉજવવામાં આવતો. આજે તો માત્ર દેશી રાજ્યોમાં આ તહેવાર ઘણી ધામધૂમથી ઉજવાય છે.

## (૩) વર્ષાઋતુ

(૧) એ ઋતુ ક્યારે બેસે છે તે.

(૨) વર્ષામાં થતા કુદરતી દેખાવોનું વર્ણન.

(૩) એ ઋતુમાં આવતા તહેવારોનું વર્ણન.

(૪) સામાન્ય વિવેચન.

આ ઋતુ અસાડ અને શ્રાવણ માસમાં આવે છે. અંગ્રેજી માસ જુલાઇથી સપ્ટેમ્બર સુધી આ ઋતુ ગણાય છે. ગ્રીષ્મઋતુ પછી આ ઋતુ આવે છે.

ગ્રીષ્મના તાપથી નદીનાળાં સુકાઇ ગયાં હોય છે. ઉકળાટથી પ્રાણીઓ આકળાં થતાં હોય છે, એટલે આ ઋતુ બેસે છે. પહેલાં તો નૈર્ઋત્યમાંથી પવન વાય છે. કેટલીક વખત પવન બંધ થઇ જાય છે. આકાશમાં કાળાં વાદળાં ચઢી આવે છે. મધ્યાહ્નનો સૂર્ય પણ ઘડીભર ઢંકાઈ જાય છે. ઇશાનમાં સુવર્ણની વિશાળ રેખાઓ જેવી વીજળી ઝબુકે છે. ઘોર ગર્જના થાય છે અને વરસાદ મુસલધાર તૂટી પડે છે.

નદીઓ, તળાવો અને સરોવરો પાણીથી ઉભરાઈ જાય છે. વ્યવહારના માર્ગો બંધ પડે છે. નદીઓમાં રેલ આવે છે. કિનારે આવેલાં ગામડાંનો નાશ થાય છે. રેલવેની સડકો ધોવાઈ જાય છે. નદીઓ ઉપરના પૂલ પાણીના જોસથી દોદળા થઇ જાય છે.

ખેડુતોને એક ઘડીની નવરાશ મળતી નથી. એમણે વાવણીનું કામ શરૂ કરી દીધું હોય છે. થોડા દિવસમાં તો એમનું વાવેલું ઉગી નીકળે

છે. ખેતરમાં નીંદણુ પણ વધી જાય છે. મજુરો કરી ખેડુતો નીંદાવવાનું કામ શરૂ કરી દે છે.

એત્રણ વરસાદનાં ઝાપટાં પડતાંજ ખેતરો, ડુંગરો અને બીજી બધી જમીન ઉપર લીલું ઘાસ ફૂટી નીકળે છે. ધીરે ધીરે ચિત્ર–વિચિત્ર રોપ સર્વત્ર ઉગેલા દેખાય છે. ભેંસ ખાબોચીઆમાં પડી રહી આનંદ કરે છે. બીજાં પાળેલાં પશુઓ લીલી વરીઆળી જેવું ઘાસ પેટપૂર ખાવાનું મળતાં તાજાં બનવાં માંડે છે, અને સર્વત્ર આનંદ આનંદ થઈ રહે છે.

વર્ષાઋતુના અંતમાં તો ખેતરોમાં પાક અડધોપડધો તૈયાર થઇ જાય છે. વરસાદની ગર્જનાથી અકળાઈને ટહુકા કરતો મોર હવે વરસાદ ઓછો થઈ જતાં આમલીઓ ઉપરથી ઉતરી લીલી વરીઆળી જેવા ઘાસથી છવાયલાં મેદાનોમાં ઢેલ સાથે ફરે છે; પોતાની માણેકપરવાળાંથી જડી હોય એવી પુછડીનાં પીછાં પસારી કળા કરે છે, અને પોતાની ઢેલની સન્મુખ થનથન નાચી પોતાનો આનંદ બતાવે છે.

વર્ષાઋતુમાં ઘણા તહેવારો આવે છે. તેમાંના મુખ્ય તહેવારો બળેવ, શીતળાસપ્તમી અને જન્માષ્ટમી છે.

બળેવ શ્રાવણ સૂદ પુનમને દિવસે આવે છે. એ દિવસે બલિરાજાને વામન ભગવાને પાતાળમાં દાબી દીધેલો. બ્રાહ્મણો એ દિવસે જનોઈ બદલે છે. ઘેર ઘેર મિષ્ટાન્ન થાય છે. ભાઈને બેન રાખડી બાંધે છે. બેન બરફી કે સાકર લઈ ભાઈને ત્યાં આવે છે. સૂતર કે રેશમની રાખડી ભાઈને બાંધી ભાઈ પાસેથી પસલી એટલે ભેટ લે છે.

શ્રાવણ વદ સાતમે શીતળાસપ્તમીનો તહેવાર આવે છે. એ બૈરાંનો તહેવાર છે. એ દિવસે સ્ત્રીઓ રસોઈ કરતી નથી. એનો આગલો દિવસ રાંધણ છઠ કહેવાય છે. એ છઠને દિવસે સ્ત્રીઓ ભાતભાતની રસોઈ કરી મૂકે છે. બીજે દિવસે એટલે સાતમને દિવસે ઠંડા પાણીથી નાહી, શીતળા દેવીનું પૂજન કરી, પેલી ટાઢી રસોઈ જાતે જમે છે અને પોતાનાં કુટુંબીઓને જમાડે છે. સુધરેલાં કુટુંબોમાં આ તહેવાર હાલ પળાતો નથી.

શ્રાવણ વદ આઠમ તે જન્માષ્ટમી. શ્રીકૃષ્ણનો જન્મ એ દિવસે થએલો. વૈષ્ણવ લોકોનો એ મોટો તહેવાર છે. એ દિવસે ઉપવાસ કરવામાં આવે

છે. મંદિરોમાં જબરી ધામધૂમ થઈ રહે છે. રાત્રે બાર વાગે શ્રીકૃષ્ણનો જન્મ થયો મનાય છે, માટે એ વખતે મંદિરોમાં ઠાકોરજીનાં ઠાઠમાઠથી દર્શન કરાવવામાં આવે છે. ભાવિક વૈષ્ણવો જન્માષ્ટમીની આખી રાત જુદાં જુદાં વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરોમાં દર્શન કરવા જઈ વીતાડે છે. શ્રાવણ વદ નવમીએ પારણાં થાય છે. મંદિરોમાં અન્નકૂટ થાય છે. અનેક જાતનાં શાક ભાતભાતની વાનીઓ ઠાકોરજીની આગળ ગોઠવવામાં આવે છે. અનેક ભાવિકો અન્નકૂટનાં દર્શન કરવા જાય છે.

છ ઋતુમાં વર્ષાઋતુ મુખ્ય છે, કારણકે હિંદુસ્તાનનો મુખ્ય ધંધો ખેતીનો છે અને ખેતીનો મુખ્ય આધાર વરસાદ પર છે.

## (૪) શરદ્ઋતુ

(૧) એ ઋતુ ક્યારે બેસે છે તે.
(૨) શરદ્ઋતુમાં થતા કુદરતી દેખાવનું વર્ણન.
(૩) શરદ્ઋતુમાં થતો પાક તથા એ ઋતુમાં આવતા તહેવારો.
(૪) સામાન્ય વિવેચન.

વર્ષાઋતુ વીત્યા પછી શરદ્ઋતુ બેસે છે. અંગ્રેજી માસ સપ્ટેમ્બરથી નવેમ્બર સુધી એ ઋતુ ગણાય છે.

આ ઋતુ બેસતાં વરસાદ પડતો બંધ થઈ જાય છે. નદીનાળાં અને સરોવરોમાં પાણી કંઈક ઓછું થાય છે. નદીઓ ધીમે ધીમે વહે છે. રસ્તાઓ ધીમે ધીમે સાફ થવા માંડે છે. રાત્રે આકાશમાં થતાં તોફાનો બંધ થઈ જાય છે. ઉંડું ભુરૂં આકાશ બધે માલમ પડે છે. કોઈ કોઈ ઠેકાણે ધોળી વાદળીઓ ધીમી ગતિએ સરતી માલમ પડે છે. કવચિત્ ચાંદીની ચીપ જેવી વીજળી ક્ષણભર ઝબુકીને અટકી જાય છે. રાત્રે નક્ષત્રનાથ ચંદ્રમા પોતાના પૂર્ણ સ્વરૂપમાં પ્રકાશે છે. તારાઓના તેજથી આકાશ હીરાકણીથી જડી લીધું હોય એવું દેખાય છે. તળાવો અને સરાવરોમાં કમળ ખીલી રહ્યાં હોય છે. રાત્રે જળાશયોમાં ઉગેલાં પોયણાંઓ નિશાનાથ ચંદ્ર સામું જોઈ પોતાની લંબગોળ પાંદડીઓ પસારી જાણે મંદમંદ હસી રહ્યાં હોય એવો દેખાવ થઈ રહે છે.

ખેતરો પાકથી લચી રહ્યાં હોય છે. તૃણધાન્ય એટલે ચોખા, બાજરી, મકાઈ, વગેરે તૈયાર થઈ જાય છે. વાડીઓમાં અનેક જાતનાં શાક ઢગલાબંધ તૈયાર થાય છે. કુમારિકાની કોમળ આંગળી સમા ભીંડા, હાથીના કુંભસ્થળને શરમાવે એવાં કહોળાં, કુમળી માખણ જેવી દૂધી, સુંવાળી રેશમ જેવી ચોળાની શીંગો આ ઋતુમાં પુષ્કળ પાકે છે. કાકડી, ચીભડાં, તુરીયાં અને ગુવારસીંગ તો એટલાં પાકે છે કે એનો કોઈ ભાવ પણ પૂછતું નથી.

આ ઋતુમાં ઘણા તહેવારો આવે છે. એ બધામાં નવરાત્ર, દશેરા, શરદ્પૂર્ણિમા, અને દિવાળી એ મુખ્ય છે.

નવરાત્ર એ નવ માતાના તહેવારના દિવસો છે. એ દિવસોમાં ઉપવાસ કરવામાં આવે છે. દેવીઓનાં મંદિરમાં આ દિવસોમાં ઉત્સવો થાય છે. સ્ત્રીપુરુષો ત્યાં દર્શને જાય છે. દેવીઓના મંદિર આગળ આ દિવસોમાં મેળો ભરાય છે.

નવરાત્ર પછીનો દિવસ તે દશેરા. એ તહેવારનું લાંબુ નામ વિજયા દશમી છે. એ દિવસે દેશી રાજ્યોમાં રાજા મોટી સવારી કાઢી નીકળે છે, અને શમીવૃક્ષ તેમજ હથિઆરોનું પૂજન કરે છે. એ દિવસે અશ્વનું પણ પૂજન કરવામાં આવે છે. અસલના ક્ષત્રિય રાજાઓ એ દિવસે દિગ્વિજય કરવા નીકળતા.

દશેરાથી પાંચમા દિવસે આવતો તહેવાર તે શરદ્પૂર્ણિમા. એ દિવસે મંદિરોમાં ઉત્સવ થાય છે. નવા ચોખા આ વખતે પાકેલા હોય છે. તે ચોખાના પૌંઆ બનાવી, તેને પલાળી, દૂધ સાથે મેળવી ચંદ્રમાને ધરાવી સાંજે દૂધપૌંઆ જમવાનો કેટલેક ઠેકાણે રિવાજ છે. અજવાળી રાત્રિએ નગરની તેમજ ગામડાની સ્ત્રીઓ ગરબા ગાય છે, અને પોતાના મધુર કંઠથી મહોલ્લાઓ ગજવી મૂકે છે. કેટલેક ઠેકાણે એ પુનેમ પછીનો પડવો પણ ઉત્સવ તરીકે મનાય છે. એને ચંદની પડવો કહે છે. ચંદની પડવાનો તહેવાર બહુ જુનો છે. ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પર ચંદ્રગુપ્ત રાજાના અમલમાં પણ આ તહેવાર ઉજવાતો. આજે પણ ચંદની પડવો એ સુરતવાસીઓનો મોટામાં મોટો આનંદ ભોગવવાનો તહેવાર છે.

આસો માસનો છેલ્લો દિવસ તે દિવાળી, પણ અગિઆરસથીજ દિવાળી શરૂ થઈ મનાય છે. વરસ સુખરૂપ વીત્યું તેના આનંદમાં ઘેરેઘેર ભાતભાતનાં ખાવાનાં આ દિવસોમાં તૈયાર કરવામાં આવે છે. આસો વદ ૧૩ને દિવસે ધનપૂજા કરવામાં આવે છે. ચૌદશ હનૂમાનની પૂજા કરવાનો તહેવાર છે. અમાસને દિવસે દિવાળી આવે છે. નગરો અને ગામડાં આ તહેવારોમાં દીવાઓના તેજથી ઝાકઝમાળ થઈ રહે છે, નગરની સુંદરીઓ પોતાનાં બારણામાં ભાતભાતના સાથીઆ પૂરે છે, અને સારાં લુગડાં ઘરેણાં પહેરી એ દિવસો આનંદથી પસાર કરે છે. દિવાળી પછીનો બીજો દિવસ તે બેસતું વર્ષ. વેપારીઓ એ દિવસે ચોપડાપૂજન કરે છે. મિત્રો એકબીજાને એ દિવસે નવું વર્ષ સુખરૂપ જાય એવી મુબારકબાદી આપે છે. નાનાંઓ વડિલોને પગે પડી એ દિવસે આશીર્વાદ મેળવે છે.

શરદ્ઋતુ આમ તહેવારોથી ભરેલી છે. પણ એ ઋતુમાં લોકોને તાવ આવે છે. ચોમાસું ગયા પછી નહિ સુકાયલાં ખાબોચીયાંમાંથી ખરાબ હવા નીકળે છે તેથી તેમજ ખૂબ પાકવાથી સસ્તાં થએલાં શાકપાન ખૂબ ખાધાથી લોકોને તાવ આવે છે. એ ઋતુમાં આનંદ કરવો હોય તો માણસે એ ઋતુમાં ખાનપાનમાં બહુ કાળજી રાખવી જોઈએ.

## (૫) દેશી રમતો

(૧) મુખ્ય વિષયપર આવવું.
(૨) ચાર દેશી રમતોનું વર્ણન.
(૩) એ રમતો રમવાથી થતા ફાયદા.
(૪) સામાન્ય વિવેચન.

કસરત કરવાથી શરીરને ફાયદો થાય છે એ તો સૌ કોઈ જાણે છે. પણ કસરત કરવી કેટલીક વખત કંટાળારૂપ થઈ પડે છે. એકને એકજ રીતે દંડ પીલવા, ઊઠબેસ કરવી, દૂર દૂર ફરવા જવું, અથવા અખાડામાં કુસ્તી કરવા જવાનું કામ થોડા દિવસ ગમે છે, પણ દરરોજ એવી કસરતો લેતાં કંટાળો આવે છે. આથી દરેક દેશમાં જુદી જુદી રમતો રમવામાં આવે છે. રમતાં રમતાં આનંદ મળે છે અને આપણને જોઇએ તેટલી કસરત મળે છે.

આપણે ત્યાં એવી ઘણી રમતો રમાય છે. એ રમતોમાં ગેડીદડાની, આટાપાટાની, એરંડાની ને ડાહીના ઘોડાની રમતો જાણીતી છે.

ગામડામાં ગેડીદડાની રમત રમવામાં આવે છે. રાયણ અથવા લીમડા કે આમલીના ઝાડની એક જાડી લાકડી કાપવામાં આવે છે. તેને ગેડી કહે છે. ચીંથરાનો માણસના માથા જેવડો એક દડો બનાવવામાં આવે છે. પછી છોકરાઓ બે ટોળીમાં વહેંચાઈ જાય છે. મેદાનની વચમાં પેલો દડો મૂકવામાં આવે છે, અને પછી રમત શરૂ થાય છે. બંને બાજુની ટોળીના છોકરાઓ એ દડો પોતપોતાની બાજુએ લાકડી વતી સપાટો મારી ખેંચી જવા પ્રયત્ન કરે છે. આમ કરવામાં જબરી રસાકસી થાય છે. ખૂબ દોડવું પડે છે, અને કાંડાંમાંથી જોર કરવું પડે છે. આ રમત શિશિરના આખરના દિવસોમાં રમવામાં આવે છે. વસંતઋતુના હોળીના દિવસે એ ગેડી અને દડો હોળીની ઝાળમાં પધરાવી દેવામાં આવે છે.

આ રમત ઘણા જુના સમયથી હિંદુસ્તાનમાં રમાતી આવી છે. અસલના વખતમાં એ ‘કંદુકક્રીડા’ ને નામે ઓળખાતી. ‘કંદુકક્રીડા’ એટલે દડાની રમત. શ્રીકૃષ્ણે ગોવાળીઆઓ સાથે આ રમત રમતાં રમતાં જમના નદીમાં દડો નાખી દીધો, અને દડો લેવાને બહાને જમનામાં કૂદકો મારી અંદર વસતા કાળીનાગને વશ કર્યો.

આટાપાટાની રમત માટે મોટા ચોગાનમાં ખડી, ચુના કે પાણીથી એક મોટો લંબચોરસ પાટ પાડવામાં આવે છે. એ લંબચોરસ પાટની લંબાઈ વચ્ચેથી જતો એક ઉભો પાટ પાડવામા આવે છે, અને એ ઉભા પાટને લંબરૂપે છેદતા બીજા કેટલાક આડા પાટા પાડવામાં આવે છે પછી રમનાર છોકરા બે ભાગમાં વહેંચાઈ જાય છે. દાવ આપનારી ટોળી પાટાઓ ઉપર ગોઠવાઈ જાય છે. એક હોશિઆર રમનાર વચલા ઉભા પાટ કે મોભ પર ઉભો રહે છે. બીજા બધા દાવ આપનારામાંથી એકએક જણ એક-એક આડા પાટ ઉપર ઉભો રહે છે. આડા પાટ ઉપર ઉભેલા પોતાના પાટ ઉપર ઉભા રહી સામા પક્ષના પાટમાં દાખલ થઈ જતા રમનારને પકડવા પ્રયત્ન કરે છે. ઉભા પાટવાળો રમનાર સામા પક્ષના ભિલ્લુઓને એ આખા પાટ ઉપર દોડી જઈ ગમે ત્યાં પકડી શકે છે. આડા પાટ ઉપર ઉભેલા

દાવ આપનારા પટો ઓળંગી ગએલા વિદ્યાર્થીઓને પકડી શકતા નથી. આ રીતે દાવ લેનારા એ પાટામાં દાખલ થાય છે. એમ કરતાં કોઈ પકડાઈ જાય તો એ લોકો દાવ હારી જાય છે, અને બીજા પક્ષના ભિલ્લુઓને દાવ લેવા બોલાવે છે. દાવ લેનાર ભિલ્લુમાંથી ગમે તે એક જણુ એ બધા પાટા ઓળંગી પેલે પાર જાય એટલે બધા દાવ આપનાર ભિલ્લુઓ અવળા ફરી જાય છે. જુદા જુદા પાટામાં ઉભેલા દાવ લેનાર ભિલ્લુઓ પેલા બહાર નીકળેલા ભિલ્લુએ પાટ બહારથી આણેલી માટી પોતાના હાથમાં આવે નહિ ત્યાં સુધી બીજા પાટમાં જઈ શક્તા નથી. આ રીતે પાછા ફરેલા દાવ લેનાર જો સામાપક્ષના ભિલ્લુઓ ન અડકી શકે તેમ જે પાટમાં શરૂઆતમાં દાખલ થએલા તે પાટ ઓળંગી જાય તો રમત જીત્યા કહેવાય છે.

એરંડાની રમતમાં એક મોટું કુંડાળું કરવામાં આવે છે. એક રમનાર દાવ આપે છે. તે પેલા કુંડાળામાં ઉભો રહે છે. બીજા રમનારા કુંડાળાની બહાર ઉભા રહે છે. દાવ આપનાર વિદ્યાર્થી કુંડાળામાં બે પગે ઉભો રહી શકે છે. કુંડાળા બહાર એક પગ પર કૂદતો કૂદતો જઈ બહાર દોડતા રમનારને પકડવા પ્રયત્ન કરે છે. એમ કરતાં જો એ બંને પગ જમીન પર મૂકી દે તો દાવ લેનારા, દાવ આપનાર કુંડાળામાં ભરાઈ જાય ત્યાર પહેલાં પકડીને તેને મુક્કીઓ મારે છે. જો કોઈ રમનાર પકડાઈ જાય તો તે પેલા દાવ આપનાર વિદ્યાર્થીના સાથે કુંડાળામાં જઈ તેની માફક બીજાને બોડે પગે પકડવા પ્રયત્ન કરે છે. આ રીતે પકડાઈ બધા છોકરા કુંડાળામાં દાખલ થાય એટલે રમત પુરી થાય છે.

'ડાહીનો ઘોડો રમતો જમતો છૂટપૂટ' એમ બોલી નાનાં બાળકો આપણે ત્યાં ઘણુંખરૂં રાત્રે રમે છે. એ રમત તો બહુ જાણીતી છે.

ગેડીદડાની રમતથી આખા શરીરને કસરત મળે છે. આટાપાટાથી કસરત મળે છે તે ઉપરાંત યુક્તિથી પકડાયા વગર કેવી રીતે એક પાટ-માંથી બીજા પાટમાં જવું તે વિચારવાથી અને પકડાઇ ન જવાય માટે સાવચેત રહેવાથી, વિચારશક્તિ અને સમયસૂચકતાનો રમનારમાં વધારો થાય ; એરંડાની રમતમાં કસરત મળે છે તે ઉપરાંત સામા ભિલ્લુઓનો

માર ખાઈ સહનશક્તિનો વિકાસ થાય છે. ‘ ડાહીનો ઘોડો ’ તો અનુમાન શકિત કેળવવાની એક ઉત્તમ રમત છે.

આજે તો આપણા દેશમાં ક્રિકેટ, ફૂટબોલ, હોકી, બિલિઅર્ડ, ટેનિસ જેવી પરદેશી અનેક રમતો રમાય છે. એ રમતોથી ફાયદો તો થાય છે પણ પૈસાદાર લોકોજ આવી રમતો રમી શકે છે; કારણકે એ રમતો રમવાને ઘણાં સાધનો જોઇએ છીએ, અને તે સાધનોની ઘણી કિંમત આપવી પડે છે. આપણી દેશી રમતો રમવામાં બહુ ઓછા સાધનની જરૂર પડે છે. વળી તે સાધનોની કિંમત જૂજ હોય છે.

## (૬) મુસાફરીવર્ણન

(૧) ક્યાં મુસાફરીએ નીકળ્યા ને શા માટે નીકળ્યા તે હકીકત.

(૨) રસ્તામાં શું શું જોયું તથા રસ્તે વખત શી રીતે ગાળ્યો તેનુ વર્ણન.

(૩) ત્યાં જઈ શું શું જોયું તેનું વર્ણન.

(૪) સામાન્ય વિવેચન.

## સુરતથી વડોદરા

ગાયકવાડ સરકારનું પાટનગર વડોદરા ગુજરાતનું એક જોવા લાયક શહેર છે. એ શહેરમાંનો બાગ, તેમાંનું સંગ્રહસ્થાન, અને લક્ષ્મીવિલાસ મહેલ એ બધાની સુંદરતાની ઘણી વાતો સાંભળેલી અને તેથી એ સુંદર સ્થાનો જોવાનો વિચાર કેટલાએ સમયથી થયા કરતો; એવામાં અમારા મિત્રના પિતાએ વડોદરામાં નોકરી લીધી, તેથી એ મિત્રે વડોદરે આવવા અમને ખૂબ આગ્રહ કરીને પત્ર લખ્યો. આથી રજાનો જોગ જોઇ અમે ત્રણ મિત્રો વડોદરે જવા નીકળ્યા.

નક્કી કરેલે સમયે ટ્રેન આવતાં પહેલાં અમે સુરત સ્ટેશન પર ભેગા થયા. ટિકિટ કરાવી ટ્રેન આવતાં આગગાડીમાં બેઠા. ગાર્ડે સિસોટી વગાડી અને ખાવાનું વેચનારાની ‘ સુરતની બરફી ’, ‘ બ્રાહ્મણીઆ ચા ’, ‘ દૂધ ગરમ ’, વગેરે બૂમો પડતી હતી એવામાં તો ટ્રેન ઉપડી.

ગાડીમાં બારી આગળ બેસી આસપાસના સૃષ્ટિસૌંદર્યનું મેં નિરી- ક્ષણ કરવા માડયું. આસપાસ પાક તૈયાર થવા આવેલાં ખેતરો જોયાં.

ખેતરમાં કરેલા માળા ઉપર બેસી પંખી ઉડાવતા ખેતરના રખેવાળને જોયા. ખુલ્લાં ઘાસવાળા મેદાનમાં ચરતાં ગાય અને ભેંસોનાં ટોળાં જોયાં. ગાડી નજીક ચરતી, ગાડી આવતાંજ પોતાનું મોં ઉંચું કરી, ગાડી તરફ મૂર્ખની માફક જોતી, એક ભેંસ જોઈ. ગાડીથી થોડે દૂર પગની આંટી મારી, ડાંગનો ટેકો લઇ, ફાટાટુટાં કપડાં પહેરેલા ગોવાળીઆ ગાડી પસાર થતી જોવામાં ધ્યાનમગ્ન થએલા જોયા. આખરે આ બધી જાતના દેખાવો જોઇ થાક લાગ્યો, અને ગાડીમાં મારા બે મિત્રો વાતો કરતા હતા ત્યાં જઈ બેઠો.

એવામાં નર્મદાનો ઈંજનેરી કામની કુશળતા દર્શાવતો પૂલ આવ્યો. અમારી સાથે બેઠેલા ધાર્મિક ઉતારૂઓમાંથી કોઇએ ' જય નર્મદે ', ' જય નર્મદે ' એમ બોલી નદીને નમસ્કાર કર્યો; વળી કોઇએ તો નદીમાં પૈસા નાખ્યા. મારા મિત્ર આ જોઇ હસ્યા, અને મારા તરફ જોઇ બોલ્યા, ' જોઇ આપણા લોકોની મૂર્ખતા ! નદીને પણ આ લોકો દેવી જેવી માને છે ! ' મેં જવાબ દીધો, ' એ મૂર્ખતા નથી પણ કૃતજ્ઞતા છે. જે નદી પોતાની છાતીપર સફરી વહાણો રાખી એક દેશથી બીજા દેશમાં મનુષ્યોને અને જાતજાતના માલને લઈ જઈ દેશવ્યહારનું સાધન બને, નહેરોદ્વારા ખેતરોને પાણી પૂરૂં પાડે, લોકોને નહાવાને, ધોવાને અને પીવાને જેટલું જોઈએ તેટલું પાણી પૂરૂં પાડે અને લોકોના મેલ ધુએ, એવી કલ્યાણકર નદીને સર્વત્ર પ્રભુ વસી રહેલો છે એમ માનનાર હિંદુલોકો, ઉપકારવશ થઇ પૂજે તો એમાં ખોટું શું છે ? ' મારા મિત્ર મારી આ લાંબી લાંબી વાત સાંભળીને ચૂપ થઇ ગયા. પછી અમે ગાડીમાં બેઠાં બેઠાં ઘણી વાતો કરી. રવીંદ્રનાથ ટાગોરનાં શાંતિનિકેતનની વાતો કરી. સુરતમાં ભરાયલા ગુજરાતકળાપ્રદર્શનની વાત કરી. એલન કોભામ નામના અંગ્રેજે કેવું સાહસ ખેડીને હવાઈ વિમાનદ્વારા વિલાયતથી ઑસ્ટ્રેલિઆના મુખ્ય નગર મેલ્બોર્ન સુધી મુસાફરી કરી તેની વાતો કરી. આમ વાતો કરતાં કરતાં ગાડીમાં વખત પસાર કર્યો.

વડોદરાને સ્ટેશને અમારા મિત્ર અમને તેડવા આવેલા હતા. તેમની સાથે અમે તેમને ઘેર ગયા. બીજે દિવસે વડોદરામાં જોવા લાયક સ્થળોએ ફરવા જવાનું નક્કી કર્યું.

બીજે દિવસે જમીને અમે શહેર જોવા નીકળ્યા. રસ્તામાં નાના સરોવર જેવું સુરસાગર તળાવ જોયું. મંદિરોનાં આકારનાં ઉપર ઘુમટવાળાં કેટલાંક સરકારી મકાનો જોયાં. વળી, રસ્તામાં હાથીને શહેરમાં ફેરવતા કેટલાક મહાવતો નજરે પડયા. આમ એ નગરના સુંદર બાગ આગળ અમે આવી પહોંચ્યા. બાગ નજીક ગાયકવાડ સરકારનું પંચધાતુનું ઘોડા ઉપર બેસાડેલું એક સુંદર પુતળું જોયું અને બાગમાં દાખલ થયા.

ઘણા વખતથી જોવા ધારેલું સંગ્રહસ્થાન આ બાગમાં આવેલું છે. તેમાં અમે દાખલ થયા. અંદર દાખલ થતાંજ બે બાજુએ ગોઠવેલાં જિરાફ નામનાં પ્રાણીનાં બે મોટાં હાડપિંજર જોયાં. અંદર જે જે વસ્તુઓ જોઈ તેનું યથાસ્થિત વર્ણન કરી શકાય તેમ નથી. અનેક જાતનાં અનાજો, અનેક જાતનાં પશુપંખીનાં મસાલો ભરી રાખેલાં કબાટમાં મૂકેલાં શરીરો, સોનાની ખાણમાંથી નીકળેલા સોનાના ગઠ્ઠાનો નમુનો, દેશ પરદેશના લોકોનાં પુતળાંઓ, જુદી જુદી જાતનાં હથિઆરો, મિસરની પિરામિડમાંથી મળી આવેલું 'મમી' અને એવી એવી અગણિત નવાઇની ચીજો કે જેનાં નામજ માત્ર પુસ્તકોમાં વાંચેલા તે આજે નજરે જોઈ.

વળી બાગમાં મેંદી વાવીને અનેક રસ્તાઓ પાડી અંદર દાખલ થનારને બહાર નીકળવાનો રસ્તો ભુલાવી દે એવી 'ભુલભુલામણી' જોઈ. ઝુલતો પૂલ જોયો. સિંહ, વાઘ, વરુ, ને રીંછની બોડો જોઈ. શાહમૃગ, હંસ, અને બીજાં અનેક દેશ પરદેશનાં પંખીઓ જોયાં. અનેક જાતનાં વાંદરાં, તેમજ જળચર પ્રાણીઓ પણ આ સંગ્રહસ્થાનમાં પાળવામાં આવેલાં છે તે જોયાં, અને આ બધું જોઈ સાંજ પડતાં પાછા ફર્યા.

બીજે દિવસે લક્ષ્મીવિલાસ મહેલ જોવા ગયા. મહેલ સુંદર છે. એમાંનું ફરનિચર જોવા લાયક છે. દરેક ઓરડામાં પત્થરનાં ઉત્તમ કળા દર્શાવનાર પુતળાંઓ ગોઠવવામાં આવેલાં છે. એક ઓરડો તો સુંદર છબીઓથીજ શણગારી લીધેલો છે. એ મહેલમાં મહારાજા સાહેબનું હમામખાનું, પાયખાનું, અભ્યાસની જગા, સુવાની જગા, વગેરે જોયાં અને એ બધી સમૃદ્ધિ અને સાહેબી જોઈ અમે વિસ્મય પામ્યા.

અમારા મિત્રના પિતા લગભગ આખા હિંદુસ્તાનમાં ફરેલા છે તેમણે વડોદરાના સંગ્રહસ્થાનનાં વખાણ કરતાં કહ્યું, 'હિંદુસ્તાનમાં ઘણે સ્થળે સંગ્રહસ્થાનો છે. એ બધામાં જયપુર, કલકત્તા, મુંબાઈ અને વડોદરાનાં સંગ્રહસ્થાનો સારાં છે. પણ એ ચારમાં વ્યવસ્થામાં ને નવાઈ પમાડે એવી વસ્તુઓનો સંગ્રહ કરવામાં વડોદરાનું સંગ્રહસ્થાન ચઢે.'

એજ દિવસે રાતની ટ્રેનમાં જે જોયું તે વિષે વિચાર કરતા અમે સુરત આવવા નીકળ્યા.

## (૭) શરદ્પૂર્ણિમા

(૧) વિષય પર આવવું.
(૨) આકાશમાં શોભતા ચંદ્રનું વર્ણન.
(૩) એ તહેવાર પાળવાનું કારણ.
(૪) હાલ એ તહેવાર કેવી રીતે ઉજવાય છે તેનું વર્ણન.
(૫) સુરતમાં ચંદની પડવાનો તહેવાર.
(૬) અસલ એ તહેવાર કેવી રીતે ઉજવાતો તેનું વર્ણન.

આસો માસે શરદપૂનમની રાત જો,
ચાંદલીઓ ઊગ્યોરે સખી મારા ચોકમાં;

શરદપૂનમની રાતે ગરબા ગાતી આપણી બેનોને બચપણથી મોઢે થઈ ગએલી આ લાડકી ગરબી છે. આ ગરબી બતાવી આપે છે કે એ તહેવાર આપણા જીવન સાથે કેટલો બધો ઓતપ્રોત થઈ ગયો છે.

પૂનમને દિવસે ઊગતો ચંદ્રમા આનંદ આપે છે, પણ શરદપૂનમનો ચંદ્ર જોઈ આપણા દીલમાં અવર્ણનીય આનંદ ઉપજે છે. અસાડ અને શ્રાવણ માસમાં આકાશ કાળાં ભયાનક વાદળોથી છવાઈ જાય છે; ભીષણ મેઘગર્જના થાય છે; વીજળીઓ ચમકે છે; જાણે આખી કુદરત બ્હાવરી બની હોય એવું લાગે છે. પણ આસો માસ બેસતાં વરસાદ વરસી વાદળાં વિખેરાઈ જાય છે. ફીણના ફીસોટા જેવી કે રૂના ગાભલા જેવી ધોળી નાની વાદળીઓ ઉંડા આકાશમાં તરતી માલમ પડે છે. રાત્રે બધાં નક્ષત્રો પૂર બહારમાં પ્રકાશે છે, અને નક્ષત્રનાથ ચંદ્રમાનું તો કહેવુંજ શું! ઉંડા આકાશમાં અમૃતથી ભરેલા ચાંદીના થાળ જેવો ચંદ્રમા પર્વતો, નદીઓ,

ટેકરીઓ, વનો અને ઉપવનો પર પોતાનાં અમૃત જેવાં કિરણો પાથરે છે, અને મનુષ્ય, પશુપક્ષી ને વનસ્પતિને શાંતિ, આનંદ અને આરામ આપે છે.

કામ પછી આરામ કે આનંદ જરૂરનો છે. સખત કામ કર્યા પછી આનંદ ભોગવવાથી થાક ઉતરી જાય છે અને બીજાં કામ કરવાનો ઉમંગ થાય છે. આ નિયમ સમજીનેજ આપણા વડવાઓએ શરદપૂનમનો તહેવાર ઉજવવાની ગોઠવણ કરેલી.

ચોમાસું એ ખેડુતોને સખત કામ કરવાની ઋતુ છે. એ ઋતુમાં ખેતરોમાં સખત કામ કરી, ચોમાસુ પાક પકવી થાકેલા ખેડુતોએ, જ્યારે ચારેગમ કુદરતમાં આનંદ આનંદ થઈ રહેતો, ત્યારે થાક ઉતારી તાજા થવા આ તહેવાર ઉજવવા માંડ્યો હતો.

આજે એ તહેવાર શી રીતે ઉજવાય છે તે જોઈએ. આપણે ત્યાં નવરાત્રની શરૂઆતથી ગરબા ગવાવા શરૂ થાય છે. પુનેમને દિવસે પૂર્ણ ખીલેલા ચંદ્રની ચાંદનીમાં શહેરો ને ગામોના મહોલ્લાઓમાં ગરબાની રમઝટ ઉડે છે. ગામડામાં તો કોઈ માતા કે મહાદેવના દહેરા આગળ ગામડાની સ્ત્રીઓ ભેગી થાય છે, અને રાસડાઓ અને ગરબાઓ ગાઈ કુદરતી આનંદને પોતાના મધુરસ્વરથી અનેક ગણો વધારી મૂકે છે.

નવી ડાંગરના પૌંઆ અને દૂધ, સાકર નાખી ચંદ્રમાને ધરાવવામાં આવે છે. મંદિરોમાં પણ ઉત્સવ થાય છે. વૈષ્ણવનાં મંદિરોમાં કેટલેક સ્થળે દેવને ચાંદનીમાં પધારવામાં આવે છે ને ભાવિક વૈષ્ણવો ટોળાબંધ દર્શન કરવા જાય છે.

ગામડાના લોકો પોતાના વાડાઓમાં, અને શહેરીઓ પોતાની અગાસીમાં, ચંદ્રનાં શીતળ કિરણોમાં બેસી આનંદથી દૂધપૌંઆ જમે છે ને આનંદ કરે છે.

આ પૂનમ પછીના પડવાને સુરતમાં ચંદની પડવો કહે છે. સુરતમાં એ મોટો તહેવાર ગણાય છે. એ દિવસે મિઠાઈવાળાની દુકાને ઓર શોભા થઈ રહે છે. દુકાનોને આગળ વધારવામાં આવે છે. મિઠાઈ પર સોનારૂપાનાં વરખ ચોંટાડી મન લલચાવે એવી રીતે તાવડાઓમાં તે ખડકવામાં આવે છે. દુકાનદારો દુકાનને આશોપાલવનાં તોરણો બાંધી શણગારે છે. રાત્રે

દુકાનોમાં વીજળીના દીવાથી બધું ઝાકઝમાળ થઈ રહે છે. શહેરના લોકો કેટલાક પોતાની ગાડીમાં બેસીને, કેટલાક ભાડાની ગાડીમાં, અને કેટલાક પગે ચાલતા સ્ટેશન તરફ ફરવા જાય છે. સ્ટેશન પરની દુકાનોની શોભા ઓર થઈ રહી હોય છે. વીજળીના દીવાથી ઝગઝગી રહેલી દુકાનોમાંથી ગ્રામોફોનનાં ગાયનો સંભળાય છે. લોકો મિઠાઈ ખરીદી સ્ટેશન પરના બાગમાં બેસી આનંદથી ખાઈ મોડી રાત્રે ઘેર પાછા ફરે છે.

હિંદુસ્તાનમાં ઘણા જુના વખતથી આ તહેવાર ઉજવાય છે. મગધ રાજ્યમાં મૌર્યવંશનો જ્યારે અમલ હતો ત્યારે આ તહેવાર ત્યાંના પાટનગર પાટલિપુત્રમાં બડીધામધૂમથી ઉજવાતો.

એ તહેવારને દિવસે રાજનગરનાં રસ્તા સાફ થતા. શેરીએ શેરીએ પાણી છંટાતાં, બારણે તોરણો બંધાતાં, અને પાટલિપુત્રની સુંદરીઓ પોત-પોતાના બારણામાં રંગબેરંગી સાથીઆ પૂરતી. મંદિરોમાંથી પૂજાના ઘોષ સંભળાતા અને વૃક્ષો ઉપર ધજા ને દીવા લટકાવવામાં આવતાં.

રાજમહેલની આસપાસ પુષ્પોની વાસવાળું સુંગધીદાર પાણી છાંટવામાં આવતું. રાજમહેલને દરવાજે મોતીનાં તોરણ બંધાતાં. થાંભલા ઉપર ફૂલની માળાઓ વીંટાળવામાં આવતી. મહેલના અંદરના ભાગમાં ફૂલનાં બિછાનાં બિછાવાતાં અને રત્ન જડેલી દીવીઓમાં સુગંધીદાર તેલ પુરી દીવા સળગાવવામાં આવતા.

રાત્રે રાજરાણી હીરામોતીના દાગીના પહેરી રાજગોર સમક્ષ ચંદ્રની પૂજા કરતી; ચંદ્રમાને અબીર અને શ્વેતપુષ્પો ચઢાવતી અને રાજાપ્રજાનું કલ્યાણ કરવા પ્રાર્થના કરતી.

દિવસે શહેરમાં પુષ્કળ તમાશા થતા. સાપના ખેલ કરનાર ગારુડીઓ, કુસ્તી કરનારા મલ્લો, તીર મારવામાં કાબેલ તીરંદાજો, ઇંદ્રજાળના પ્રયોગો કરનારાઓ અને નાચ કરનારી છોકરીઓના મહોલ્લે મહોલ્લે તમાશા થતા. નગરજનો તે જોઈ આનંદ પામતા.

ચંદની રાતે ઉંચા આકાશ સાથે વાતો કરતા સફેદ દૂધ જેવા આરસના બાંધેલા પોતાના મહેલોમાં નગરના ધનિક લોકો પોતાના મિત્રોને બોલાવી મોટી મીજલસ કરતા, રામજણીઓના નાચ કરાવતા અને સંગીતના મોટા જલસા ગોઠવતા. આમ અસલના વખતમાં પણ આ તહેવાર ઉજવાતો હતો.

## (૮) વનભોજન

(૧) વનભોજન કરવા જવાનો વિચાર કેમ થયો તે.
(૨) વનભોજન માટે કરેલી કામની વહેંચણી.
(૩) ક્યાં, કેવી રીતે, શી રસોઇ કરી તેનું વર્ણન.
(૪) ભોજન કરતાં પડેલો આનંદ.
(૫) જમીને વખત કેવી રીતે પસાર કર્યો તેનું વર્ણન.
(૬) કઇ કઇ રમતો રમ્યા તે.
(૭) સાંજ પડતાં ઘેર પાછા ફર્યા. રસ્તે થએલી વાતચીત.

શનિવારનો દિવસ હતો. નિશાળમાં શિક્ષકે અમને શ્રીકૃષ્ણ અને ગોકુળના ગોવાળીઆઓએ વનભોજન કરી એક દિવસ કેવી મોજ કરેલી તેની વાત કહી. એ વાત સાંભળી અમને પણ ગામ બહાર જઇ એવું એક વનભોજન એટલે સીમમાં ઉજાણી કરવાનું મન થયું.

અમે અમારી આ ઇચ્છા શિક્ષકને જણાવી અને જો તેઓ સાથે આવે તો ગામ બહાર સીમમાં એક વનભોજન કરવાનો અમારો વિચાર જણાવ્યો. શિક્ષકે હા કહી. એટલે તો પછી પૂછવુંજ શું !

વર્ગના વીસ છોકરા આ ઉજાણીમાં ભાગ લેવા તૈયાર થઇ ગયા, અને અમે અંદરોઅંદર ઉજાણી માટેનાં કામની વહેંચણી કરી લીધી.

બે છોકરાઓએ કુંભારને ત્યાંથી ત્રણ હાંડલીઓ અને પાણી ભરવાને બે ઘડા લઈ આવવાનું માથે લીધું. ત્રણ વાણીઆના છોકરાઓએ રસોઇ માટે દાળ, ચોખા, મરીમસાલો ને ઘી લાવવાનું બીડું ઝડપ્યું. એક છોકરાએ જાડી મઠા જેવી તાજી છાસ એક દહોણી ભરીને લાવવાની કબુલાત આપી. ત્રણ ખેડુતના છોકરાઓએ ભરપટ્ટે શાક લઈ આવીશું એમ વચન આપ્યું. એક જણે ઘડો, દોરડું ને લોટો લાવવાનું માથે લીધું. આમ જોત જોતામાં તો વનભોજનની બધી તૈયારી થઈ ગઈ.

ગામથી દોઢેક માઇલ દૂર આવેલા આંબાવાડીઆમાં ઉજાણીએ જવાનું ઠેરવ્યું. એ જગા એટલા માટે પસંદ કરી કે તે ગામથી બહુ દૂર નહોતી; વળી પાસે કુવો હતો.

રવિવારે સવારે ૭ વાગે અમારી મંડળી ગામમાંથી નીકળી પડી. દરેક જણે પોતપોતાને સોંપાયલું કામ કર્યું હતું. બ્રાહ્મણના છોકરાઓએ અબોટીઉં અને બીજાઓએ એકેક ધોતીઉં સાથે લીધું હતું.

એકબીજાનો ટોળ કરતા લગભગ પોણુસાત વાગે તો અમે આંબાવાડીમાં આવી પહોંચ્યા. પહેલવહેલાં તો બધા કુવે જઇ પાણી ખેંચી નાહ્યા. ત્રણ બ્રાહ્મણના છોકરાઓએ રસોઈ બનાવવાનું કામ માથે લીધું, અને એક ઘટાદાર આંબા નીચે ઇંટપત્થર વણી લાવી ચુલો ગોઠવવાની તૈયારી કરી. પછી કેટલાક બળતણ ભેગું કરવા નીકળી પડયા ને કેટલાક પાતળદડીઆ બનાવવા ખાખર કે વડનાં મોટાં પાન તોડીલાવવા ઉપડી ગયા.

ઉજાણીમાં ખીચડી કરવાની હતી. બળતણ આવતાં બે હાંડલીમાં ખીચડી ને ત્રીજીમાં વેગણનું શાક પેલા બ્રાહ્મણના છોકરાઓએ ચડવા મૂકયું.

સાડાઅગિઆરે તો રસોઈ તૈયાર થઈ ગઈ. જમવા બેસવાની જગાએ અમે પાણી છાંટયું, અને અમારા મિત્રોએ તોડી આણેલાં ખાખરનાં પાનનાં પોતપોતાને માટે પાતળદડીઆ બનાવ્યાં. દડીઆ બનાવતાં ઘણાને ન આવડ્યા. જેમને ન આવડ્યા તેમને તેમના મિત્રોએ બનાવી આપ્યા.

બારવાગે સામસામા બે હારમાં જમવા બેસી ગયા. દડીઆમાં જીરૂં-મીઠું નાખેલી જાડી છાસ અને પાતળમાં ખીચડી ને શાક પીરસાઇ ગયાં. એક જણ ઘી પીરસી ગયો. પછી એક બ્રાહ્મણનો છોકરો સંસ્કૃત શ્લોક બોલ્યો ને અમે જમવાની શરૂઆત કરી. વાતો થતી જાય, કોઇની મીઠી મજાક થતી જાય અને જમાતું જાય. આમ પાંચ પકવાન જમવામાં પણ જેવી મઝા ન પડે તેવી મઝા અહીં ખીચડી ને શાક જમવામાં પડી.

જમી રહ્યા પછી ચારેક છોકરા તો એક ઘટાદાર આંબા નીચે બેસી પત્તે રમવા લાગ્યા. કેટલાક તો આંબાનાં બહાર નીકળેલાં મૂળનું ઉસીકું બનાવી સૂઈ ગયા. એક જણો તો આંબાની ડાળીએ બેસી વાંસળી વગાડવા મંડયો. એએક જણ તો આંબા ઉપર ટહૂકતી કોયલના ચાળા પાડી તેને ખૂબ ટહુકાવવા લાગ્યા, અને કેટલાક અટકચાળા તો વાંદરાને પત્થરો મારી એક ડાળી પરથી બીજી ડાળી પર કુદાવવા લાગ્યા, અને જો કોઈ વાંદર તેમની સામે દાંત કચકચાવે તો તેની સામા દાંત કચકચાવવા લાગ્યા.

આમ કરતાં ચારેક વાગવા આવ્યા. નિશાળમાં બીજા છોકરાઓને અમારી આ ઉજાણીની ખબર પડી ગઈ હતી, તેથી કેટલાક છોકરા આ વખતે અહીં આવી પહોંચ્યા, એટલે અમે રમતો ગોઠવી. પાણીથી પાટા પાડી કેટલાક આટાપાટા રમવા લાગ્યા. કેટલાકે ભિલ્લુ પાડી ચકભિલ્લુ રમવાની શરૂઆત કરી, અને કેટલાક આમલીપીપળી રમી ઝાડપર ચઢી નીચી ડાળીઓ પર આવી જમીનપર ભૂસકા મારવા લાગ્યા.

આમ રમતમાં વખત ક્યાં જતો રહ્યો તે જણાયો નહિ. પશ્ચિમ દિશામાં લોઢાના તપેલા ગોળા જેવો સૂર્ય ક્ષિતિજની નીચે સરકતો હતો. સાડા છ વાગ્યા હતા. સાંજ પડવાની તૈયારી થઈ રહી હતી.

અમે અમારી રમત બંધ કરી અને ઘર તરફ ચાલવા માંડ્યું. અમે અમારા શિક્ષકને કહ્યું, કે સાહેબ આજ તો ખૂબ મઝા પડી. શિક્ષક બોલ્યા હજુએ ઓછી વસ્તુઓ લઈ વનભોજન કરવા જાઓ તો એથીએ વધારે મઝા પડે. પછી અમને એમણે વાસણ વગર ખીચડી રાંધવાની રીત કહી.

પહેલાં તો રેતીવાળી જમીનમાં એક ખાડો ખોદવો. તેમાં પુષ્કળ પાણી સીંચવું. દાળચોખા ધોઈ તેમાં મીઠુંઅળધ નાખી, દાળચોખા ખીલવાને જગા રહે એવી રીતે તેની પોટલી બાંધવી. પછી પેલી પોટલી ખાડામાં મૂકી તે ઉપર માટી પાથરી તેના ઉપર દેવતા સળગાવવો. પોણાએક કલાકમાં ખીચડીની સરાટવાળી વાસ જમીનમાંથી આવે ત્યારે સમજવું કે ખીચડી તૈયાર થઈ ગઈ છે. પછી ઉપરથી દેવતા કાઢી નાખવો. પાએક કલાક ખીચડીને જમીનમાં સીજવા દેવી. પછી ખાડો ખોલી તૈયાર થએલી ખીચડીની પોટલી કાઢી લેવી.

અમારા શિક્ષકે કહ્યું કે આવી રીતે જમીનમાં રંધાયલી, જમીનની મીઠી સોડમવાળી ખીચડી આગળ, મોઘાં પાંચે પકવાનો પણ રદ છે.

એટલામાં તો ગામ આવી પહોંચ્યું. અમે સૌ પોતપોતાને ઘેર ગયા. વળી, એક વખત શિક્ષકે કહ્યું છે તે પ્રમાણે વનભોજન કરવા જવા વિચાર છે.

## (૯) જાહેર બાગ

(૧) ગુજરાતનાં મોટાં શહેરોના બાગ,

(૨) બાગનું વર્ણન.
    મોટાં વૃક્ષો,
    ફૂલછોડ, ફળછોડ,
    બેસવાની જગા,
    હિંચકા, બેન્ડ,
    આરામગૃહ.

(૩) બાગની જરૂરીઆત.

(૪) જુના વખતમાં બાગ હતા ?
    અશોકના ઔષધિ ઉગાડવાના બાગ.

(૫) શહેરોમાં બાગની ખાસ જરૂર.

હિંદુસ્તાનના દરેક મોટા શહેરમાં અને લગભગ ઘણાખરા કસ્બાઓમાં એકાદ જાહેર બાગ હોય છે. સુરત અને અમદાવાદના વિકટોરિઆ ગાર્ડન, વડોદરાનો કમીટી બાગ, અને મુંબાઈનો વિકટોરિઆ બાગ, એ એવા બાગ છે.

સુરત અને અમદાવાદના બાગોમાં માત્ર વનસ્પતિ ઉછેરવામાં આવે છે, ત્યારે વડોદરા ને મુંબઈના બાગમાં પ્રાણી અને નવાઈની વસ્તુઓનાં સંગ્રહસ્થાન પણ છે.

આવા એકાદ બાગમાં દાખલ થતાંજ આપણી આંખને ટાઢક વળે છે અને આપણા શરીરને આરામ મળતો જણાય છે.

બાગમાં કેટલીક જગાએ ઉગાડેલાં આંબા અને આશોપાલવનાં ઘટાદાર વૃક્ષો મધ્યાહ્ને પણ બાગમાં શીતળ છાયા પાથરે છે. બોરસલી, ચંપા ને કદંબનાં ફૂલઝાડો પોતાનાં પુષ્પોની સુગંધથી આસપાસ વાતા પવનને સુવાસિત કરે છે. વાંસનાં ઝુંડો, કેળનાં જૂથો, ઉંચા તાડ અને ખજુરીનાં ઝાડો બાગની શોભામાં વૃદ્ધિ કરે છે. બદામ, નારંગી, સફરજન અને દાડમનાં વૃક્ષો પોતપોતાની ફળ આવવાની મોસમમાં ફળથી લચી પડી બાગમાં ફરવા આવનારના ચિત્તનું આકર્ષણ કરે છે.

વળી, ફૂલના છોડનો તો બાગમાં તોટો હોતો નથી. ભાતભાતનાં ગુલાબ, મોગરો, જાસુદ અને રંગબેરંગી ચિત્તાકર્ષક વિલાયતી ફૂલોને છોડવા ઉપર પૂર બહારમાં ખીલેલાં જોઈ આપણી આંખને ટાઢક વળે છે.

જાઈ, જુઈ, માલતી, સેવતી વગેરે પુષ્પની વેલીઓ ઉપર સુવાસિત પુષ્પો ખીલી રહે છે. ઉપરથી આવતો મંદમંદ સુગંધીદાર પવન આપણી નાસિકાઇંદ્રિયને તૃપ્ત કરે છે.

વળી, વૃક્ષો ઉપર કૂજતાં, કોયલ, મેના, પોપટ જેવાં પક્ષીઓનું કૂજન સાંભળી આપણું દીલ ઠરે છે.

આમ બાગમાં વૃક્ષ, વેલી, ફૂલછોડ, ફૂલનાંવૃક્ષો અને ફળનાં ઝાડ રોપી કુદરતની શોભા ને સમૃદ્ધિ એક ઠેકાણે ભેગી કરેલી હોય છે.

વળી, રેતી પાથરી બંને બાજુ ઇંટો ખોસી બનાવેલા સુંદર રસ્તા, જુદા જુદા આકારના ક્યારા, લીલી વરીઆળી જેવા ટુંકા ટુંકા ઘાસથી છવાયલા, ફરવા આવનારાને બેસવા બનાવેલા જમીનના ટૂકડા અને કોઈ ઝાડ નીચે બાંધેલા હિંચકા પણ બાગમાં નજરે પડે છે.

બાગની વચમાં વળી ફુવારો હોય છે. સવાર સાંજ એ ફુવારામાંથી ઊડતાં પાણીનાં ફોરાંમાંથી સૂર્યનાં કિરણ પસાર થાય છે, તેથી બાગની જમીન ઉપર સાત રંગના સુંદર પટા પડી રહે છે. ફુવારાની આસપાસ પાણીનો હોજ હોય છે. તેમાં સોનેરી રૂપેરી માછલીઓ આમતેમ ચપળતાથી તરતી માલમ પડે છે.

બાગમાં સખત તાપ પડતો હોય તે વખતે પણ શીતળતા મળે એવું એક વેલીઓથી વીંટળાયલું આરામગૃહ હોય છે. ઉનાળામાં ભર બપોરે પણ તેમાં ગરમી લાગતી નથી.

વળી, મોટા બાગોમાં એકાદ બેન્ડસ્ટેન્ડ હોય છે. શહેરનું સરકારી કે કોઈ પ્રખ્યાત થએલું વાજું અઠવાડીઆમાં એકાદ દિવસ એ બેન્ડસ્ટેન્ડ પર વાગે છે. આસપાસ પાટલીઓ ઉપર બેસીને અથવા લીલા ટુંકા ઘાસથી છવાયલા જમીનના ટૂકડા પર સુતાસુતા ફરવા આવેલા લોકો તે આરામથી સાંભળે છે.

આમ કુદરતી સુંદરતાની સાથે મનુષ્યકૃત સુંદરતાનો બાગમાં મેળાપ થાય છે અને તેથી બાગ આરામ, શાંતિ અને આનંદ મેળવવાનું સ્થાન થઈ પડે છે.

શહેરોમાં આવા બાગોની ખાસ જરૂર છે, ઘીચ વસ્તીને લઇને ને મોંઘવારીને લઇને શહેરીઓને સાંકડી જગામાં રહેવું પડે છે. શહેરમાં શરીરનું આરોગ્ય જાળવવા જેટલી ચોકખી હવા જોઇએ તેટલી ઘણા શહેરીઓને મળતી નથી. બગીચામાં ફરવા આવનાર શહેરીઓને તાજી, ખુલ્લી હવા જોઇએ તેટલી મળે છે, વળી સાથે સાથે આનંદ પણ મળે છે, તેથી તેમનું આરોગ્ય સુધરે છે.

સંગ્રહસ્થાનવાળા બાગ તો તે સાથે બાગમાં ફરવા આવનારાઓના જ્ઞાનમાં વધારો કરે છે અને તેમને કેળવણી આપે છે.

અસલ આપણા દેશમાં આવા બાગ નહોતા. ત્યારે મોટાં શહેરો વસેલાં નહોતાં. જે શહેરો હતાં તેમાં હાલનાં શહેરોની માફક મીલોથી અને મોટાં કારખાનાંથી હવા બગડતી નહોતી. નગર બહારજ મોટાં વન આવી રહેલાં હતાં. આથી હવા હમેશાં શુદ્ધ રહેતી. આમ તે વખતે આવા બાગોની જરૂર પણ નહોતી.

તે વખતે પણ રાજાઓ રાજનગરમાં પોતાને માટે બાગ બનાવરાવતા. તેને ક્રીડાઉદ્યાન એટલે આનંદ કરવાનો બગીચો કહેતા. તેમાં માત્ર રાજારાણીઓજ મોજ કરતાં.

બૌદ્ધ જમાનામાં દયાધર્મનો પ્રચાર વધ્યો. પ્રાણી અને મનુષ્યોને માટે ઠામ ઠામ દવાખાનાં ખોલવામાં આવ્યાં. એ દવાખાનામાં વનસ્પતિની એટલે ઝાડપાલાની દવા વપરાતી. એ વનસ્પતિ ઉછેરવાને અશોક રાજાએ સરકારી ખર્ચે પોતાનાં રાજ્યનાં મોટાં નગરોમાં દેશપરદેશથી દવાની વનસ્પતિ મંગાવી તે વનસ્પતિ ઉછેરવા બાગો બનાવરાવ્યા હતા.

હાલમાં શહેરો વધ્યાં છે. શહેરોમાં વસ્તી ઘીચ થતી જાય છે. ઘણા શહેરીઓને દિવસના ઘણા કલાક શરીરને હાનિકારક પરિસ્થિતિમાં કારખાનાંઓમાં કામ કરવું પડે છે; તેથી શહેરોમાં તો આવા બાગ આશીર્વાદરૂપ છે. દરેક શહેરીએ આવા બાગમાં ફરવા જઈ આનંદ અને આરામ સાથે તાજી હવા લઈ પોતાનું આરોગ્ય સુધારવું જોઇએ,

## (૧૦) વસંતઋતુ

(૧) ફાગણચૈત્ર મહીનામાં બેસે છે. અંગ્રેજી માસ માર્ચથી મે સુધી.
(૨) કુદરતી દેખાવો—વનસ્પતિ ખીલે છે. આંબા મ્હોરે છે. કોયલો આંબાડાળે ટહુકે છે. સર્વત્ર આનંદ પ્રસરી રહે છે. લોકો હોરી નામના રાગ ગાય છે.
(૩) એ ઋતુમાં આવતા ઉત્સવો—
  (૧) હોળી—હિંદુઓનો મોટો તહેવાર. કુમારિકાઓ પીળા સાળુ પહેરે, છોકરાઓ તોફાન કરે, ગુલાલ, અને રંગ ઉડાવે છે.
  (૨) રામનવમી—શ્રી રામચંદ્રજીના જન્મનો ઉત્સવ. અપવાસનો દિવસ. રામાનંદીઓનો મોટો તહેવાર.
(૪) સામાન્ય વિવેચન—એ ઋતુ બહુ સુંદર છે. કવિઓએ એ ઋતુનાં ખૂબ વર્ણનો કર્યાં છે. એને 'કુસુમાકર' કહેવામાં આવે છે. કુસુમાકર એટલે ફૂલોની ખાણ. એ ઋતુમાં વનસ્પતિ ઉપર પુષ્કળ ફૂલ આવે છે, માટે આ નામ પડયું છે.

## (૧૧) ગ્રીષ્મઋતુ

(૧) વૈશાખજેઠ માસમાં આવે છે. અંગ્રેજી માસ મેથી જુલાઈ.
(૨) કુદરતી દેખાવો—(૧) નદીનાળાં સુકાઈ જાય છે, પાણીની તંગી પડે છે.
  (૨) સૂર્ય ખૂબ તપે છે, ગરમ પવન વાય છે. ધૂળના ગોટા ઉડે છે.
  (૩) પશુપંખી તાપથી ત્રાસી ઉઠે છે. સીમમાં ચરવા ગએલાં પશુ તથા ગોવાળો બપોરની વખતે વડની શીતળ છાયામાં આરામ લે છે.
  (૪) શહેરમાં બરફ, શરબત, આઈસક્રિમનો ઉપયોગ પુષ્કળ થાય છે, ગામડાના લોકો કોરી ગોળીમાં થએલું ઠંડુ પાણી પીએ છે. ગામડાંઓમાં ખેતરના રસ્તાઓ ઉપર પરબ મંડાય છે. કેરી પાકે છે, મોગરો ખીલે છે. રસરોટલીનાં જમણ થાય છે.

(૩) તહેવારો ખાસ આવતા નથી. અખાત્રીજ એ લગ્નનો દિવસ છે. વૈશાખ માસમાં ઘણાં લગ્નો થાય છે.
(૪) ગ્રીષ્મઋતુમાં સૂર્ય કર્કવૃત્તપર આવે છે, તેથી તાપ વિશેષ પડે છે. એ વિશેષ તાપને લઈ હવામાં ફેરફાર થાય છે અને વર્ષાઋતુ બેસે છે.

### મનોયત્ન

### લખો ને સુધરાવો

(૧) વસંતઋતુ વિષે તેમજ ગ્રીષ્મઋતુ વિષે નિબંધો,
(૨) તમારા વતન વિષે નિબંધ,
(૩) તમને સરસ આવડતી હોય એવી એક રમત વિષે નિબંધ,
(૪) હોળી, દિવાળી. મકરસંક્રાંતિ અને બળેવ વિષે નિબંધ,
(૫) તમે કોઇ મુસાફરી કરી હોય તો તે વિષે નિબંધ,

---

## પ્રકરણ ૭મું

## હીરાકણી

આ પાઠમાં કેટલીક ટુંકી સુંદર વાર્તાઓ આપેલી છે. એ વાર્તાઓને આગળ પાછળ વધારો કરી લંબાણથી લખવાની છે. એમાંની બે વાતોને મેં નમુના તરીકે લંબાણથી લખી બતાવી છે. એજ રીતે લંબાણથી બધી વાર્તા લખવામાં આવશે તો લખનારની વર્ણનશક્તિ ઘણી વધશે.

વળી, એ વાર્તાનો બીજો પણ ઉપયોગ થઈ શકશે. હવે જે નિબંધો આવશે તે વિવેચનરૂપ નિબંધો હશે. વિવેચનરૂપ નિબંધો લખવા અઘરા છે, કેમકે તેમાં વર્ણન ઓછું કરવાનું હોય છે અને બંધ બેસતા વિચારો વધારે લખવાના હોય છે. વિચારથી ભરેલા એવા નિબંધો નીરસ ન થાય અને નિબંધનો વિષય સચોટ સમજાય માટે તેમાં દષ્ટાંતો મૂકવાં જોઇએ. એવાં દષ્ટાંતો મૂકવાથી નિબંધ રસિક થશે.

એ ટુંકાં દષ્ટાંતોને હીરાકણીનું નામ આપ્યું છે; કારણકે એ દષ્ટાંતો નિબંધના શણગારરૂપ છે. યોગ્ય જગાએ એ દષ્ટાંતો વાપરવાથી નિબંધ દીપી ઊઠશે.

સારો નિબંધ લખવા ઇચ્છનારા વિદ્યાર્થીએ આ દૃષ્ટાંતો જેવાં બીજાં દૃષ્ટાંતો પણ ભેગાં કરવાં જોઇએ અને વિષયને અનુસરતાં દૃષ્ટાંત તે તે વિષયના નિબંધમાં મૂકવાં જોઇએ; પણ એટલું યાદ રાખવું કે આખો નિબંધ કેવળ દૃષ્ટાંતોથી ભરી દેવામાં આવે તો નિબંધ સારો થશે નહિ. જરૂર પડતાંજ, વિષયને અનુસરતાં અને ટુંકાં પણ સચોટ દૃષ્ટાંતથીજ નિબંધ શોભી રહેશે.

## (૧) સ્વાશ્રય ને ગુરુભક્તિ

દ્રોણાચાર્ય પાંડવકૌરવોને ધનુર્વિદ્યા ભણાવતા. હોંસભર્યો એક ભિલ્લકુમાર દ્રોણને ચરણે બેસી ધનુર્વિદ્યા ભણવાના અભિલાષથી હસ્તિનાપુર આવ્યો. 'આવી વિદ્યા ભણવાનો તને અધિકાર નથી,' એમ કહી દ્રોણે ભિલ્લકુમારને નિરાશ કરી પાછો કાઢ્યો.

જંગલમાં જઈ ભિલ્લકુમાર એકલવ્યે દ્રોણની મૂર્તિ સ્થાપી અને તેની સન્મુખ ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો. એક વખત અર્જુન મૃગયા રમવા એજ જંગલમાં આવી ચઢ્યો. પોતાને જોઇને ભસતા અર્જુનના કુતરાપર એ ભિલ્લ કુમારે એવી રીતે તીર ફેંક્યાં કે કુતરાનું મોં બાણથી ભરાઈ ગયું, છતાં તેના મોમાં એક પણ તીર વાગ્યું નહિ. અર્જુન આ જોઈ આશ્ચર્ય પામ્યો. ઘેર જઈ ગુરુને તેણે આ વાત કરી.

પોતાના શિષ્ય અર્જુન કરતાં આ ભિલ્લકુમાર ચઢી જાય એ ઠીક નહિ, એમ વિચારી દ્રોણ એકલવ્ય પાસે આવ્યા. એકલવ્ય દ્રોણને ગુરુ ગણીને પગે પડ્યો. દ્રોણે ગુરુ દક્ષિણા માગી, એ દક્ષિણા તે એકલવ્યના જમણા હાથનો અંગુઠો! 'અંગુઠો તો શું પણ મારૂં માથું પણ ધડથી ઉતારી આપને અર્પણ કરૂં,' એમ બોલી એકલવ્યે તરતજ પોતાનો અંગુઠો કાપી આપ્યો.

## વિસ્તારીને લખેલી એજ વાત

મહાભારતના સમયની આ વાત છે. એ સમયમાં હસ્તિનાપુરમાં અંધરાજા ધૃતરાષ્ટ્ર રાજ્ય કરતા અને શૂરવીર ને ત્યાગી ભીષ્મ તેમને રાજકાજમાં મદદ કરતા. દ્રોણાચાર્ય જેવો ધનુર્વિદ્યા જાણનાર ગુરુ તે જમાનામાં બીજો કોઈ નહોતો. એ દ્રોણાચાર્ય પાસે સો કૌરવો અને પાંચે પાંડવો ધનુર્વિદ્યા શીખતા.

એકલવ્ય નામના એક ભિલ્લકુમારને ધનુર્વિદ્યા શીખવાની બહુ હોંસ હતી. દ્રોણની કીર્તિ સાંભળી, તેમને ચરણે બેસી, અસ્ત્રવિદ્યા શીખવા એ કુમાર હસ્તિનાપુર આવ્યો. દ્રોણની નિશાળ આગળ એ ગયો; પણ બહાર ઉભેલા રાજકુમારના સેવકોએ એને અંદર પેસવા ન દીધો. નિશ્ચયી ભિલ્લકુમાર રાજકુમારોએ કાઢેલાં પગરખાં આગળ બારણા બહાર બેઠો અને અંદર ગુરુ શું શીખવે છે તે સાંભળ્યા કર્યું. સમય થતાં ગુરુ ઘેર જવા નીકળ્યા. બારણામાંજ એકલવ્ય ગુરુનાં ચરણમાં લોટી પડ્યો અને કહ્યું, 'ગુરુદેવ, મને ધનુર્વિદ્યા શીખવો'. ગુરુએ પૂછ્યું, 'તું શી વર્ણનો છે ?' ગુરુના પગ પરથી માથું ઉઠાવ્યા વગરજ લવ્યે જવાબ દીધો, ' પ્રભુ, હું ભિલ્લકુમાર છું. ' ગુરુ બોલ્યા, ' તને હું મારી વિદ્યા નહિ શીખવી શકું. ક્ષત્રિયોનેજ આ વિદ્યા શીખવાનો અધિકાર છે. તું મારી પાસે એ વિદ્યા શીખી તેનો દુરુપયોગ કરે તો હું દોષિત થાઉં.' બસ થઈ રહ્યું. એકલવ્યે ઘણાએ કાલાવાલા કર્યા પણ તે નિષ્ફળ ગયા.

આંસુ લૂછતો ભિલ્લકુમાર સીધો જંગલમાં ગયો. તેણે ગુરુની મૂર્તિ બનાવી અને તેને એક વિશાળ વડ નીચે સ્થાપી. પછી એ ભિલ્લકુમાર બ્રાહ્મમુહૂર્તમાં ઊઠે, નદીમાં સ્નાન કરે, જંગલી પુષ્પો વીણી લાવી તેની માળા બનાવી, તે ગુરુની મૂર્તિને પહેરાવી તેનું પૂજન કરે અને પછી મૂર્તિ સન્મુખ તીર ફેંકવાનો અભ્યાસ કરે. આમ કરતાં કરતાં થોડા વખતમાં એ એકલવ્ય મહાધનુર્ધારી થયો.

એક દિવસ એ વનમાં દ્રોણનો પટ્ટ શિષ્ય અર્જુન મૃગયા રમવા આવ્યો. બાવા જેવા એકલવ્યને જોઈ અર્જુનનો કુતરો ભસ્યો. એકલવ્યે પોતાની ધનુર્વિદ્યા એના પર અજમાવી. એણે એવાં તીર છોડ્યાં કે જેથી કુતરાનું મોઢું તીરથી ભરાઈ ગયું અને કુતરાથી ભસાયું નહિ; છતાંએ કુતરાના મોંમાં એક પણ તીર જરાએ વાગ્યું નહિ. બાણ મારવાની આ કળા જોઈ અર્જુન દિઙ્મૂઢ થયો. ભિલ્લકુમાર સાથે વાતચીત કરી તેણે તેની બધી હકીકત જાણી લીધી.

અર્જુને ઘેર જઈ દ્રોણાચાર્યને આ બધી વાત કહી. દ્રોણને ચિંતા થઈ. એક તો પોતાના વહાલા વિદ્યાર્થી અર્જુન કરતાં આ ભિલ્લ વધારે

હોશિયાર થઈ ગયો તેથી, અને વળી એની જાતપર જઈ એ વિદ્યાનો એ ભિલ્લ દુરુપયોગ કરે તેથી. આથી દ્રોણ એ વનમાં ગયા. ભિલ્લકુમાર, દ્રોણને જોતાંજ તેમના પગમાં આળોટી પડયો, અને ગુરુના પગ આંસુથી ભીંજવી દીધા. દ્રોણે પૂછ્યું, 'ભિલ્લકુમાર, આ વિદ્યા તને કોણે શીખવી?' નમ્રપણે એકલવ્ય બોલ્યો, 'ગુરુજી, આપની મૂર્તિએ.' દ્રોણે કહ્યું, 'તો હું સાક્ષાત્ ગુરુ તારી પાસે આવી ગુરુદક્ષિણા માગું છું.' સહર્ષ એકલવ્ય બોલ્યો, 'માગો ગુરુજી, એથી રૂડું બીજું શું હોઈ શકે.' અંગુઠા વગર બાણ છોડી શકાશે નહિ એમ વિચારી ગુરુએ કહ્યું, 'તો ગુરુદક્ષિણા તરીકે મને તારો જમણો અંગુઠો આપ.' સાક્ષાત્ ગુરુદર્શનથી ઘેલા થએલા એકલવ્યે શિલા પર જમણી હાથેલી મૂકી ડાબા હાથે ફરસીથી અંગુઠો કાપી ગુરુનાં ચરણમાં મૂકયો અને તે બોલ્યો, "ગુરુજી, લો આ અંગુઠો સ્વીકારો. હવે મારૂં માથું ઉતારી આપને ચરણે ધરૂં?". શિષ્યના દીલમાં હર્ષ માતો નહોતો. ગુરુની આંખમાંથી પ્રેમનાં આંસુની ધારા પડતી હતી.

## (૨) નિયમિતપણું

અમેરિકાના પ્રેસિડેન્ટ વોશિંગ્ટનનો સેક્રેટરી એક દિવસ ઓફિસમાં બે ત્રણ મિનિટ મોડો આવ્યો. વોશિંગ્ટને મોડા આવવાનું કારણ પૂછ્યું. સેક્રેટરીએ જવાબ દીધો, 'સાહેબ, મારી ઘડિઆળ સહેજ મોડી જાય છે.' વોશિંગ્ટને તરતજ કહ્યું, 'ત્યારે તો સેક્રેટરી સાહેબ આમ ચાલી શકશે નહિ; કયાં તો તમે નવી ઘડિઆળ લાવો અથવા તો હું નવો સેક્રેટરી લાવું.'

## વિસ્તારીને લખેલી એજ વાત

યુરોપવાસીઓ અને અમેરિકનો પોતાના કામકાજમાં બહુ ચોક્કસ હોય છે, અને જે સમયે જે કામો કરવાનો તેમણે નિર્ણય કર્યો હોય છે, તે કામો બરાબર તેજ સમયે તેઓ કરે છે. આવી નિયમસર કામ કરવાની ટેવને લીધે તેમનાં કામ જલદી પુરાં થાય છે. આપણા લોકોને તો વખતની કિંમતજ નથી. આપણી સભાઓ વખતસર ભરાતી નથી. આપણી પંચો તો હમેશાં મોડીજ ભરાય છે. કોઈને ત્યાંથી વરઘોડામાં પધારવાનું નોતરૂં આવ્યું હોય અને તે નોતરામાં જણાવ્યા પ્રમાણેના વખતે આપણે પરણનારને ત્યાં જઈએ તો આપણે જરૂર દોઢ કલાક

બેસી રહેવું પડે છે. આમ મહામૂલા જીવનનો મોટો ભાગ આપણે નકામો ગુમાવીએ છીએ.

અમેરિકાના પ્રેસિડેન્ટ વોશિંગ્ટનને નિયમિતતા બહુજ ગમતી. થોડી મિનિટ પણ નકામી જાય એ એનાથી સહન ન થઈ શકતું. એના નિયમિતપણા વિષે એક વાત છે, જે બધાને ધડો લેવા જોગ છે.

એક વખત વોશિંગ્ટનનો સેક્રેટરી એની ઓફિસમાં બેત્રણ મિનિટ મોડો થયો. બરાબર વખતે વોશિંગ્ટન ઓફિસમાં આવ્યો અને જોયું તો સેક્રેટરી ગેરહાજર માલમ પડયો. એવામાં તો સેક્રેટરી આવી પહોંચ્યો. તરતજ પ્રેસિડેન્ટે સેક્રેટરીને પૂછયું, 'આજે કેમ મોડું થયું' સેક્રેટરીએ જવાબ આપ્યો, 'સાહેબ, મારી ઘડિઆળ જરા મોડી થઈ જાય છે, તેથી આજે સહેજ મોડું થયું છે.' પ્રેસિડેન્ટ આ બહાનું સહન ન કરી શકયો. ગંભીર મુખમુદ્રાથી એણે સેક્રેટરીને કહ્યું, 'સેક્રેટરી સાહેબ, આપણે અમેરિકાના સ્વતંત્ર રાજ્યના સેવક છીએ. ત્રણ મિનિટ મોડા આવી તમે આપણા રાજ્યના મોઘા સમયનો દુરુપયોગ કર્યો છે. આમ તો ન ચાલે. ક્યાં તો તમે એક નવી મોડી ન થાય તેવી ઘડિઆળ વસાવો અથવા તો હું નવો સેક્રેટરી શોધી લઉં.' સેક્રેટરી શરમનો માર્યો નીચેથી ઉંચું જોઈ શકયો નહિ. સુધરેલા દેશોની ઉન્નતિનું રહસ્ય આવા ઉત્તમ ગુણમાં રહેલું છે.

## (૩) વિનય

અમેરિકાનો પ્રેસિડેન્ટ અબ્રાહમ લિંકન એના એક મિત્ર સાથે ફરવા જતો હતો. રસ્તામાં પ્રેસિડેન્ટને એક હબસી ગુલામે સલામ કરી. લિંકને પોતાની ટોપી ઉતારી વિનય દર્શાવી સલામ ઝીલી. એના મિત્રથી આ સહન થઈ શક્યું નહિ. લિંકને એના મિત્રને પૂછયું, 'અમારા બેમાંથી વધારે કેળવાયલો તમે કોને ગણો છો? હબસી કરતાં હું વધારે કેળવાયલો છું અને વધારે કેળવાયલા માણસે વધારે વિનય દર્શાવવોજ જોઈએ.' લિંકનનો મિત્ર શરમીંદો પડી ગયો. આપણામાં કહેવત છે કે, **विद्या विनयेन शोभते।** (વિદ્યા વિનયથી શોભે છે).

## (૪) સંપ

કૌરવોએ પાંડવોને દુઃખ દેવામાં પાછું વાળીને જોયું નહોતું. એક વખત ચિત્રરથ નામનો એક ગાંધર્વ કૌરવોને હરાવી દુર્યોધનને કેદ પકડી લઈ જતો હતો. ભીમ આ જોઈ રાજીરાજી થઈ ગયો. યુધિષ્ઠિરથી આ દેખી ખમાયું નહિ. તે બોલ્યા, ' ગાંડા તું તો બાળકબુદ્ધિનો છે. સામસામા આપણે લડીએ તો કૌરવો સો છે અને આપણે પાંચ છીએ; પણ કોઇ ત્રીજો આપણામાંથી કોઇની સાથે લડે ત્યારે તો આપણે એકસોપાંચે જણ એક બાજુએ; માટે ભાઇ, ઉતાવળ કર, તારી ગદા પકડ અને આપણા ભાઈને છોડાવ. '

## (૫) સોબતની અસર

એક છોકરો નઠારી સોબતમાં પડયો હતો. તે કેમે કર્યો નઠારી સોબત છોડે નહિ. એના બાપે એને સચોટ સમજાવવા એક યુક્તિ રચી. એક દિવસ સાંજરે એ છોકરાનો બાપ થોડીક સુંદર પાકી કેરી લાવ્યો. તે કેરીને ભંડારીઆમાં મૂકી, તેમની વચમાં એક ચંદાયલી કેરી મૂકી છોકરાને કહ્યું, કે કાલે સવારે આ બધી કેરી તું લઈ લેજે. છોકરાએ બીજે દિવસે કબાટ ઉઘાડયું તો બધીજ કેરી ચંદાયલી માલમ પડી. બાપે દીકરાને કહ્યું કે બેટા, નઠારી સોબતનું પરિણામ જોયું ! જેમ સરસ પાકી કેરી એક રાતમાં એક નઠારી કેરીની સોબતથી ચંદાઈ ગઈ, તેમ તને હીરા જેવા છોકરાને તારા નઠારા મિત્રો પણ થોડા વખતમાં પત્થર જેવો નિષ્ઠુર બનાવી દેશે.

## (૬) સત્સંગ

વસિષ્ઠ અને વિશ્વામિત્રને એક વખત તકરાર થઇ. વસિષ્ઠ કહે સત્સંગનું બળ વધારે અને વિશ્વામિત્ર કહે કે તપનું બળ વધારે. પોતાની તકરાર એ વિષ્ણુ પાસે લઈ ગયા. વિષ્ણુએ કહ્યું કે શેષનાગ પાસે જાઓ. એ તમારી તકરારનો ચુકાદો આપશે. બંને શેષનાગ પાસે ગયા. શેષનાગે કહ્યું કે જરા મારા માથા પરથી આ પૃથ્વીનો ભાર ઓછો કરો તો હું તમારી સાથે નિરાંતે વાત કરૂં. વિશ્વામિત્રે પાણીની અંજલિ લઇ કહ્યું, કે મારા સાઠ હજાર વર્ષના તપના બળથી પૃથ્વી અદ્ધર થાઓ; પણ પૃથ્વી

અદ્ધર ન થઇ. પછી વસિષ્ઠ બોલ્યા, કે મારા એક ઘડીના સત્સંગના બળથી પૃથ્વી અદ્ધર થાઓ. પૃથ્વી અદ્ધર થઈ ગઈ. શેષભગવાન હસીને બોલ્યા, કે કેમ નિર્ણય થઈ ગયો.

### (૭) કરકસર

અમેરિકાના એક મોટા ધનાઢ્ય માણસને ત્યાં બે જણા ધર્માદા કામ માટે ઉઘરાણું કરવા ગયા. ઓટલા ઉપર ચઢતાં પેલા બે માણસોએ એ ધનાઢ્ય ગૃહસ્થને ન વપરાયલી દીવાસળી કચરામાં કાઢી નાખી માટે ચાકરડીને ઠપકો દેતા સાંભળ્યા. પેલાઓના મનમાં થયું, કે આ માણસને ત્યાંથી આપણને કાંઈ મળવાનું નથી. પેલા માણસો ઘરમાં ગયા. પેલા ગૃહસ્થે તેમને વિનયથી બેસાડયા. ધર્માદા કામની બધી હકીકત જાણી અને એક મોટી રકમ ઉઘરાણામાં ભરી આપી. કરકસર તે આનું નામ. જોઇએ ત્યાં ખર્ચ ન કરવો એનું નામ કંજુસાઇ.

### (૮) દયા

ઝુટફેનની લડાઇમાં સર ફિલિપ સિડ્નિ સ્મિથ મરણતોલ ઘાયલ થયો. તરસથી એનું ગળું સુકાતું હતું. સિપાઇઓએ મહામહેનતે પવાલું પાણી મેળવ્યું; પણ એ પાણીનું પવાલું મોઢા નજીક લાવતાંજ ' પાણી, પાણી, ' એમ બૂમ મારતો એક ઘાયલ થએલો સિપાઇ પોતાની પાસેજ તરફડતો જોઇ, સિડ્નિ સ્મિથે પાણી લાવનાર સિપાઈને આજ્ઞા કરી, કે આ પાણી પેલા સિપાઇને પાઓ. એનો ઘા વધારે ગંભીર છે. મારા કરતાં એને પાણીની વિશેષ જરૂર છે.

### (૯) ક્ષમા કે અનુકંપા

મહાભારતના યુદ્ધમાં દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ રાતના ચોરની માફક પાંડવોની છાવણીમાં ભરાઈ પાંડવોના પાંચે કોમળ કુમારોને મારી નાખ્યા. ક્ષત્રિયતનયા દ્રૌપદીએ પણ લીધું, કે મારા પુત્રોના મારનારના લોહીથી હું સ્નાન કરીશ. ગાંડીવધન્વા અર્જુન અશ્વત્થામાને દ્રૌપદી પાસે પકડી લાવ્યો. કોમળ હૃદયની દ્રૌપદીનો ક્રોધ એ બ્રાહ્મણપુત્રને જોતાં વેંતજ ઉતરી ગયો, અને પતિને વીનવતી તે બોલી, 'ઓ નાથ, એ બ્રાહ્મણ-પુત્રને છોડી દો. એને મારવાથી આપણા પુત્રો પાછા આવવાના નથી. વળી, એનું મરણ થતાં એની માતા પણ પાણી બહાર કાઢેલી માછલીની માફક ટળવળી મરશે. '

## (૧૦) ખરૂં દાન

એક વખત હજરત મહંમદ પયગમ્બર સાહેબ પાસે એક અલમસ્ત ભિખારી ભીખ માગવા આવ્યો. પયગમ્બર સાહેબે તેને પૂછ્યું, 'તારી પાસે શી મિલ્કત છે?' ભિખારી બોલ્યો, 'એક લોટો ને ચાદર'. પયગમ્બર સાહેબે એ બંને વસ્તુઓ મંગાવી લિલામ કરી વેચી દીધી, અને એ પૈસામાંથી થોડાકનું ખાવાનું અને બાકીનાની એક કુહાડી લાવવા તેને આજ્ઞા કરી. ભિખારીએ તેમ કર્યું. પયગમ્બર સાહેબે એ કુહાડીમાં એક લાકડાનો હાથો ઘાલી આપ્યો ને ભિખારીને કહ્યું, 'આ લે, જંગલમાં જા, લાકડાં કાપી લાવ અને તે વેચીને તારૂં ગુજરાન ચલાવ.'

## (૧૧) આરોગ્ય

ભોજ રાજાની પ્રજા કદી માંદી પડતી નહિ. દેવ લોકના વૈદ્ય ધન્વતરિ આ જોઈ વિસ્મય પામ્યા. એક દિવસ પોપટનું રૂપ લઇ એ વૈદ્ય ભોજ રાજાના રાજમાં આવી એક ઝાડની ડાળીપર બેઠા અને બોલ્યા, '**कोऽरुक्, कोऽरुक्**' એ સંસ્કૃત શબ્દોનો અર્થ એવો થાય છે કે કોણ નીરોગી, કોણ નીરોગી. સામી ડાળીએ એક વનનો પોપટ બેઠેલો હતો. તેણે જવાબ દીધો '**मिताहारी, मिताहारी,**' એટલે થોડું ખાનારો, થોડું ખાનારો. આ વાત કાલ્પનિક છે, પણ એમાંનો બોધ ખરો છે. નીરોગી રહેવાને મિતાહારી થવું જોઈએ.

## (૧૨) ખોટું અભિમાન

ખ્વાજા હસન નામના પાક આદમી ટિગ્રીસ નદીને કિનારે ફરતા હતા. ત્યાં તેમણે એક સ્ત્રી અને પુરુષને બેઠેલાં જોયાં. તેમની પાસે એક બાટલી પડેલી હતી. ખ્વાજા સાહેબના મનમાં અભિમાન થયું, કે પોતે એ સ્ત્રીપુરુષનાં કરતાં સારા છે. પેલો માણસ ખ્વાજા સાહેબના ચહેરા ઉપરથી આ વાત સમજી ગયો. એવામાં તો નદીમાં તરતી એક હોડી ઉંધી વળી. પેલો માણસ નદીમાં એકદમ કુદી પડયો અને છ માણસોને પોતાના જીવના જોખમે બચાવ્યાં. સાતમાને બચાવવા જતાં પેલા માણસે ખ્વાજા સાહેબને કહ્યું, 'સાહેબ, આપ તો મહાગુણી છો તો આ માણસને બચાવો. વળી સાહેબ, તમારા મનનો ભ્રમ દૂર કરૂં. આ બાઇ મારી માતા છે, અને બાટલી દારૂની નથી પણ પાણી પીવાની છે.' ખ્વાજા સાહેબનું અભિમાન આ સાંભળતાં ઓગળી ગયું.

## (૧૩) સ્વદેશભક્તિ અને દયા

ઈંગ્લાંડના રાજા ત્રીજા એડવર્ડે કેલે શહેરને ઘેરો ઘાલ્યો. નગરના લોક થાકયા અને સલાહ માટે કહેણ મોકલ્યું. એડવર્ડે એક શરતે સલાહ કરવા કબુલ્યું. નગરના છ આગેવાન પુરુષો ઉઘાડે પગે ગળામાં ફાંસીની દોરી નાખી આવે અને ફાંસીએ ચઢે તો પોતે ઘેરો ઉઠાવે અને શહેરનો નાશ ન કરે. આ શરત કડક હતી. છ જણને એમાં પોતાનો જીવ આપવાનો હતો. છતાં નગરના છ દયાળુ આગેવાનો તૈયાર થયા અને રાજાની છાવણીમાં ગયા. એડવર્ડની રાણી તથા એમના અમલદારો આ દૃશ્ય જોઈ ગળગળાં થઇ ગયાં. રાજાએ એ છએ આત્મત્યાગ કરવા નીકળેલા પુરુષોને માન આપી છોડી મૂકયા.

## (૧૪) પરોપકાર

દેવ અને દાનવો વચ્ચે ભારે યુદ્ધ થયું. દેવ હાર્યા ને દાનવો જીત્યા. દેવોના રાજા ઇંદ્રને આખરે સંતાઈ જવું પડયું. બધા દેવો વિષ્ણુને શરણે ગયા. વિષ્ણુએ કહ્યું કે દધીચિ ઋષિનાં હાડકાંનું બાણ બનાવી વાપરો તો દૈત્યો જીતાશે. ઇંદ્ર દધીચિ પાસે ગયો અને બધી વાત સમજાવી. દધીચિએ રાજી થઈ પોતાનો દેહ દેવોને સ્વાધીન કર્યો. ઈંદ્રે એમનાં હાડકાંમાંથી બાણ બનાવી દૈત્યોને જીત્યા. परोपकारायेदं शरीरम् । પરોપકારને માટેજ આ શરીર છે, એમ કહ્યું છે તે આનું નામ.

## (૧૫) સત્ય

ગ્રીક તત્ત્વજ્ઞાની સોક્રેટીસ લોકોને સવાલો પૂછી તેમનું અજ્ઞાન ઉઘાડું પાડતો. ગ્રીસ દેશના ડાહ્યા ગણાતા આદમીઓને આ વાત ગમી નહિ. આ સોક્રેટીસ યુવાનોને ખોટે માર્ગે દોરે છે, એમ ત્યાંની રાજસભાએ તેની ઉપર આરોપ મૂકયો, અને એ એ ગુના બદલ તેને મોતની શિક્ષા કરી; પણ સોક્રેટીસે સત્ય ન છોડયું. એણે આવી વાત કરવી છોડી દીધી હોત તો એ બચત. એના મિત્રોએ એને બહુ સમજાવ્યો, પણ એણે સત્ય છોડયું નહિ. રાજસભાના હુકમ પ્રમાણે એ સ્વસ્થ ચિત્તે ઝેરનો પ્યાલો ગટગટાવી ગયો.

## (૧૬) ખુશામત

ઈંગ્લાંડમાં કેન્યુટ કરીને એક શાણો રાજા થઇ ગયો છે. એ રાજાના દરબારીઓ એ રાજાનાં ખૂબ વખાણ કરે અને કહે, કે હે રાજન્, તમે તો ઇશ્વિર જેવા છો. તમારી આજ્ઞા સૌ કોઈ પાળે છે. 'રાજાને આવી ખુશામત ગમતી નહિ. એક દિવસ સમુદ્રની ભરતીની છોળો આવતી હતી ત્યાં રાજાએ પોતાની ખુરસી મુકાવી અને પેલા ખુશામતીઆ દરબારીઓને કહ્યું, 'તમારે મન હું સર્વશક્તિમાન છું કે'ની? ત્યારે સમુદ્રને મારા નામથી હુકમ કરો, કે મારા આસનને પાણીની છોળો ન ઉરાડે.' રાજાના હુકમથી ભરતી કાંઇ અટકે! ખુશામતીઆનાં મોઢાં રાજાનાં આ વચનો સાંભળી ભોઠાં પડયાં.

## (૧૭) વીર રજપુતમાતા

એક રજપુત સરદાર લડાઇમાં ઘવાઈ ચાલતી લડાઇએ ઘેર નાસી આવ્યો. એ રજપુતની માની નસોમાં રજપુતનું લોહી વહેતું હતું. તેનાથી પોતાના પુત્રની નામર્દાઇ સહન થઇ શકી નહિ. રજપુતની સ્ત્રી પોતાના ઘવાયલા પતિને માટે શીરો સેકવા બેઠી. માતાએ કટાક્ષ કર્યો, 'વહુ બેટા, આ શું કરો છો? લડાઇના મેદાનમાં લોઢે લોઢાં અથડાયાં તેથી તો મારો દીકરો ઘેર નાસી આવ્યો. હવે તમે અહીંઆ શીરો સેકવા બેસી તબેથો અને પેણી અથાડી લોઢાંનો અવાજ કરો છો, તો અહીંઆથી હવે મારો દીકરો નાસીને કયાં જશે?'

## (૧૮) ક્રોધનું પરિણામ પશ્ચાત્તાપ

યુરોપના એક દેવળમાં આજે પણ એક ચિત્ર છે. તેમાં ગુસ્સાથી વિકૃત થએલો, હાથમાં સોટીવાળો બાપ, પોતાના બ્હેબાકળા થઈ ગએલા પુત્ર પાસે ઉભેલો છે. એક ઉમરાવ તેના છોકરા ઉપર ગુસ્સે ભરાયો. ગુસ્સાના આવેશમાં છોકરાના માથામાં એક લાકડીનો સપાટો લગાવી દીધો. થયું. બાળકના મગજમાં ધક્કો લાગ્યો અને બાળક ગાંડો થઈ ગયો. કેમે કર્યું બાળકનું ગાંડપણ ન મટયું. પસ્તાવો કરતો ને જીંદગીભર શોક કરતો પિતા મરણ પામ્યો, પણ મરતી વખતે એ બનાવનું ચિત્ર દેવળમાં મૂકવાનું તે ફરમાવતો ગયો.

## (૧૯) સ્વાભિમાન

જગન્નાથ પંડિતે રસગંગાધર નામનો એક સુંદર અલંકારશાસ્ત્રનો ગ્રંથ સંસ્કૃતમાં લખ્યો છે. અલંકાર સમજાવવાને તેમાં ઉદાહરણ પણ પોતાનાં રચેલાં મૂક્યાં છે. પંડિત પ્રસ્તાવનામાં જાણે જાણે મૂછ પર તાલ દઈ બોલતા હોય એમ આપણને લાગે છે. એ લખે છે, "किं सेव्यते सुमनसां मनसापि गन्धः कस्तूरिकाजननशक्तिभृता मृगेण ।' કસ્તૂરી પેદા કરવાની શક્તિવાળો મૃગ ફૂલની સુગંધી લેવાનો વિચાર મનમાં પણ શાનો આણે?

## (૨૦) નૈષ્ઠિક સેવા

વનમાંથી રાવણ સીતાને હરી ગયો. પોતે કઈ દિશામાં ગયાં છે તેની રામને ભાળ મળે માટે સીતાએ પોતાનાં આભૂષણો એક પછી એક રસ્તામાં નાખ્યાં. સીતાની શોધમાં નીકળેલા રામલક્ષ્મણને તે ઘરેણાં રસ્તામાં નજરે પડ્યાં. સીતા ખોવાયાથી બ્હેબાકળા થએલા રામે લક્ષ્મણને પૂછ્યું, 'હે ભાઈ, આ અલંકાર જનકતનયાનાજ છે કે'ની?' સરલહૃદય લક્ષ્મણે જવાબ દીધો, "કોણી ઉપર પહેરવાનું આ કેયૂર કોનું છે, તે હું જાણતો નથી; વળી, કાંડા ઉપર પહેરવાનાં આ કંકણ પણ સીતાજીનાં છે કે કેમ તે મને ખબર નથી; પણ આ ઝાંઝર તો જરૂર સીતાજીનુંજ છે; કારણકે જ્યારે હું સીતાજીને પગે પડતો ત્યારે એ હમેશાં મારી નજરે પડતું." કેવો નિષ્પાપ હૃદયનો કુમાર!

## (૨૧) ભ્રાતૃભક્તિ

શ્રીરામને વનમાં વદાય કર્યા પછી ભરતજી મોસાળથી અયોધ્યા આવ્યા ને માતા કૈકેયીને પૂછ્યું, 'રામજી ક્યાં છે?' સહર્ષ માતા બોલી, 'બેટા, એને તો મેં તને ગાદી અપાવવા વન મોકલ્યો છે.' માતાનાં આવાં વચનો ભરતજીના હૃદયમાં તીરની માફક વાગ્યાં. એમનું હૃદય કળકળી ઊઠ્યું ને એ બોલ્યા, 'માવડી, આ તેં શું કર્યું? રામની ગાદીએ હું બેસું! પૃથ્વી ડોલે તોએ હું રામજીની ગાદીએ બેસીશ નહિ! શ્રીરામ વન સેવે ને હું નગરમાં રહી મોજ કરૂં એમ કદી ન બને. હું પણ અબઘડી વનમાં જાઉં છું. અયોધ્યાની ગાદી રામની છે. રામજીને બદલે રામજીની પાદુકા ગાદી પર સ્થાપો, અને રામજી આવે ત્યાં સુધી મંત્રી અમલ ચલાવે.' આટલું બોલી ભરતજીએ તરતજ વનનો માર્ગ લીધો.

## (૨૨) પિતૃભક્તિ

પાંડવોના વડવા સંતનુ રાજા એક માછીરાજની પરમ લાવણ્યવતી પુત્રી જોઇને મોહ પામ્યા અને તેની સાથે પરણવાનો વિચાર કર્યો. એમના પુત્ર ગાંગેયને આ વાતની ખબર પડી. ગાંગેયે માછીને વિનવ્યો, કે તું તારી પુત્રી મારા પિતા સાથે પરણાવ. માછીરાજ કહે કે એક શરતે પરણાવું. તે શરત આઃ તું પાટવી કુંવર છે, છતાં તને ગાદી ન મળે અને મારી પુત્રીના પુત્રને ગાદી મળે. ઉદાર દીલના ગાંગેયે આ શરત કબુલ કરી; છતાંએ વિચાર કરીને માછીરાજ બોલ્યો, 'એ તો ઠીકપણુ તું નહિ અને તારા પુત્રો મારી પુત્રીના પુત્રને ગાદીએથી ઉઠાડી મૂકે તેનું કેમ ?' ત્યાગી ને પિતૃભક્ત ગાંગેયે જવાબ દીધો, 'માછીરાજ ! હું જીવનભર કુંવારો રહીશ. હવે કાંઈ વાંધો છે ?' આટલા ખાતર ગાંગેય કુંવારા રહ્યા. મહાભારતમાંના ભીષ્મપિતામહ તે એ ગાંગેય.

## ( ૨૩ ) વચનપાલન

એક સ્પેનિઆર્ડે એક મૂર જાતના મુસલમાન જુવાનને મારી નાખ્યો. નગરની દિવાલ કુદીને ત્યાં આવેલા એક બાગમાં તે સ્પેનિઆર્ડ છુપાઈ ગયો. એવામાં મૂર જાતનો એક વૃદ્ધ આદમી જે એ બાગનો માલીક હતો તે ત્યાં આવ્યો. સ્પેનિઆર્ડ તેના મોઢા આગળ કરગરી પડયો અને કહ્યું, કે મેં એક મૂરનું ખૂન કરેલું છે; તેના સગાઓ મને મારી નાખવા મારી પાછળ પડેલા છે, માટે મને કોઈ ઠેકાણે છુપાવી દો. તે વૃદ્ધે તેને ખાવાનું આપ્યું અને સંતાવાની ગોઠવણ કરી આપી. તે વૃદ્ધ ઘેર ગયો ત્યારે કેટલાક લોકો સ્પેનિઆર્ડે મારી નાખેલા તેના દીકરાનું શબ લઈ તેને ઘેર આવ્યા. વૃદ્ધ એક પણ શબ્દ બોલ્યો નહિ. રાત પડી ત્યારે સ્પેનિઆર્ડને સંતાડયો હતો ત્યાં તે ગયો. તેને કહ્યું, કે તેં મારાજ પુત્રનું ખૂન કર્યું છે, તું કાયદા પ્રમાણે ફાંસીએ ચઢવો જોઈએ, પણ મેં તને બચાવવાનું વચન આપ્યું છે, માટે આ મારો ઘોડો અને સોના મહોરની થેલી લે અને જેમ બને તેમ જલદી અહીંથી ભાગી જા.

### (૨૪) ખરી શાંતિ

ઇ. સ. ૧૬૯૩માં નેપોલિઅને ટુલોન શહેરને ઘેરો ઘાલ્યો. ટુલોન અંગ્રેજોના કબજામાં હતું. નેપોલિઅન કિલ્લાપર હલ્લો કરવાને તોપો ગોઠવાવતો હતો, એવામાં અંગ્રેજોએ તોપનો મારો શરૂ કર્યો. તોપની એ ગોઠવણમાં કોઈ વસ્તુની જરૂર પડી. એ વસ્તુ મંગાવવા લખી શકે એવા સિપાઈને એણે બોલાવ્યો. સિપાઈ, નેપોલિઅને લખાવી તે ચિઠ્ઠી લખી રહ્યો એટલામાં તો એક તોપનો ગોળો નેપોલિઅન અને એ સિપાઈની વચમાં પડ્યો, અને નેપોલિઅન તથા પેલો સિપાઈ ધૂળ અને ધુમાડાના ગોટામાં દેખાતા બંધ થઈ ગયા. સિપાઈ અંગ્રેજ સિપાઈઓ તરફ જોઇ બોલ્યો, 'ગૃહસ્થો, હું તમારો આભાર માનું છું; કેમકે તમે વિનય બતાવીને મારા તાજા લખેલા કાગળ પર થોડીક રેતી નાખી.' સિપાઈનાં આ વચનો તથા તેના મુખ પરની શાંતિ જોઈ નેપોલિઅન દિઙ્મૂઢ થયો. તે સિપાઈને એણે થોડા વખતમાં મોટી જગા આપી, અને આખરે સરદાર બનાવ્યો. આ સરદાર તે **જુનો**, જેનું નામ ફ્રાંસના વિગ્રહોમાં ઘણું પ્રખ્યાત છે.

### (૨૫) રાજકુમારીના હીરા

સ્વીડનમાં એક દવાખાનું બાંધવું હતું. રાજકુમારીએ પોતાનાં ઘરેણાં-માંથી કીમતી હીરાઓ વેચી નાખી તે પૈસાવડે દવાખાનું બંધાવ્યું. દવાખાનું તૈયાર થયા પછી તેમાં દરદીઓની તપાસ કરવા માટે એક દિવસ તે રાજકુમારી ત્યાં ગઈ. તેને જોતાંજ એક માંદો માણસ તેના આ દયાના કામ માટે તેને દુવા દેવા લાગ્યો, તે ગળગળો થઇ ગયો અને તેની આંખમાંથી ડબડબ આંસુઓ પડવા માંડયાં. તેની પથારી પાસે ઉભેલી રાજકુમારી એકાએક બોલી ઉઠી, કે મને મારા હીરા પાછા મળ્યા છે.

---

## પ્રકરણ ૮મું

## કેટલીક કહેવત પર નિબંધો

છઠ્ઠા પ્રકરણમાં કેટલાક વર્ણનરૂપ નિબંધો નમુના તરીકે આપી એવા નિબંધો કેમ લખાય તે બતાવ્યું છે. જે બાબત ઉપર આપણે એવા નિબંધ લખવા હોય તે બાબત વિષે આપણે જે કાંઈ જોયું કે જાણ્યું હોય તેનું યથાસ્થિત વર્ણન કરવાથી એવા નિબંધો સહેલાઈથી લખાશે.

હવે જરા બીજી જાતના નિબંધો લઈએ. એમાં વર્ણન ઓછું અને વિચાર વધારે લખવાના છે. તમારી વાચનમાળામાં આ જાતના ઘણા નિબંધો છે. છઠ્ઠીસાતમી વાચનમાળામાંથી સંપ, વિવેક, સાહસ, નિંદા કે ચાડીચૂગલી, કૃતજ્ઞતા, શૌર્ય, પરોણાગત, અધિકાર, કર, કેફી પદાર્થો, દુકાળ અને તેનું નિવારણ વિષે લખાયલા પાઠો એ એવા નિબંધોજ છે. એ પાઠો ધ્યાનપૂર્વક વાંચી જવા

આવા નિબંધ લખતાં પહેલાં નિબંધના વિષય વિષે થોડી મિનિટ વિચાર કરવો. એ વિષયમાં તમે કયા કયા મુદ્દાપર શું શું લખવા માગો છો તે નક્કી કરવું. પછી લખવાની શરૂઆત કરવી.

નિબંધના વિષયનો અર્થ સમજાવીને શરૂઆત કરવી એ ઠીક પડશે. જો કોઈ કવિતાની ટૂક, પાઠમાંનાં કોઈ વાક્ય કે કોઈ કહેવત વિષે નિબંધ લખવાનો હોય તો તે ટૂક, વાક્ય કે કહેવતનો અર્થ શરૂઆતમાં સ્પષ્ટ રીતે લખવો.

પછી દાખલાદલીલ આપી એ વાક્યમાં જે કહેલું હોય તે સાબીત કરી આપવું. સાબીત કરવામાં ઇતિહાસમાંથી અને વહેવારમાંથી આપણે જાણતા હોઈએ તેવા દાખલા લેવા. જો એ વાક્યમાં જણાવેલા વિચાર તમને યોગ્ય ન લાગતા હોય તો તે તમારે દાખલાદલીલ આપી જણાવવું. વળી, જો વાક્યમાંથી નીકળતો અર્થ ખરોજ હોય તો એ વાક્યની વિરુદ્ધ જતી હકીકતો લખી, એ વિરુદ્ધ જતી હકીકતો ખોટી છે એમ પૂરવાર કરવું. છેલ્લે એ કહેવત કે વાક્ય ઉપરથી શું બોધ લેવો જોઈએ તે લખવું. આટલું લખતાં તો એક નાનો સરખો નિબંધ તૈયાર થઈ જશે.

આવા નિબંધોમાં વર્ણન ન આવે એમ માનવું નહિ. એમાં પણ વર્ણનો આવી શકે. દાખલા તરીકે, 'ઉધમ રાય ને કર્મજ રંક' નિબંધમાં ઉધમીનાં સુખનાં સાધનોનું અને નસીબ પર ભરોસો રાખનાર માણસની ગરીબ હાલતનું વર્ણન કરી શકાય.

હવે નીચે તમારી વાચનમાળામાંથીજ પસંદ કરેલા કેટલાક વિષય ઉપર નમુના તરીકે નિબંધ આપવામાં આવે છે.

## (૧) વિનાશકાળે વિપરીત બુદ્ધિ

(૧) અર્થ સમજાવવો.
(૨) એ કહેવત સાચી છે તે સાબીત કરવું.
 (અ) સીતાજીના દાખલાથી,
 (બ) કૌરવોના દાખલાથી.
(૩) સારી બુદ્ધિ સૂઝે તો ચઢતી થાય છે.
 (અ) વાલ્મીકિ ઋષિનો દાખલો,
 (બ) અશોક રાજાનો દાખલો.
(૪) આ ઉપરથી શું બોધ લેવાનો છે તે.

---

આ કહેવતનો અર્થ એવો છે કે નઠારૂં થવાનું હોય કે પડતી દશા આવવાની હોય ત્યારે માણસને અવળી બુદ્ધિ સૂઝે છે. અવળી બુદ્ધિ એટલે પાપાચારણ કરવાનો વિચારઃ ખરાબ કામ કરવાની ઇચ્છા.

આ કહેવત ખરેખર સાચી છે. એ સાબીત કરવા આપણા રામાયણમાંથીજ દૃષ્ટાંત લઇએ.

લંકાનો રાજા રાવણ મહાવિદ્વાન ને બળવાન હતો. દેશપરદેશના રાજાઓ એનાથી કંપતા. દેવોની સેનાને હરાવે એવું એનું સૈન્ય હતું. એની સામા થઇ એને જીતે તેવો ભારતવર્ષમાં કોઇ રાજા નહોતો. રામ સાથે વનવાસ ભોગવતાં રૂપાળાં સીતાજીને એણે પંચવટીમાં જોયાં અને તેમને પોતાના રણવાસમાં લઇ આવવાની વિપરીત બુદ્ધિ એને સૂઝી. એણે સતીનું હરણ કર્યું. શ્રીરામે લંકા પર ચઢાઇ કરી. ઇંદ્રને હરાવનાર, રાવણનો વિજયી પુત્ર ઇંદ્રજિત મરાયો. એ પણ રામને હાથે મૂઓ અને સોનાની લંકા ધૂળ ભેગી થઇ. આમ વિપરીત બુદ્ધિ કરવાથી રાવણનો વિનાશ થયો.

તેજ પ્રમાણે કૌરવોને વિપરીત બુદ્ધિ સૂઝતાં તેમનું રાજ્ય ગયું અને તેમને યુદ્ધમાં પ્રાણ છોડવા પડયા.

પાંચ પરાક્રમી અને સદાચરણી પાંડવો કૌરવોના પીતરાઈ ભાઇઓ થતા હતા. તેમની ગાદી પચાવી પાડવાનો પાપી વિચાર કૌરવોએ કર્યો.

પાંડવોને જુગાર રમાડી તેમને વનવાસ કાઢયા. પરિણામે કુરૂક્ષેત્રના મેદાનમાં દારૂણ યુદ્ધ થયું; તેમાં વિપરીત બુદ્ધિવાળા સોએ કૌરવો તેમના સંબંધીઓ સાથે નાશ પામ્યા. આ વિપરીત બુદ્ધિનું પરિણામ.

આથી ઉલટું જેને સારી બુદ્ધિ સૂઝે છે અને જે સારા વિચારો અમલમાં મૂકે છે તેની સદા ચઢતી થાય છે.

વાલ્મીકિ લૂંટનો ધંધો કરી પોતાના કુટુંબનું ભરણપોષણ કરતા હતા. એક વખત ઋષિઓએ એમને આ કેવું પાપી કામ હતું તે સમજાવ્યું. વાલ્મીકિને પવિત્ર જીવન ગાળવાનો વિચાર થયો ને તે તેમણે અમલમાં મૂકયો. પરિણામે પ્રાચીન હિંદુસ્તાનમાં એક મહાપવિત્ર અને જ્ઞાની ઋષિ તરીકે તે વિખ્યાત થયા. આ શુભ વિચારનું શુભ પરિણામ.

ઇતિહાસ પણ એજ વાતની સાક્ષી પુરે છે. પ્રિયદર્શી રાજા અશોકને લોકકલ્યાણ કરવાનો શુભ વિચાર થયો. એ વિચાર તેણે અમલમાં મૂકયો. રાજા હોવા છતાં બૌદ્ધધર્મના સાધુના જેટલી સાદાઇ તેણે ગ્રહણ કરી. લોકોને ધાર્મિક શિક્ષણ આપવા તેણે પોતાના આખા રાજ્યમાં અને દેશાવદેશ સાધુઓ મોકલ્યા. પોતાની પ્રજાને માટે અને પશુઓને માટે દવાખાનાં સ્થાપ્યાં. નાલંદાની મોટી વિદ્યાપીઠ સ્થાપી અને હિંદુસ્તાનના ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું. આ સારા વિચારનું પરિણામ.

આ ઉપરથી સાબીત થાય છે કે સારા વિચારો આવે એ ભવિષ્યમાં સારૂં થવાનું છે તેની નિશાની છે, અને નઠારા વિચારો સૂઝે તો સમજવું કે ભવિષ્યમાં કાંઇ નઠારૂં થવાનું છે. સારા કામનું પરિણામ સારૂં અને નઠારાનું નઠારૂં આવે એ દુનિયામાં પ્રવર્તાયલો અચળ નિયમ છે; માટે અશુભ વિચાર આવતાંજ તેને '**વિનાશ કાળે વિપરીત બુદ્ધિ**' એ કહેવત યાદ કરી અટકાવવો જોઇએ. એવા પાપી વિચારને છોડી કોઇ સારો વિચાર કરવો જોઇએ, અને તે સારો વિચાર અમલમાં મૂકવા પરમેશ્વરની સહાયતા માગવી જોઇએ. આમ કરવાથી ભવિષ્યમાં સુખ અને શાંતિ મળશે.

## (૨) 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી'

(૧) અર્થ સમજાવવો.

(૨) ટેવો એટલે નઠારી ટેવો, જુદી જુદી ખરાબ ટેવો કેવી રીતે પડે છે તે.

ટેવ કેમ છોડાતી નથી તે.

(૩) કુટેવો છુટી શકે છે.

બાબરની દારૂની ટેવ,

એક યુરોપિઅન લેખકની મોડા ઊઠવાની ટેવ,

દારૂ, અફીણુ ને બીડીની ટેવ ઘણા છોડી દે છે.

(૪) ઉપસંહાર.

---

દલપતરામ કવિએ આ કહેવત ઉપર એક સરસ કવિતા લખી છે. એમાંની એક કડી નીચે પ્રમાણે છેઃ—

**ભુજંગી છંદ**

શિલા શ્વાનની પુછડી સાથ સાંધી,
જુઓ જુક્તિથી જાળવી બંધ બાંધી,
કરી પાંસરી તો ફરી વાંકવાળી,
**પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.**

કવિ કહે છે કે કુતરાની પુછડીને સીધી કરવાને યુક્તિથી મહામહેનતે તેને પત્થર સાથે બાંધીએ, તો જ્યાં સુધી પત્થર સાથે બાંધેલી હશે ત્યાં સુધી એ વાંકી પુછડી સીધી રહેશે; પત્થર છૂટતાંજ ફરી પાછી તે વાંકી થઈ જશે; કારણકે પુછડીને વાંકા વળી રહેવાની ટેવ પડી ગઈ છે. આજ પ્રમાણે માણુસને જે કુટેવો પડી હોય છે તે કેમે કરી છોડાતી નથી.

વાત ખરી છે. નઠારી ટેવો સહેજમાં પડી જાય છે, અને એકવાર ટેવ પડી કે તે છોડવી મુશ્કેલ થઈ પડે છે.

એકબે વાર બીડી પીતાં બીડી પીવાનું વ્યસન પડી જાય છે. દારૂ ને અફીણુની, જુઠું બોલવાની, ચોરી કરવાની, માબાપનું કહ્યું ન કરવાની, મોડા ઊઠવાની, રાત્રે જાગવાની અને નાટકસીનેમા જોવાની ખરાબ ટેવો આમજ ખબર ન પડે તેવી રીતે માણુસોને પડી જાય છે.

કુટેવવાળા માણુસને દુઃખ પડે છે એ સમજાવવાની જરૂર નથી. વ્યસનીઓ પોતાનું શરીર પાયમાલ કરે છે, પૈસેટકે ખુવાર થાય છે અને જ્યારે જાતે દુઃખી થઈ બીજાંને દુઃખી કરે છે, ત્યારે તેમને એ કુટેવો છોડી

દેવાનો વિચાર થાય છે; પણ એવા વ્યસનીઓ ટેવના એટલા બધા ગુલામ બની ગએલા હોય છે કે તેઓ ટેવ છોડી શકતા નથી. આમ મન ઉપર કાબુ ન હોવાને લીધે દારૂડીઓ દારૂ પીવાનું પરિણામ જાણ્યા છતાં દારૂ પીયા કરે છે; ચોરી કરનાર જેલમાં જઈ આવ્યા છતાં ફરી ચોરી કરે છે અને વધારે ને વધારે દુઃખી થતો જાય છે.

કુતરાની પુછડીની માફક ટેવો છોડી છૂટતી નથી એવું કવિતાની ટૂકમાં કહ્યું છે. આનો અર્થ એવો છે કે ટેવો છુટે છે ખરી, પણ તે મહામુશ્કેલીએ છુટે છે.

મોગલ બાદશાહ બાબરને કેટલાંએ વર્ષોથી દારૂ પીવાની ખરાબ આદત પડી હતી. સિક્રીની લડાઈમાં એણે સૈનિકોને નાહિંમત થતા જોઈ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લીધી, અને પોતાની છાવણીમાં ઠેઠ કાબુલથી સાચવી સાચવીને આણેલી મોઘા દારૂની બધી સીસીઓ ફોડી નાખી. બાદશાહ બાબરે એ દિવસથી દારૂ પીવાની ટેવ છોડી. આ શું બતાવી આપે છે? એજ કે જો માણસો ધારે તો નઠારી ટેવો છોડી શકે છે; પણ મુખ્ય વાત એ છે કે માણસે ટેવ છોડવાનો પાકો નિશ્ચય કરવો જોઈએ; પોતાના મન પર કાબુ રાખી તેને છગડગ ન થવા દેવું જોઈએ; કુટેવ છોડતાં શરૂઆતમાં શરીરમાં બેચેની થાય તો તે સહન કરવી જોઈએ; થોડા વખત પછી આ બેચેની મટી જશે એ ધ્યાનમાં રાખવું જોઈએ.

એક યુરોપિઅન લેખકે પોતાને મોડા ઊઠવાની ટેવ હતી તે તેણે શી રીતે છોડી તેનું સરસ વર્ણન કર્યું છે. તે કહે છે કે મારા નોકરને મેં કહ્યું કે તું મને જે દિવસે સવારે પાંચ વાગે ઉઠાડીશ તે દિવસે હું તને એક ક્રાઉનનો સિક્કો આપીશ. આવતી કાલથી તારે મને ઉઠાડવા આવવું અને એક ક્રાઉન લઈ જવો.

નોકરે બીજે દિવસે શેઠને ઉઠાડવા માંડયો. શેઠે તો મિજાજ ખોઈ નોકરને ભાંડવા માંડયો. નોકર બાપડો ચાલ્યો ગયો. શેઠ પાછો ઊંઘવા લાગ્યો.

બપોરે જ્યારે નોકર આવ્યો ત્યારે શેઠે કહ્યું કે તેં મને કેમ વહેલો ઉઠાડયો નહિ. નોકરે જવાબ દીધો કે સાહેબ આપને ઊંઘમાંથી મેં જગાડ્યા એટલે આપ ગુસ્સે થયા, એટલે હું ચાલ્યો ગયો.

શેઠે કહ્યું કે તારે મારી ગાળ કે ગુસ્સાને મનમાં લાવવાં નહિ. તારે તો તું મને ઉઠાડે તો તને એક ક્રાઉન મળવાનો છે તેજ મનમાં રાખવું અને હું ગમે તેમ બોલું તે મનમાં ન લાવી ગમે તેમ કરીને મને ઉઠાડવો. બીજા દિવસથી પેલા નોકરે તેમ કરવા માંડયું, અને શેઠની મોડા ઊઠવાની ટેવ ગઈ.

વહેલા ઊઠવાની આ ટેવને લઈને વખત મળતાં આ લેખક જે જે પુસ્તકો લખી શક્યો છે તેમાં એના નોકર જોશફ્નો એ આભાર માને છે.

વહેવારમાં પણ લાંબા વખતની બીડી પીવાની ટેવ છોડી દેનારા ઘણા માણસો આપણી નજરે પડે છે. ઘણાએ અફીણીઓએ અફીણની દાબડી કુવા, તળાવ કે વાવમાં ફેંકી દઈ હમેશને માટે અફીણ છોડ્યાની વાતો આપણે સાંભળીએ છીએ.

આ ઉપરથી સમજાય છે કે નઠારી ટેવ ઝટ પડે છે; તે છોડવી મુશ્કેલ છે; પણ માણસ ધારે તો તે છોડી શકે છે. જેમને ખરાબ ટેવ પડી હોય તેમણે દૃઢ નિશ્ચય કરી તે ટેવ છોડવી જોઈએ અને સારી ટેવો પાડી સુખી થવું જોઈએ.

---

## (૩) ઉદ્યમ રાય ને કર્મજ રંક

(૧) અર્થ સમજાવવો.

(૨) ઉદ્યમીની રાજા સાથે સરખામણી.
રાજાની માફક ધન, સુખ ને માન મેળવી શકે છે.
રાજાની માફક દાન કરી શકે છે, બીજા પર હુકમ ચલાવી શકે છે.

(૩) નસીબપર ભરોસો રાખનાર ગરીબ જેવો છે.
પૈસટકે દુઃખી થાય છે.
જાતે દુઃખ ભોગવે તે બીજાને તો મદદજ શું કરે !
સૌ તેનું અપમાન કરે છે.
સૌના હુકમ તેને માનવા પડે છે.

(૪) કેટલીક વખત ઉદ્યમ ફળતો જણાતો નથી ને નસીબ પર ભરોસો રાખી બેસી રહેનાર મોજ કરે છે, આનો ખુલાસો.

(૫) બોધ—'શ્રમ વગર પ્રારબ્ધ લુલું છે'.

---

ઉદ્યમ રાજા જેવો છે અને નસીબ ગરીબ માણસ જેવું છે, એમ આ કથનનો અર્થ છે; એટલે ઉદ્યમી માણસો રાજાનાં જેવાં સુખ ભોગવે છે અને નસીબ ઉપર ભરોસો રાખનાર નિરૂદ્યમી ગરીબાઈમાં દહાડા કાઢે છે એમ સમજવાનું છે.

ઉદ્યમીને રાજા સાથે સરખાવ્યો છે પુરુષોમાં સિંહ જેવા ઉદ્યોગીને લક્ષ્મી વરે છે, એવું એક સંસ્કૃત વાક્ય છે. આમ ઉદ્યમી પુરુષ લક્ષ્મી મેળવી અનેક સુખ મેળવે છે.

'**ઉદ્યમીઓ ધૂળમાંથી સોનું શોધી જાય છે**' એ કથન સત્ય છે. અમેરિકાના રોકફેલર વગેરે કરોડપતિઓ શરૂઆતમાં બહુજ ગરીબ હાલતમાં હતા. ઉદ્યમથી તેઓ કરોડપતિઓ થયા છે. રાજાના ભંડારો કરતાં તેમના ભંડાર મોટા છે. રાજાની સમૃદ્ધિ કરતાં તેમની સમૃદ્ધિ આજે અધિક છે. આથીજ ઉદ્યમને રાજા કહ્યો છે.

પૈસા હાથમાં આવતાં ઉદ્યમીઓને રાજાના જેવુંજ માન લોકો આપે છે. તેમની આજ્ઞા ઉઠાવવા હજારો માણસો તૈયાર હોય છે. રાજાની માફક ઉદાર હાથે તેઓ કરોડો રૂપિયા લોકહિતાર્થે દાનમાં વાપરી શકે છે.

રાજા જેમ પ્રજાનું રક્ષણ કરે છે તેમ ઉદ્યમી લોકો પણ લોકોને અનેક રીતે મદદ કરે છે. ઉદ્યમી ખેડુતો અનાજ ને કપાસ પકવી લોકોનાં પેટ ભરે છે ને તેમનાં શરીર ઢાંકે છે; ઉદ્યમી કારીગરો, કળાબાજો ને શોધકો પોતપોતાની દિશામાં અનેક કામો કરી લોકોને સુખનાં સાધનો શોધી આપે છે.

નસીબ પર ભરોસો રાખી બેસી રહેનાર ગરીબ થઈ જાય છે. હાથપગ હલાવ્યા વગર દુનિયામાં કયું કામ થાય છે? છતાં નસીબમાં હશે તો થશે, એમ વિચારી આળસુ થઈ બેસી રહેનારા આદમીઓ આ દુનિયામાં વસે છે. તે ગરીબ છે. જો ગરીબ નહિ હશે તો ગરીબ થશે. આવા માણસો બીજાને તો મદદજ શું કરી શકે! નિર્ધનતાને લઈ સૌ તેમનું અપમાન કરશે અને આખરે તેમને તાલેવંત ઉદ્યમી લોકોનું દાસત્વ સ્વીકારવું પડશે.

એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે **'સુતેલા સિંહના મોઢામાં હરણાં પ્રવેશ કરતાં નથી,'** મતલબ કે સિંહ જેવા વનના રાજાને પણ શિકાર કરવાનો ઉદ્યમ કરવો પડે છે. આમજ માણસ ગમે તેટલો હુન્નરવાળો, વિદ્યાવાળો કે બુદ્ધિવાળો હોય છતાં નસીબ પર ભરોસો રાખી બેસી રહે તો જરૂર ભૂખે મરે. આટલા માટેજ ઉપર **'કર્મેજ રંક'** એમ કહ્યું છે.

પણ આ ટૂકથી વિરુદ્ધ જતા બનાવો આપણી નજરે પડે છે. ઘણા ઉદ્યોગી માણસને તેમના ઉદ્યોગનું ફળ મળતું જણાતું નથી. ઉદ્યોગી વિદ્યાર્થીઓ નાપાસ થતા માલમ પડે છે. કેટલાક અથાગ મહેનત કરનાર માણસો જે જે કામ કરે તેમાં તેમની મહેનત નિષ્ફળ જાય છે. આથી ઉલટું કેટલાક નસીબવાદી નિરુદ્યમીને મોટા વારસા મળે છે કે સારી નોકરી મળી જાય છે અને તેઓ તાગડધિન્ના કરે છે. આવાં થોડાંક દૃષ્ટાંતો જોઈ આપણામાં નસીબ ઉપર ભરોસો રાખવાની માન્યતા દૃઢ થઈ છે. **वक्रे विधौ वद कथं व्यवसायसिद्धिः।** નસીબ વાંકું હોય તો ઉદ્યમ શાનો ફળે ? એવું સંસ્કૃત વાક્ય પણ છે.

ત્યારે **ઉદ્યમ રાય ને કર્મેજ રંક** એ કહેવત સર્વદા સાચી પડતી નથી ? એ કહેવત સાચીજ છે. જે માણસને ઉદ્યમ કરવા છતાં તેનું ફળ ન મળે તો તેનું બેમાંથી એક કારણ હોવું જોઈએ; જો ઉદ્યમ કરવામાં તેણે કચાશ કરી હોય અથવા ખોટી રીતેજ ઉદ્યમ કર્યો હોય તો ઉદ્યમનું ફળ મળવું અસંભવિત છે. ઉદ્યમ કરવામાં કચાશ ન હોય છતાં પણ ઉદ્યમનું ફળ ન મળે તો કર્મના નિયમ પ્રમાણે પૂર્વે કરેલાં કોઈ અયોગ્ય આચરણને લીધે ઉદ્યમનું ફળ જલદી મળતાં વિલંબ થયો છે એમ સમજવું. ભવિષ્યમાં ઉદ્યમનું ફળ મળશેજ.

આજ રીતે નસીબવાદી માણસને પૂર્વના કોઇ સુકર્મને લીધે વારસો મળી જાય છે; પણ એના નસીબવાદી સ્વભાવને લઇને એ વારસો લાંબો વખત ટકશે નહિ. થોડા વખતમાં એ જરૂર ગરીબ થઇ જશે, કારણ આપણી કહેવત કહે છે કે કર્મ તો રાંક છે, માટે—

ઉદ્યમ ઉદ્યમ ઉદ્યમ વળી, સૌથી અદકો આપ,<br>
કર્મ બિચારૂં રાંકડું, ઉદ્યમ પૂર્ણ પ્રતાપ.

એ વિચારી ઉદ્યમ કરી રાજાના જેવું ઐશ્વર્ય પ્રાપ્ત કરવું અને ચોક્કસ યાદ રાખવું કે નસીબ પર ભરોસો રાખી માથે હાથ દઈ બેસી રહેવું એ ગરીબાઈને આમંત્રણ આપવા જેવું છે; કારણ કે **શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે.**

## (૪) કરે તેવું પામે ને વાવે તેવું લણે

(૧) અર્થ સમજાવો.

(૨) સાબીતી:

ચાર ચોરની વાત.

કરણરાજાની વાત.

(૩) સારા કામનો બદલો સારો હોય છે:

બ્રાહ્મણીવંશના સ્થાપનાર હસનની વાત.

વહેરવારમાંથી દાખલા.

(૪) કેટલીક વખત આ કહેવત ખોટી પડતી જણાય છે:

'ધર્મીને ત્યાં ધાડ ને કપટીને ત્યાં કુશળ.'

એનો ખુલાસો.

(૫) સાર.

ખેતરમાં ખેડુત જે વાવે તેજ ઉગે છે. ઘઉં વાવે તો ઘઉં, શેરડી વાવે તો શેરડી ને કૌવચ કે અફીણનો છોડ (ખસખસનો છોડ) વાવે તો કૌવચ કે અફીણનો છોડ ઉગે છે, તેજ પ્રમાણે માણસ જેવાં કામ કરે છે, તેવાંજ ફળ તેને ભોગવવાં પડે છે; એટલે સારાં કામ કરનારને સારો બદલો મળે છે અને નઠારાં કામ કરનારને નઠારો બદલો મળે છે.

આ સંબંધમાં એક સોરઠો છે:—

જેવું કરવા જાય, ફળ તેવું પામે સદા,
કહો કહાંથી ખવાય, લીંબડો વાવી કેરી.

લીંબડો વાવીએ અને આંબો ઊગશે અને તેની કેરી આપણે ખાઇશું એમ વિચારવું જેટલું મૂર્ખાઇ ભરેલું છે, તેટલુંજ મૂર્ખાઇ ભરેલું નઠારાં કામ કરી સુખી થવાની ઇચ્છા રાખવી એ છે.

આ બાબત સાબીત કરવી અઘરી નથી. ત્રીજી ચોપડીમાં આવેલી ચાર ચોરની વાત બહુ જાણીતી છે. એમાંના દરેકે ચોરેલું ધન પોતે એકલાએજ પડાવી લેવાનો વિચાર કર્યો અને પરિણામે બધાને પોતાના નઠારા કામનો બદલો મળ્યો. બધાજ એકબીજાને મારી મૂઆ અને તેમનાં શબ કહોલાંકાગડાએ ફોલી ખાધાં.

'કરે તેવું પામે,' એ સાબીત કરવાને ઇતિહાસમાંથી અનેક દાખલા મળી આવે એમ છે. ગુજરાતના રાજા કરણે પોતાના પ્રધાન માધવની સ્ત્રી ઉપર બળાત્કાર કર્યો, ત્યારે એની સ્ત્રી કૌળારાણીને અલ્લાઉદ્દીન ખુનીએ પોતાની બેગમ બનાવી. વળી, કરણને રાજપાટ જતાં રવડીરઝળીને કમોતે મરવું પડયું તે તો વધારામાં.

હવે સારાં કામનો બદલો હમેશાં સારો હોય છે તે જોઇએ. હસન નામે એક અફઘાન નોકર પોતાના શેઠ ગંગુનું ખેતર ખેડતો હતો. ખેતર ખેડતાં તેને જમીનમાંથી સોનામોહોરો ભરેલો એક ચરૂ જડયો. સાફ દાનતવાળા એ હસને એ ચરૂ પોતાના શેઠને સોંપી દીધો. શેઠ એના આ કામથી ખૂશ થયો. બીજાપુરના લશ્કરમાં એના શેઠે એને નોકરી અપાવી. હસન પોતાનાં સારાં કામથી સરદાર થયો અને આખરે પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપી તે રાજ્યનો પોતે સુલતાન થયો. પોતાના બ્રાહ્મણ શેઠનું નામ કાયમ રાખવાને હસને પોતાના રાજ્યને **બ્રાહ્મણી રાજ્ય** નામ આપ્યું. સારાં કામનો આમ સારો બદલો મળે છે.

વહેવારમાં પણ આપણે '**કરે તેવું પામે**' કહેવતનો રોજ અમલ થતો જોઇએ છીએ. ચોરી કરનારને જેલમાં જઇ દળણાં દળવાં પડે છે કે પત્થર ફોડવા પડે છે. ખૂન કરનારને ફાંસી કે દેશનિકાલની સજા થાય છે. જુઠું બોલનાર વેપારી પોતાની શાખ ખોય છે અને તેનો વેપાર ચાલતો નથી. આથી ઉલટું પ્રમાણિક અને મહેનતુ ગુમાસ્તા થોડા વરસમાં પોતાના શેઠની સાથે ભાગમાં વેપાર કરતા થઇ જાય છે અથવા પોતાની નવી દુકાન માંડે છે.

પણ કેટલીક વખત '**કરે તેવું પામે**' એ કહેવત ખોટી પડતી માલમ પડે છે. કેટલીક વેળા સાચું બોલનારા સદાચરણી મનુષ્યોને તેમના

કામનો બદલો મળતો જણાતો નથી. તે બાપડાને પૈસાની તંગી પડે છે અને દુ:ખ ભોગવવું પડે છે, જ્યારે કેટલાક જુઠું બોલનાર દુરાચરણી મનુષ્યો મોજ માણતા માલમ પડે છે. આવું જોઇ આપણામાં કહેવત પડી છે કે '**ધર્મીને ત્યાં ધાડ ને કપટીને ત્યાં કુશળ.**'

ઉપલી કહેવત ખોટી છે. સદાચરણી દુ:ખી થતો જણાય કે ખરે-ખરો દુ:ખી હોય તો તે દુ:ખ તેણે પહેલાં કરેલા કોઇ દુરાચરણનું ફળ છે. એને એના સારા કામનો બદલો વહેલોમોડો મળશેજ, તેમજ દુરા-ચરણી માણસ સુખી થતો માલમ પડે તો તે સુખ એણે પહેલાં કરેલાં કોઇ સારાં કામનું પરિણામ છે. હાલ કરે છે તે નઠારા કામનું નઠારૂં ફળ એને વહેલુંમોડું જરૂર મળશેજ.

સદાચરણીને માટે ભવિષ્યમાં સુખ મળવાનું નિર્માણ થએલું છે; દુરાચરણી જરૂર ભવિષ્યમાં દુ:ખી થશે; કારણ કે '**કરે તેવું પામે ને વાવે તેવું લણે,**' એ કહેવત આપણાં શાસ્ત્રોના કર્મના સિદ્ધાંતના સાર-રૂપ છે. એ સિદ્ધાંત અચળ છે, તેથી એ કહેવત પણ અચલ છે.

### (૫) નામ રહંતાં ઠક્કરો, નાણાં નવ રહંત,
### કીર્તિકેરાં કોટડાં, પાડયાં નવ પડંત.

(૧) અર્થ સમજાવવો.

(૨) 'નાણાં નવ રહંત,' એ સાબીત કરવું:
ઇતિહાસમાંથી: કરોડપતિ નંદની વાત,
શાહજહાનની જાહોજલાલીની વાત.
વહેવારમાંથી: ઘણા ગરીબ થઈ જતા નજરે પડે છે,
ઘણા ગરીબ તાલેવંત થતા માલમ પડે છે.

(૩) કીર્તિ કાયમ રહે છે:
શ્રીરામની કીર્તિ,
અશોક રાજાની કીર્તિ,
એન્ડ્રુ કાર્નેગીની કીર્તિ.

(૪) કીર્તિનાં કોટડાં શી રીતે બંધાય?
કેવળ ધનથી બંધાય એમ નહિ,

જગદીશચંદ્ર બોઝે વિજ્ઞાનની શોધથી કીર્તિ મેળવી છે,
કૃષ્ણ, ક્રાઇસ્ટ વગેરેએ ધર્મ સ્થાપી કીર્તિ મેળવી છે,
શિવાજી, નેલ્સન, જોન ઓફ્ આર્કે સ્વદેશ પ્રેમી થઈ શૌર્ય દાખવી કીર્તિ મેળવી છે,
ટુંકામાં જનહિતનાં કાર્યો કરવાથી કીર્તિના કોટ બાંધી શકાય છે.

(૫) ઉપસંહાર

---

હે ઠક્કરો, હે ધનવાનો, ધન તો ચલિત વસ્તુ છે. તે આપણી પાસે વધારે વખત રહેશે નહિ. અચળ વસ્તુ તો કીર્તિ છે માટી કે ચુનાપત્થરનાં મકાનો વહેલાં મોડાં નાશ પામશે, પણ કીર્તિ રૂપી મકાનો તો જુગજુગ પહોંચશે. મતલબ કે માણસને તેના પૈસાને લીધે કોઇ યાદ કરતું નથી, પણ માણસે કરેલાં સારા કામોને લીધેજ ભવિષ્યની પ્રજા તેને સંભારે છે.

નાણાં નવ રહંત—ધન ચલિત વસ્તુ છે, એ સમજવું સહેલું છે. મૌર્યવંશ સ્થપાયો તે પહેલાં ભરતખંડ પર નવ નંદો એક ચક્રે રાજ્ય કરતા. તેમની પાસે કરોડો રૂપીઆ હતા, તેથી તે ધનપતિ નંદ કહેવાતા. તેમની સમૃદ્ધિ અવર્ણનીય હતી. એવા નંદોની પણ લક્ષ્મી લુંટાઈ. શાહજહાનના વૈભવથી કોણ અજાણ્યું છે! એનું બેનમૂન મયૂરાસન ટૂકડે ટૂકડા થયું. એનો મહામૂલો કોહીનૂર હીરો એકના હાથમાંથી બીજાના હાથમાં એમ ફર્યો. આખરે એ જવાહીરના પણ ટૂકડા થયા!

લક્ષ્મી ચલવસ્તુ છે તે તો આપણે રોજ જોયા કરીએ છીએ. પાંચ વર્ષ પર લાખોપતિ ગણાતા માણસને આજે પેટ ભરવાનાં ફાંફાં પડે છે. પાંચ વરસ પહેલાં ગરીબ ગણાતા લોકો આજે તાલેવંત થઇ મોજ કરે છે. આ શું બતાવે છે? એજ કે લક્ષ્મી ચંચળ છે. તે એક માણસની પાસે લાંબો વખત ટકતી નથી.

ત્યારે અચળ શું છે? અચલ તો નામ કે કીર્તિ છે. શ્રીરામને આજે દેવ ગણીએ છીએ, કેમકે એમણે પિતાની આજ્ઞા પાળીને, એક પત્નીવ્રત પાળીને ને પ્રજાને પોતાનાં સંતાન જેવી ગણીને પોતાનું નામ અમર કર્યું છે. તેજ પ્રમાણે પ્રિયદર્શી અશોકને એક આદર્શરાજા તરીકે

લોકો યાદ કરે છે. શ્રીરામનો વૈભવ અને અશોકનો ખજાનો ક્યાંનો ક્યાં ઉડી ગયા છે, પણ એમનાં નામ પ્રાતઃસ્મરણીય ને અમર રહ્યાં છે.

અત્યારે પણ એમજ છે. દરેક ગામ કે શહેરમાં કાંઈ જનકલ્યાણનું કામ કરનાર માણસને તે ગામ કે શહેરના લોકો યાદ કર્યા કરે છે, અને તે માણસના સમયમાં થઈ ગએલા તેના કરતાં ઘણા ધનવાન માણસોનાં નામની લોકોને ખબર પણ હોતી નથી.

દુનિયાના સૌથી વિદ્વાન ગણાતા પંડિતને દર વર્ષે એક મોટું ઇનામ આપવાની યોજના કરનાર અબજોપતિ એન્ડ્રુ કાર્નેગીનું નામ પણ અમર થયું છે. એના અબજો રૂપીઆને લીધે એનું નામ અમર થયું નથી પણ એણે કાઢેલા 'નોબેલ પ્રાઈઝ'ને લઈને એણે અક્ષય કીર્તિ મેળવી છે.

આવા કીર્તિના કોટ શી રીતે બંધાય? અમર કીર્તિ ધનથી એટલે ધનનો સદુપયોગ કરીને મેળવી શકાય છે એ તો દેખીતી વાત છે; પણ ધન સિવાય બીજી અનેક રીતે કીર્તિના કોટ બાંધી શકાય છે.

આગગાડીના શોધક સ્ટીવન્સને, ગ્રામોફોનના શોધક એડિસને અને વનસ્પતિવિદ્યામાં અજબ શોધો કરનાર સર જગદીશચંદ્ર બોઝે પોતાની વિજ્ઞાનની શોધથી કીર્તિ સંપાદન કરી છે.

શ્રીકૃષ્ણ, ક્રાઈસ્ટ, કૉનફ્યુસિઅસ અને ભગવાન બુદ્ધે ધર્મસંસ્થાપના કરી દુનિયાના ઇતિહાસમાં અમરતા મેળવી છે.

શિવાજી, પ્રતાપ, નેલ્સન ને જોન ઑફ આર્કે સ્વદેશપ્રેમથી પ્રેરાઈ, શૌર્ય દાખવી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી છે.

સંસ્કૃત ભાષામાં સુંદર સાહિત્ય લખી કવિકુલગુરુ કાલિદાસે, અંગ્રેજી ભાષાને સમૃદ્ધ કરનાર નાટકકાર કવિ શેક્સ્પિઅરે અને ગુજરાતી ભાષામાં નવેરસથી ઝરતું સાહિત્ય લખી કવિ પ્રેમાનંદે ભાષાના ઇતિહાસમાં અક્ષય પદ પ્રાપ્ત કર્યું છે.

ટુંકામાં માણસો જનહિતનાં કાર્યો કરી કીર્તિની અક્ષય ઇમારતો બાંધી શકે છે. કાળ એ ઇમારતો તોડવા અસમર્થ છે.

આ ઉપરથી સમજાશે કે માણસ પાસે જે જાતનું ધન હોય તે જાતનું ધન વાપરી તેણે કીર્તિ સંપાદન કરવી. વિદ્યારૂપી ધન, શૌર્યરૂપી ધન ને

જ્ઞાનરૂપી ધન લોકહિતને માટે વાપરતાં કીર્તિ વગર બોલાવી આવશે; પણ એટલું યાદ રાખવું કે કીર્તિ મેળવવા ખાતર કરેલાં ભલાં કામને આપણો ધર્મ જરાં હલકાં ગણે છે. આપણા ધર્મનો ઉપદેશ તો એ છે કે ભલાં કામો કરવાં પણ તે કીર્તિની જરાએ આશા રાખ્યા વગર કરવાં.

---

**(૬) તોડી પર્વતશૃંગ મનુજ મદભરીયો મહાલે,**
**જાણે નિજ કૃતિ અમર ગળે કાળજ તે કાળે.**

(૧) અર્થ સમજાવવો.

(૨) પર્વતનાં શૃંગ એટલે મોટાં મુશ્કેલ કામો:—
ડુંગર કોરી કાઢેલા રસ્તા,
સૂએજ–પનામાની નહેરો,
મોટાં જહાજો ને હવાઈ વિમાનો,
દરીઓ પુરી જમીન કાઢવી.
રેતીનાં મેદાનોને ફળદ્રુપ બનાવવાં.

(૩) આ બધી વસ્તુ અનંતકાળ સુધી પહોંચતી નથી.
ગ્રીસ અને બેબિલોનનાં રાજ્યો નાશ પામ્યાં છે,
પાંડવોનું સમૃદ્ધ નગર હસ્તિનાપુર ક્યાં છે!
જાપાનનો દાખલો. ગમે ત્યારે ધરતીકંપ થાય ને માણસે કરેલાં અદ્‌ભુત કામો નાશ પામે.

(૪) ત્યારે બોધ શું?
મહાન કાર્યો કરવાં પણ તેવાં કામ કરી ગર્વ ન કરવો.
દીવાદાંડી પર કોતરેલો લેખ.

પર્વતોનાં શિખરો તોડીને એટલે ડુંગરો કોરીને રસ્તા બનાવીને માણસ અભિમાન લાવી પોતાના મનમાં મલકાય છે કે આવું મોટું કામ મેં કર્યું છે. વળી, એ મનમાં ધારે છે કે મારૂં કરેલું અજબ કામ સર્વદા ટકશે. મનુષ્યની આ ધારણા ભૂલભરેલી છે, કારણકે સમય આવતાં એ અજબ કામોનો નાશ થશે, એમ આ કડીનો અર્થ છે.

પર્વતશૃંગ એટલે પર્વતોનાં શિખરો એવોજ અર્થ લેવાનો નથી; મહામુશ્કેલીએ થઈ શકે તેવાં અદ્‌ભુત કામો એવો વિશાળ અર્થ લેવાનો છે.

માણુસે અભિમાન ઉત્પન્ન થાય એવાં અનેક અદ્‌ભુત કામો કર્યાં છે. ડુંગરો કોરી આગગાડીને માટે રસ્તા બનાવ્યા છે. સૂએજ અને પનામાની નહેરો બનાવી રાતો અને ભૂમધ્ય સમુદ્ર તેમજ આટલાંટિક ને પાસિફિક મહાસાગરને જોડી દીધા છે. સમુદ્રો અને મહાસાગરો ઓળંગતી આગબોટ આદમીએ શોધી છે. આકાશમાં મુસાફરી કરાવતાં હવાઇ વિમાનો પણ શોધ્યાં છે. વળી, માણુસજાત દરીઓ પુરી જમીન બનાવે છે, રેતાળ પ્રદેશો પર વેલા ઉગાડી ઉડતી રેતીને વેલાઓથી બાંધી લઈ એવા પ્રદેશને ફળદ્રુપ બનાવી તે ઉપર સમૃદ્ધ જંગલો ઉગાડી શકે છે. આ બધું બતાવે છે કે માણુસ ભગીરથ કાર્યો કરી શકે છે.

પણુ આટલી મોટી પોતાની શક્તિ જોઇ માણુસ અભિમાન કરે તો તેની મોટી ભૂલ છે; કારણુકે તેનાં કરેલાં અજબ કામો કયારે નાશ પામશે તેની શી ખબર ! એ બધી વસ્તુઓ કાળના સપાટામાં વહેલી મોડી આવ્યા વિના રહેવાની નથી.

ઇતિહાસપ્રસિદ્ધ ગ્રીસ, બેબિલોન ને મિસરનાં વિદ્યાકળા ને જ્ઞાન માટે વિખ્યાત થએલાં રાજ્યો ધૂળ ભેગાં મળ્યાં છે. પાંડવોનું હસ્તિનાપુર આજે કયાં છે ? એમનાં ઇંદ્રપ્રસ્થ નગરનાં ખંડેરો ઓળખવાં પણુ આજે મુશ્કેલ થઈ પડ્યાં છે ! હાલનાજ દાખલા લો. પાણીમાં તરતા મહેલ જેવી તદ્દન સુરક્ષિત ગણાતી ટાઇટેનિક આગબોટ ડુબ્યાની વાત તો હજુ ગઈ કાલની છે. જાપાનમાં ધરતીકંપના આચકાને લઇને જળને ઠેકાણે સ્થળ ને સ્થળને ઠેકાણે જળ થયાના તો તાજા બનાવો છે. આમ વિચારતાં માલમ પડે છે કે માણુસે મોટાં કામો કરી મોટાઈ મારવી એ મૂર્ખતા ભરેલું છે. કોણુ જાણે કયારે ધરતીકંપનો એક આચકો લાગે ને દરીઆને ઠેકાણે જમીન થાય ને જમીનને ઠેકાણે દરીઓ થાય, સમૃદ્ધ દેશો જનકૃત વિસ્મયજનક કામો સાથે સમુદ્રની તળીએ જઇને બેસે અને નવા પ્રદેશો દરીઆમાંથી બહાર આવે !

ત્યારે આ કડી ઉપરથી આપણે શું બોધ લઈ શકીએ ? બોધ એજ છે કે માણુસે પોતાની શકિતનો ઉપયોગ મોટાં જનહિતનાં કાર્યો કરવામાં તો અવશ્ય કરવો; પણુ તેવાં અજબ કામો કરીને અભિમાની ન થવું. મનમાં

એમ વિચારવું જોઇએ કે પ્રભુની સહાયતાથી હું આ કામ કરવા સમર્થ થયો છું. પ્રભુની ઇચ્છા વિના ઝાડનું એક પાન પણ હાલી શકતું નથી તો મારી શક્તિ તે કોણ માત્ર!

ઇગ્લાંડની દક્ષિણે આવેલી ઇંગ્લિશ ચેનલ નામની ખાડીમાં પ્લિમથ નામે મોટું બંદર આવેલું છે. એ બંદરથી ચૌદેક માઇલ દૂર દરીઆમાં એડિસ્ટોન નામનો એક ખરાબો છે. એ ખરાબા સાથે અથડાઇ વહાણો ને આગબોટોને નુકસાન ન થાય માટે એના પર બે વાર દીવાદાંડી બાંધવામાં આવી. બંને વખત સમુદ્રનાં તોફાની મોજાંએ તેને તોડી પાડી. પછી એ દીવાદાંડી બાંધવાનું કામ સ્મિટન નામના એક ઈજનેરે માથે લીધું. દીવાદાંડી બંધાઈ રહ્યા પછી એ શાણા ઈજનેર સ્મિટને તે પર એક લેખ કોતરાવ્યો કે **પરમેશ્વરની સહાયતા વિના જે બાંધે તેની મહેનત ફોકટ જાય છે.**

શાણા ઈજનેર સ્મિટનની માફક મહાન કાર્યો કરી પ્રભુનો પાડ માનવો અને અભિમાન ન કરવું એમ આ કડીનો બોધ છે.

---

**(૭) સત્ય, દયા, તપ, શૌચ છે, પગ ધર્મના ચાર,**
**જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ તેનો આચાર;**

(૧) શરૂઆત—આ કડીમાં ધર્મનાં અંગ સરસ રીતે દર્શાવ્યાં છે.

(૨) સત્ય, દયા, તપ તથા શૌચને ધર્મના પગ ગણ્યા છે, તે સમજાવવું.

(**अ**) સત્ય—સચ્ચાઈ.

સાચ એ દૈવી સદ્‌ગુણ છે.
સાચો માણસજ નીતિમાન હોય.
सत्यान्नास्ति परो धर्मः। સત્ય સિવાય બીજો કોઈ ધર્મ નથી.

(**ब**) દયા—દુ:ખીને જોઈને ઉત્પન્ન થતી લાગણી.

દયાળુ પ્રેમી હોય ને દાન કરે છે,
ગરીબ ને નિરાધારને મદદ કરે છે,
दया धर्मको मूल है।

(क) તપ—પોતાના મન પર કાબુ મેળવવા સહન કરવું તે.
બીજાને સુખી કરવા કષ્ટ સહેવું તેનું નામ તપ.
તપ કરનાર એકલા તપસ્વીઓ ગણાય નહિ,
નિરાધારને માટે ફંડ ઉઘરાવનાર તપસ્વી છે.
નિરાધારો તથા ઘવાયલાની નિઃસ્વાર્થપણે કરેલી સેવા તપ કહેવાય.
પોતાનો ધર્મ એટલે ફરજો બજાવવા એવા તપની જરૂર છે.

(ड) શૌચ—પવિત્રતા બે પ્રકારની છેઃ—
શરીરની તથા મનની.
શરીરની પવિત્રતા વ્રત, ઉપવાસ ને સ્નાન વગેરેથી થાય.
મનની પવિત્રતા જ્ઞાન થવાથી થાય.
જ્ઞાન એટલે સદ્‌ગુણ દુર્ગુણની સમજ.
પવિત્ર માણસ સદ્‌ગુણી હોય, માટે ધર્મવંત હોય.

(૩) અંત.

---

'ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે.'

એમ કવિએ ગાયું છે. દરેક ધર્મ કે પંથમાં પોતપોતાનો ધર્મ સાચો ઠેરવવા ગ્રંથો લખાયા છે. એક ગ્રંથમાં અમુક જાતનો ઉપદેશ આપેલો હોય છે, તો બીજામાં કોઇ બીજો. આથી ધર્મ એટલે શું, તે સમજવું મુશ્કેલ થઈ પડયું છે. ઉપલી એકજ કડીમાં એ જુદા જુદા ધર્મના વિવાદ કરવા છોડી દઈ ધર્મનું ખરૂં સ્વરૂપ સુંદર રીતે સમજાવ્યું છે.

સત્ય, દયા, તપ અને શૌચની સમજ અને તેનું આચરણ એટલે ધર્મ.

સત્ય એટલે સચ્ચાઈ. સાચ એ દૈવી ગુણ છે. સાચો માણસજ પવિત્ર જીવન ગાળી શકે છે અને સદ્‌ગુણી હોઈ શકે છે. આમ મન, વચન ને કાયાથી જે સત્ય હોય તેજ મનુષ્ય કરે તો તે ધર્મવંત કહેવાય. આથીજ કહ્યું છે કે सत्यान्नास्ति परो धर्मः। સત્ય સિવાય બીજો કોઈ

ધર્મ નથી. જ્યારે કોઈ અણીનો પ્રસંગ આવે છે ત્યારે આ સત્યના ગુણને લઈનેજ માણસ લાલચોથી દૂર રહી નુકસાન પણ સહન કરી પોતાની ફરજ બજાવે છે. આનું નામજ ધર્મ.

દયા પણ ધર્મનું અંગ છે. મનુષ્ય દયાના ગુણને લઇનેજ મનુષ્યો અને પ્રાણીઓ પ્રત્યેનો પોતાનો ધર્મ, ફરજ કે કર્ત્તવ્ય બજાવી શકે છે. ગરીબ, અનાથ કે અપંગ પ્રાણીઓને જોઇ દયાળુ માણસનું દીલ દુખાય છે. દયાની લાગણીને વશ થઈ પછી તે માણસ તન, મન કે ધનથી તેમનાં દુઃખ ટાળવા પ્રયત્ન કરે છે, અને દુઃખીની આંતરડી ઠારે છે. આટલા માટેજ કહ્યું છે કે 'दया धर्मको मूल है।'

તપ એટલે સહન કરવું તે. પોતાની જાત પ્રત્યેની, પોતાના કુટુંબ પ્રત્યેની, માણસ જાત પ્રત્યેની ટુંકામાં પ્રાણિમાત્ર પ્રત્યેની ફરજો બજાવતાં જે કષ્ટ સહન કરવું પડે તેનું નામ તપ.

કેવળ વ્રતઉપવાસ કરવામાં, આસપાસ દેવતા સળગાવી વચ્ચે બેસવામાં કે શિઆળામાં કમર સુધી પાણીમાં ઉભા રહી જાપ જપવામાં ખરૂં તપ રહેલું નથી.

પોતાના પ્રિય પતિને તેમજ પોતાનાં બાળકોને સુખી કરવા દુઃખ સહન કરતી સ્ત્રી પણ એક જાતનું તપ કરે છે. માબાપની સેવા કરી દુઃખ વેઠનાર પુત્ર પણ ખરો તપસ્વી છે. નિરાધારોને માટે ફંડ ઉઘરાવવાને ટાઢતડકામાં ફરનાર નિઃસ્વાર્થી પુરુષ પણ એક પ્રકારનો તપસ્વી છે, અને ઘાયલ થયેલા સિપાઇઓને ઊંઘઉજાગરા વેઠી પાટાપુટી કરતી સ્વયંસેવિકા પરિચારિકા પણ આ જમાનાની એક તપસ્વિની છે. આમ તપ કરવાની શકિત હોય તોજ ધર્મ બજાવાય.

શૌચ એટલે પવિત્રતા. પવિત્રતા બે પ્રકારની છે; શરીરની અને મનની. વ્રત ઉપવાસ અને સ્નાન કરવાથી શરીર પવિત્ર થાય છે. આવી રીતે શુદ્ધ થયેલા શરીરવાળો માણસજ સારા વિચાર કરી સારાં કામ કરી શકે છે.

મનનો મેલ જ્ઞાનરૂપી જળથી ધોવાય છે. લુચ્ચાઈ, લોભ, જુઠાણું, ક્રોધ ને અભિમાન માણસ જાતને પાયમાલ કરે છે, અને સચ્ચાઇ, ઉદારતા, દયા, ક્ષમા, વગેરે માણસને શાંતિ આપે છે. એવી સમજણને જ્ઞાન કહે છે. આમ માણસ સદ્‌ગુણી થાય એટલે આપોઆપજ ધર્મ બજાવાય છે.

આથીજ સત્ય, દયા, તપ, અને શૌચને ધર્મના ચાર પગ કહ્યા છે.

### મનોયત્ન

નીચેની કવિતાની ટૂકપર નિબંધ લખોઃ—

(૧) ધીરજ ને ચતુરાઇથી કામ કઠણુ જે હોય,
  જલદી પાર મુકાય છે ભલે કરી સૌ જોય.

(૨) જેને જેવો સંગ રંગ પણુ તેવો બેસે.

(૩) 'આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ.'

(૪) સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું,
  સદ્‌વિદ્યા આગળ ધન કશું, વિદ્યાહીન જન તે પશુ.

(૫) સુખ સમયમાં છકી નવ જવું દુઃખમાં ન હિંમત હારવી,
  સુખદુઃખ સદા ટકતાં નથી એ નીતિ ઉર ઉતારવી.

(૬) ચાર ચરણુ છે અધર્મનાં વ્હેમ, મદ ને કુસંગ,
  અનૃત પેસે જો અંગમાં કરે ધર્મનો ભંગ.

---

## પ્રકરણ ૯મું

## વિવેચન અને કથનરૂપ નિબંધો

નિબંધમાં લખેલી બાબતો ઉપરથી નિબંધના ત્રણ વિભાગ પડે છે, વર્ણુનરૂપ, વિવેચનરૂપ ને કથનરૂપ નિબંધો. જેમાં વર્ણુન વધારે હોય તે વર્ણુનરૂપ નિબંધ કહેવાય છે. તમે લખેલા ઋતુઓ વિષેના તેમજ રમત વિષેના નિબંધો વર્ણુનરૂપ છે. જે નિબંધમાં આ સારૂં કે તે સારૂં તે નિર્ણુય કરવાનું હોય તેમજ વિરુદ્ધ બાબતોની ચર્ચા કરવાની હોય તેને વિવેચનરૂપ નિબંધ કહે છે, અને જેમાં સમય પ્રમાણે કેવા ફેરફારો થયા તે વર્ણુવ્યું હોય તેને કથનરૂપ નિબંધ કહે છે. આપણા નિબંધોમાં જે સામાન્ય વિવેચનનું પેટું પાડેલું છે, તેમાં આપણે કથન કે વિવેચનરૂપ હકીકત વર્ણુવી છે. જેમ એકલાં પકવાન કે એકલાં શાકભાજી જમવામાં મઝા નથી આવતી તેમ એકલા વર્ણુન, વિવેચન કે કથનથી લખેલા નિબંધો વાંચવામાં પણુ મઝા આવતી નથી. વર્ણુન, વિવેચન તથા કથનનો જેમાં યોગ્ય ઉપયોગ થયો હોય તેવા નિબંધો વાંચવા ગમે છે અને તેથીજ તે સારા ગણાય છે.

આવા સારા નિબંધો શી રીતે લખાય? એકબે દિવસમાં સારા નિબંધ લખતાં આવડે તેમ નથી. વિશાળ વાચન અને વાંચેલી બાબતોનો વિચાર કર્યાથી નિબંધ લખવાની પુષ્કળ સામગ્રી આપણી પાસે ભેગી થશે. એ સામગ્રીમાંથી વિષયને લગતીજ હકીકત લઇને, વિચાર બેવડાવા ન દઇને, વિચાર બદલાય તેમ પરિચ્છેદ પાડીને અને જોડણી તથા વિરામ-ચિહ્નો ઉપર ધ્યાન આપીને નિબંધ લખવો. આમ કરવાથી સારો નિબંધ લખાશે.

એક સારા નિબંધના લેખકને કોઈએ પૂછ્યું કે તમને આવું સુંદર લખતાં કોણે શીખવ્યું. તેણે જવાબ દીધો કે એક બાઈએ. પેલાએ તાજુબ થઈ પૂછ્યું કે બાઈએ શી રીતે શીખવ્યું. પેલા નિબંધકારે જવાબ દીધો કે તે બાઈ દરજીને પણ ટક્કર મારે તેવાં સુંદર કપડાં સીવતી. તે જોઈ મેં એક દિવસ આવાં સુંદર કપડાં સીવતાં તેને કોણે શીખવ્યું તે પૂછ્યું. તે બાઇએ કહ્યું કે સારામાં સારા દરજી પાસે હું એકવાર કપડું સીવડાવું છું. ઘેર લાવી તે સીવાયલું કપડું ટાંકા તોડી ઉખેડી નાખું છું અને એના કાપ બરાબર તપાસી જાઉં છું. પછી પાછું હતું તેમ સીવી લઉં છું; ત્યારપછી મારી જાતે પેલા કાપ પ્રમાણે બીજું કપડું વેતરૂં છું, અને દરજીનાં જેવાંજ સુંદર કપડાં સીવી શકું છું. નિબંધકારે કહ્યું કે મેં પણ એમજ કર્યું. મને જે સારો નિબંધ લાગે તેના મુદ્દા હું છુટા પાડતો; એ મુદ્દા એક બીજા સાથે કેવી રીતે જોડાયલા છે તે વિચારતો અને તેજ પ્રમાણે બીજા નવા નિબંધો લખતો. આવી રીતે હું સારા નિબંધો લખતાં શીખ્યો છું.

હવે મેં જે નિબંધો આપેલા છે, તેના મુદ્દા પેલા નિબંધકારની રીતે શોધશો તો તમને પણ સારા નિબંધ લખવાની કળા આવડશે.

## (૧) ક્રોધ

દુનિયામાં એવું કોઈ હશે કે જે કોઈ વખત ગુસ્સે ન થયું હોય? ભાગ્યેજ એવું કોઈ હશે. ક્રોધ એક મોટામાં મોટો દુર્ગુણ છે, એમ જાણવા છતાં ઘણા જણ ક્રોધ ઉપર કાબુ રાખી શકતા નથી, એજ બતાવી આપે છે કે એ દુર્ગુણ આપણામાં કેવો જડમૂળ ઘાલીને બેઠો છે.

ક્રોધનાં પરિણામ આપણે જાણીએ છીએ. ક્રોધ કરવાથી કોણે પોતાનું કામ સુધાર્યું છે? ક્રોધી પિતાના અનીતિમાન પુત્રો નીતિમાન થયા છે? ક્રોધી શિક્ષકના ઠોઠ નિશાળીઆ વિદ્વાન બન્યા છે? ક્રોધી વડીલના કુટુંબમાં શાંતિ કે વ્યવસ્થા કદી જળવાયાં છે? કદીજ નહિ. ઉલટું ક્રોધ કરવાથી માણુસ જીવનસંગ્રામમાં પાછો પડયા કરે છે.

ક્રોધ અનર્થની પરંપરાને જન્મ આપે છે. ગીતાના એક સુંદર શ્લોકમાં આ અનર્થપરંપરા વર્ણવી છે. એવી રીતે કે ક્રોધમાંથી અવિવેક ઉત્પન્ન થાય છે, અવિવેકમાંથી યોગ્યઅયોગ્ય કામ કયાં તે ભૂલી જવાય છે, તેથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં અત્યંત દુઃખ ઉત્પન્ન થાય છે. આ સમજીએ તો આપણુને તરત ખ્યાલ આવશે કે ક્રોધ આપણી કેટલી અધોગતિ કરે છે! ખરેખર, ક્રોધ એ એક જાતની ગાંડાઈ છે.

જ્યારે આપણી મરજી પ્રમાણે કામ થતાં નથી ત્યારે આપણુને ક્રોધ ચઢે છે. માતાની મરજી પ્રમાણે બાળક નથી વર્તતું ત્યારે માતા ગુસ્સે થાય છે. કોઈ અપમાન કરે તો અપમાન પામેલો માણુસ ગુસ્સે થાય છે. કોઈ આપણુને ગાળ દે તો આપણુને ગુસ્સાનો આવેશ આવે છે. કોઈ આપણુને અન્યાય કરે તો આપણો મિજાજ તપી જાય છે; પણુ આવી રીતે ગુસ્સે થવું એ ઈશ્વરે રચેલા જુદા જુદા મનુષ્યોના સ્વભાવોની સામા આંખ વીંચીને અથડાવા જેવું છે. ક્રોધનાં મૂળ અભિમાનમાં રહેલાં છે, અને ક્રોધને અંતે પશ્ચાત્તાપના અગ્નિમાં બળવાનું હોય છે.

ત્યારે શું આપણે કદીએ ક્રોધ ન કરવો? કોઈ માણુસ આપણી આબરૂ લૂંટે કે આપણુને અપમાનિત કરે તો તે સહન કર્યા કરવું? જે વસ્તુ ક્રોધ કરવાથી સુધરે તેમ નથી તેવી વસ્તુ માટે ક્રોધ કરવો એ તો મૂર્ખાઈજ છે. વળી, આપણુને બેઇજ્જત કરનારને કોઈ બીજી રીતે નમાવીએ પણુ તેના પર ક્રોધ તો નજ કરીએ, અને ક્રોધ કર્યા વગર ન ચાલે તેમ હોય તો પાપી માણુસો પર નહિ પણુ એ પાપનાં કારણો ઉપર ક્રોધ કરવો ઉચિત છે.

વિદ્વાનો ક્રોધથી ન સુધરે એવી બાબતોપર કદી ક્રોધ કરતા નથી. ન્યૂટનના કુતરાએ ટેબલપરનો દીવો પાડી નાખી મહામૂલા પ્રયોગના કાગળો

બાળી નાખ્યા, તેથી ન્યૂટન ગુસ્સે ન થયો. સ્વર્ગસ્થ સાક્ષર ગોવર્ધનરામે મહીનાઓ સુધી મહેનત કરી તૈયાર કરેલા કાગળની એમની પુત્રીએ પતંગ બનાવી, તેથી એ ગુસ્સે થયા નહિ.

સાપના વિષને ઉતારવાના મંત્ર હોય છે તેમ આ ક્રોધના વિષને ઉતારવાના મંત્રો પણ વિદ્વાનોએ શોધ્યા છે. એક વિદ્વાન કહે છે કે ક્રોધ કરવાનું મન થાય કે તરત એક, બે, ત્રણ, ચાર એમ દસ સુધી ગણો. આમ ક્રોધ ન ઉતરે ત્યાં સુધી દસ ગણ્યા કરો. જુલીઅસ સીઝર તો ગુસ્સો ચઢતાં તે ઉતરતા સુધી આખો રોમન કક્કો બોલ્યા કરતો.

ગુસ્સાનું ઝેર સાપના ઝેર કરતાં જરાએ ઓછું નથી. એક બાઈને પોતાની પાડોશણ સાથે તકરાર થઈ. ગુસ્સાના આવેશમાં તે બાઈ તેની પાડોશણ સાથે ખૂબ લડી અને ગુસ્સો શાંત પડ્યો નહોતો એવામાં એણે એના રડતા બાળકને ધવડાવવા માંડયું. થોડુંક ધાવતાંજ સાજુંસમું એ બાળક મરણ પામ્યું. દાકતરોએ અભિપ્રાય આપ્યો કે માના ગુસ્સાની અસરથી માનું દૂધ ઝેરવાળું થઈ ગયું અને તેને પરિણામે બાળક રામશરણ થઈ ગયું. ક્રોધ કેવો ભયંકર દુર્ગુણ છે!

## (૨) વિદ્યા અને વસુ

यस्यास्ति वित्तं स नरःकुलिनः।
स पण्डितः स श्रुतिमान् गुणज्ञः।
स एव वक्ता स च दर्शनीयः।
सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥

ઉપલી પંક્તિઓ વસુ એટલે ધનની તારીફ કરે છે. જેની પાસે પૈસા હોય તેજ ઉંચા કુળનો ગણાય છે, તેજ છટાદાર બોલનારો ગણાય છે, તેજ રૂપાળો કહેવાય છે, તેજ વિદ્વાન, વેદવેદાંગ જાણનારો અને સદ્‌-ગુણી કહેવાય છે; આમ બધા ગુણ ધનમાં સમાયલા છે, એમ આ પંક્તિઓમાં કહ્યું છે.

આ હકીકત તદ્દન ખોટી નથી. અલબત, એમાં અતિશયોક્તિ ઘણી છે. દુનિયાના વ્યવહારમાં પૈસાદારનાં છોકરાંને માન મળે છે. પૈસાદારે કરેલું નઠારૂં કામ કેટલીક વખત તેના પૈસાથી અંજાયલા લોક વખોડે

શકતા નથી. કેવળ પૈસાને લીધેજ નાતજાતમાં, સભાઓમાં અને એવા બીજા પ્રસંગોએ ઘણા લોકોને પુષ્કળ માન મળતું આપણે જોઈએ છીએ. આમ પૈસાથી માણસ આ દુનિયાનાં ઘણાં સુખ મેળવી શકે છે. વિદ્વાનોને પણ પૈસાદારની જરૂર પડે છે. તેમને પણ પૈસાદાર માણસો સેવક બનાવી શકે છે. આમ કેટલીક વખત સરસ્વતી કરતાં લક્ષ્મી ચઢિઆતી હોય એમ લાગે છે.

વળી, પૈસા વગર દુનિયા આજે જેટલી આગળ વધી છે, તેટલી આગળ વધી શકી ન હોત. પરોપકારનાં કામો કરવાને, વિદ્યાનો ફેલાવો કરવાને, નવી શોધો કરવાને, ઉદ્યોગહુન્નર વધારવાને, પૈસાની પહેલી જરૂર પડે છે. ખરૂં જોતાં તો પૈસા હોય તોજ વિદ્યા મળી શકે છે. આમ વિદ્યા ઉપર ધનનું સ્વામિત્વ સાબીત થાય છે.

આ બધી દલીલો તદ્દન ખોટી નથી. પૈસામાં ઘણી શક્તિ રહેલી છે એ વાત ખરી, પણ એ શક્તિનો સદુપયોગ વિદ્યા વગર થઈ શકતો નથી. મૂર્ખ ધનિક પોતાની સંપત્તિને લોકકલ્યાણ માટે વાપરી શકતો નથી. તે તો તેનો દુરુપયોગ કરે છે. મૂર્ખ માણસ પાસેનું ધન વિષ કે કેફી ચીજના જેવી અસર કરે છે. મૂર્ખ ધનિક અભિમાની બને છે. વિદ્વાનોને તે ધિક્કારે છે, ધનથી લોભાઈ આવતા અનેક લુચ્ચાઓની તે સોબત કરે છે. પરિણામે તે દુરાચરણી બને છે, અને તેનું શારીરિક, માનસિક અને આધ્યાત્મિક પતન થાય છે. આ ઉપરથી સમજાશે કે સરસ્વતી વગરની લક્ષ્મી કેવળ પીડારૂપ છે.

અને વિદ્વાન છતાં ગરીબ માણસને માન નથી મળતું એમ કોણ કહે છે? स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते। રાજા કરતાં પણ વિદ્વાન ચઢે. રાજા તો પોતાના દેશમાંજ પૂજાય છે અને વિદ્વાન તો સર્વત્ર પૂજાય છે. કવિ રવીંદ્રનાથ ટાગોરને આખી દુનિયા માન આપે છે. એ માન વિદ્યાને લીધે આપે છે કે એમના ધનને લીધે?

વળી, ધનિક માણસ વિદ્યા વિનાનો છે છતાં માન મેળવે છે એ વાત પણ ખોટી છે. મૂર્ખ ધનિકને કેળવાયલા લોકો કદી માન આપતા નથી. એમને ધૂર્ત લોકો માન આપે છે, પણ એનું નામ માન કહેવાયજ

નહિ. એ તો ખુશામત કહેવાય. એવા માનની પાછળ તિરસ્કાર રહેલો હોય છે. ખરૂં માન તો વિદ્વાનનેજ મળે છે. પછી ભલે તે ધનવાન કરતાં દેખીતી રીતે ઓછું જણાતું હોય. એવા માનની પાછળ પૂજ્યભાવ અને પ્રેમ રહેલાં હોય છે.

વિદ્વાનની સાથે ધનિક મૂર્ખની તુલના કરીજ ન શકાય. એક શ્લોકમાં કહ્યું છે કે,

इभतुरगरथैः प्रयान्ति मूढा धनरहिता विबुधाः प्रयान्ति पद्भ्याम् ।
गिरिशिखरगतापि काकपङ्क्तिर्नहि तुलनामुपयाति राजहंसैः ।

મૂર્ખ લોકો હાથી ઘોડા કે રથમાં બેસીને ફરતા હોય અને નિર્ધન વિદ્વાનો પગે ચાલતા હોય તેથી શું ? જેમ પર્વતના શિખર ઉપર બેઠેલી કાગડાની ટોળી રાજહંસની સાથે સરખાવાતી નથી તેમ એવા મૂર્ખ ધનિક, નિર્ધન વિદ્વાન સાથે સરખાવી શકાય નહિ.

આમ પોતાનું તેમજ પરનું સુખ સાધવાને બે વસ્તુની જરૂર છે. વિદ્યાની ને ધનની. કેવળ એક વસ્તુથી ચાલી શકે તેમ નથી. વળી, ધનથી વિદ્યા મેળવી શકાય છે એ અર્ધસત્ય છે. જો ધનથીજ વિદ્યા મેળવી શકાતી હોત તો ધનવાનનાજ છોકરાઓ વિદ્વાન થાત, અને ગરીબના મૂર્ખ રહેત. ખરૂં જોતાં પૈસા તો જ્ઞાન મેળવવામાં ઘણીવાર વિઘ્નરૂપ થતા માલમ પડે છે. મહાવિદ્વાન થવામાં બુદ્ધિ અને મહેનતની જરૂર છે, પૈસાની નહિ. અલબત, પૈસાથી જ્ઞાનનો માર્ગ સરળ થઇ શકે ખરો.

પણ વિદ્યા અને ધન એમાંથી એકનીજ પસંદગી કરવાની હોય તો આપણે કઈ વસ્તુ પસંદ કરીએ ? વિદ્યાજ. કારણ કેવળ ધન તો ભારરૂપ છે. કેવળ વિદ્યા તેવી નથી. ધનની માફક વિદ્યાને સાચવી રાખવાની ચિંતા રહેતી નથી, વિદ્યા ઉપર સરકાર આયપદવેરો (ઇન્કમટેક્સ) લઈ શકતી નથી, એ વપરાતાં ઘટતી નથી પણ ઉલટી વધે છે. લક્ષ્મી એટલે ધન તો ચલિત છે આજે આપણે ધનવાન હોઇએ કાલે ગરીબ થઇ જઇએ. વિદ્યા એવી નથી એ તો અમર અને સ્થિર છે, વિદ્યા આ દુનિયાનું સુખ ભલે આપી ન શકે પણ પારલૌકિક સુખ તો વિદ્યાજ અપાવે છે; માટેજ ધન કરતાં વિદ્યાને વિદ્વાનોએ ઉત્તમ ગણી છે.

## (૩) જ્ઞાન એજ શક્તિ છે.

અંગ્રેજ નિબંધકાર લૉર્ડ બેકનનું આ વચન છે. જ્ઞાન ઘણા પ્રકારનાં છે. કુદરતના કાયદાઓનું જ્ઞાન, આપણે જેમની સાથે કામ પડે એવાં મનુષ્યો અને પ્રાણી સંબંધી જ્ઞાન અને પોતાની જાત સંબંધી જ્ઞાન એટલે આત્મજ્ઞાન. આ બધાં જ્ઞાન કેવી રીતે શકિતરૂપ થાય છે તે તપાસીએ.

કુદરતના કાયદા અથવા સૃષ્ટિના નિયમો જાણવાથી મનુષ્યમાં અનહદ બળ આવ્યું છે, એ સિદ્ધ કરવું કઠણ નથી. આધુનિક સુધારો એ જ્ઞાન ઉપરજ અવલંબી રહ્યો છે. હથિઆરો વાપરવાના જ્ઞાનથી મનુષ્યે પોતાનાથી અનેકગણાં બળવાળાં હિંસક પશુઓનો નાશ કરી સમૃદ્ધ નગરો વસાવ્યાં છે. વરાળયંત્રના જ્ઞાનથી હજાર હાથીના જેટલું બળ એક મનુષ્યના હાથમાં આવ્યું છે. એકજ માણસ ધારે તો હજારો ખાંડી બોજો રેલવેદ્વારા હજારો માઇલ લઈ જઈ શકે છે. પૃથ્વીની અંદર રહેલાં તત્ત્વો અને તેના ગુણ-ધર્મ જાણી જે કામ માણસો અથવા જાનવરોના બળથી ન થઇ શકે, તે કામ વિજ્ઞાનની શોધથી આજે ઘણાંજ થોડાં બળવાળાં માણસો કરી શકે છે. મનુષ્યો આવા જ્ઞાનથી ડુંગરો કોરવા સમર્થ થઈ શકયા છે. આવા જ્ઞાનના બળથી ઉત્તર અને દક્ષિણ અમેરિકાના યુગ્મ ખંડો વચ્ચે પાસિફિક અને આટલાંટિક મહાસાગરનાં પાણી જોડી શકાયાં છે. સૂએજની નહેર ખોદી જુની દુનિયામાં મહાજળમાર્ગ ખુલ્લો મુકાયો છે. તાર, ટેલિફોન વીજળી, હવાઈ જહાજ આ બધાંનાં બળનો વિચાર કરતાં અચંબો થાય છે. આ બધું બળ મનુષ્યના હાથમાં જ્ઞાનને લઇનેજ આવ્યું છે. આ વિજ્ઞાનયુગમાં માણસ પાસે તેના જ્ઞાનને લીધેજ અનહદ શક્તિનો સંચય થએલો છે. મનુષ્ય પવનને વશ કરી પવનચક્કી ચલાવે છે, જળને વશ કરી કૃત્રિમ ધોધ વાટે વીજળીની શક્તિ ઉત્પન્ન કરે છે, અગ્નિને વશ કરી તેની પાસે વરાળયંત્ર ચલાવો રહ્યો છે, અવકાશને વશ કરી તે દ્વારા પોતાના સંદેશા એક જગાએથી બીજી જગાએ તે મોકલી શકે છે. ભૂમિને વશ કરી તેના પેટમાંથી સોનું, હીરા અને ચાંદી જેવી જનશણગારની મોંઘી ખનિજ તેમજ કોલસા અને લોઢા જેવી ઉદ્યોગમાં અભિવૃદ્ધિ કરનારી ખનિજો મેળવી રહ્યો છે. આમ જ્ઞાનથી મેળવેલી શક્તિને લઈને મનુષ્ય અજીત જેવાં મનાંતાં કુદરતી તત્ત્વોને પોતાનાં દાસ બનાવી રહ્યો છે.

વ્યવહારમાં જે માણસને જનસ્વભાવનું જ્ઞાન હોય તે માણસ પોતાનું ધાર્યું કરતો જોઇએ છીએ. આપણા સંબંધમાં આવતાં મનુષ્યોના સ્વભાવનું જ્ઞાન થતાં તેમની ઇચ્છાઓ, લાગણીઓ, તમની નબળાઈઓ તથા તેમના સારા ગુણોની આપણને ખબર પડે છે, અને તેથી આપણે કરાવવા ધારેલું કામ તેમની આગળ એવી રીતે મૂકીએ કે તે કામ કરવા તેઓ ખુશીથી કબુલ કરે. દુનિયાનાં મોટાં સામ્રાજ્ય સ્થાપનારા ને મોટા સુધારકો આ જ્ઞાનને લઈને જનસમાજને વશ કરી મોટાં સામ્રાજ્યો સ્થાપી શક્યા છે અને મોટા સુધારા કરી શક્યા છે.

સામાન્ય વ્યવહારમાં પૈસો મેળવવામાં અને તેને ટકાવી રાખવામાં વહેવારૂ જ્ઞાનની જરૂર પડે છે, અને પૈસામાં કેટલું બળ રહેલું છે તે તો સૌ કોઈ જાણે છે.

પણ આ બધા જ્ઞાન કરતાં આત્મજ્ઞાન—પોતાના સંબંધીનું જ્ઞાન—એજ ખરૂં જ્ઞાન છે એમ આપણા લોકો માને છે. આત્મજ્ઞાનનો બહુ ઉંડો અર્થ ન કરીએ તો આત્મજ્ઞાન એટલે પોતાની અપૂર્ણતાઓનું જ્ઞાન, પોતાનામાં કઈ કઈ જાતનાં દૂષણો છે તેનું જ્ઞાન. આવું જ્ઞાન થતાંજ માણસ પોતાની અપૂર્ણતા અને દૂષણો દૂર કરવા મથે છે; ઈંદ્રિયો ઉપર કાબુ રાખે છે; લોભ, ક્રોધ, દ્વેષ, અહંકારાદિ દુર્ગુણોને તજી દે છે; પ્રાણિમાત્ર ઉપર પ્રેમ રાખતાં શીખે છે, અને અનંત શાંતિ એટલે મોક્ષ આ આત્મજ્ઞાનના બળથીજ મનુષ્ય મેળવી શકે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્ઞાન એજ ખરી શક્તિ છેઃ જ્ઞાનના બળથી ઐહિક અને પારલૌકિક સુખ સંપાદન થઈ શકે છે.

---

## (૪) ગ્રામ્ય જીવન અને શહેરી જીવન

ગ્રામ્યજીવન એટલે ગામડાંનું જીવન. ઘણા કવિઓ અને શહેરી જીવનથી થાકેલા લોકો ગ્રામ્ય જીવનનાં વખાણ કરે છે. ગામડાંમાં શાંત અને સાદું ધમાલ વગરનું જીવન ગાળી શકાય છે. ગામડામાં ઘીદૂધ ચોકખાં મળે છે. ત્યાં નોકરચાકરનું સુખ હોય છે. વળી, ગામડાના લોકો ભલા, નિષ્કપટી અને પ્રેમાળ હોય છે. ગામડાંમાં કુદરત અને મનુષ્ય વચ્ચેનો સંબંધ ગાઢ બને છે. ઊગતા સૂર્યનાં સુવર્ણ સમાં કિરણો ખેતરો પર,

વૃ પર ને ટેકરીઓ પર ફેલાતાં આપણે ગામડામાંજ નિહાળી શકીએ છીએ. પાકથી લચેલાં ખેતરો જોઈ આપણી આંખ ટાઢી થાય છે. આ બધા ફાયદાઓનો વિચાર કરી કેટલાક ગ્રામ્યજીવનને શહેરી જીવન કરતાં વધારે પસંદ કરે છે.

અલબત, ઉપર દર્શાવેલા ઘણા લાભ ગ્રામ્યજીવનમાં મળી શકે છે, પણ ગામડામાં ગરીબાઇ હોય છે. જીવનકલહના આ જમાનામાં દરેક માણુસ ગામડામાં રોજી મેળવી શકે એમ નથી. તંદુરસ્તીની બાબતમાં ચોકખી અને તાજી હવા ખેતરોમાં મળી શકે છે; પણ ચોમાસામાં શહેરી માણુસ ગામડામાં જઈને જુએ તો શહેરને એ વધારે પસંદગી આપે. ગામડાંના ગંધાતા ઊકરડાના ઢગલા, જ્યાં ત્યાં ભરાયલાં ખાબોચીયાંનાં પાણી અને ચોમાસાનું ખેડુતનું જીવન જોઈ હરકોઇને ગ્રામ્યજીવન માટે કંટાળો આવે એમ છે. એક અંગ્રેજ કવિ કહે છે કે ગામડાં પ્રભુએ સરજ્યાં છે અને શહેરો મનુષ્યે સરજ્યાં છે. આ કથનમાં અર્ધ સત્ય છે. શહેરથી કંટાળેલો મનુષ્ય, ઉનાળામાં અથવા શિઆળામાં, ખાસ હવા ફેર કરવા માટેજ, ગામડાંમાં જઇ કાંઈ કામધંધો કરવાનો ન હોય તેવી રીતે, આરામથી જીવન ગાળવા જાય, તો જ તેને ગામડું આનંદજનક લાગે; કાયમને માટે ગામડામાં જઇને વસવાટ કરવાનો હોય તો ગ્રામ્યજીવનની પસંદગી કરનારા પણ ગ્રામ્યજીવનથી જરૂર કંટાળે.

શહેરી જીવનમાં પણ લાભાલાભ બંને છે. પહેલાં શહેરી જીવનના અલાભ એટલે ગેરફાયદા જોઇએ. ગામડાં કરતાં શહેરોમાં મોઘવારી વિશેષ હોય છે. જગાની તંગી હોય છે. શહેરની કેટલીક ગલીઓમાં સૂર્યનાં આરોગ્યદાયી કિરણો પણ પ્રવેશ પામી શકતાં નથી. શહેરમાં ચાલતાં વરાળયંત્રોના ધુમાડાથી શહેરના કેટલાક ભાગોની હવા હાનિકારક બનેલી હોય છે. ધીચ વસ્તીને લઇને શહેરમાં ગંદકી પણ વિશેષ થાય છે, તેથી શહેરીઓને તાજી તથા હિતકારક હવા જોઈએ તે પ્રમાણમાં મળી શકતી નથી.

આખો દિવસ અને રાતનો ઘણો ભાગ, હવા ગંદી કરી નાખે એવા વાયુઓ કાઢી નાકની, તેમજ સાવચેતીના કર્ણભેદી અવાજ કરતાં ભૂંગળા વગાડી કાનની શાંતિ, મોટરકારો હરી લે છે. ટ્રામ, ઘોડાગાડી અને આવતી

જતી અનેક રેલવે ગાડીઓ આ ધમાલમાં વૃદ્ધિ કરે છે. વળી, કીડીઓની માફક ઉભરાઈ જતાં શહેરનાં માણસો પણ અશાંતિ વધારવામાં તેમજ તાજી હવા બગાડવામાં કારણભૂત થાય છે.

વળી, શહેરના પ્રલોભનોનું તો કહેવુંજ શું! ત્યાંની મનમોહક દુકાનો, ત્યાંની ઉડીને આંખે વળગે એવી હોટેલો, ત્યાંના નાટક અને સીનેમા તેમજ જુવાન માણસોને આડે માર્ગે લઈ જાય એવાં બીજાં ઘણાંએ સાધનો, નિર્બળ મનના શહેરીની શારીરિક, માનસિક અને નૈતિક પ્રગતિ અટકાવી તેનું અધઃપતન કરવા સમર્થ છે.

આ તો ગેરફાયદાની વાત થઈ. હવે ફાયદા તરફ નજર કરીએ. ઉત્તમ કેળવણી શહેરમાંજ મેળવી શકાય છે. શહેરમાં શાળાઓ અને પાઠશાળાઓ હોય છે. સાહિત્ય, વિજ્ઞાન, સાંચાકામ, શિલ્પ, કારીગરી અને હુન્નર શહેરમાંજ શીખી શકાય છે. પુસ્તકો અને વર્ત્તમાનપત્રોથી જ્ઞાનમાં વૃદ્ધિ કરવી શહેરમાં વધારે અનુકૂળ છે; કેમકે માત્ર પૈસાદાર મનુષ્યજ ગામડાંમાં રહી પુસ્તકો તથા વર્ત્તમાનપત્રો મંગાવી શકે છે, જ્યારે શહેરમાં મોટી પુસ્તકશાળાનાં પુસ્તકોનો ઉપયોગ ઘણીજ થોડી ફી ભરીને હરકોઇ માણસ કરી શકે છે.

મોટાં સંગ્રહસ્થાનો પણ શહેરમાં હોય છે. આવી શહેરની અનેક વસ્તુઓ જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. વળી, ધન કમાવાનું મુખ્ય સ્થળ શહેર છે, અને સુખી જીવન ગાળવામાં ધનની કેટલી બધી જરૂર પડે છે તે તો સમજાય એવું છે. વિદ્વાનો, કળાકોવિદો, વિજ્ઞાની, કેળવણીકારો અને બીજા ઘણા જેમની ગામડામાં કદર થતી નથી તે શહેરમાં પૂજાય છે.

વળી, મોટા વિદ્વાનો, દેશનાયકો, કવિઓ અને ચિત્રકારોનાં વિચારો સ્વદેશપ્રેમ, કાવ્યો અને કળા જોવામાં આપણને ઘણો આનંદ પડે છે, પણ તેમને નજરે જોવાની મનુષ્ય હૃદયમાં એક મોટી ઇચ્છા હોય છે. શહેરમાં એવા મનુષ્યોનો સમાગમ થઇ શકે છે અને એ ઇચ્છા પુરી પડી શકે છે.

વળી, શહેરી જીવનના ગેરલાભમાંના ઘણા તો એવા છે કે જેનું નિવારણ થઈ શકે. શહેરમાં રહેનાર માણસ હોટેલોમાં ન જાય, અને શહેરનાં બીજાં પ્રલોભનોથી દૂર રહે, વળી પોતાની રહેવાની જગા હવા

અજવાળાવાળી પસંદ કરે, નિયમિત રીતે કસરત કરે, શહેરના બાગબગીચામાં ફરવા જઈ તાજી ખુશનુમા હવાનો ઉપયોગ કરે તો ગ્રામ્યજીવન જેવી તંદુરસ્તી શહેરમાં પણ ભોગવી શકે.

આ બધું વિચારતાં સાર એ નીકળે છે કે પ્રવૃત્તિમય સુખમય જીવન ગાળવું હોય તેને માટે શહેરી જીવન ઉત્તમ છે. ગામડામાં તો સાદું નિવૃત્તિમય જીવન ગાળી શકાય.

---

## (૫) 'હિંમતે મર્દા તો મદદે ખુદા'

હિંમત રાખી બહાદુર નરની માફક વિઘ્નોથી ડર્યા વગર માણસ ખંતથી કામ કરવા મંડે તો તેનું કામ પ્રભુકૃપાથી થયા વગર રહેતું નથી, એમ આ કહેવતનો અર્થ છે. યુરોપને ધ્રુજાવનાર નેપોલિઅન તો કહેતો કે દુનિયાનાં સર્વ કાર્ય થઈ શકે એવાં છે, માટે 'અશક્ય' શબ્દ શબ્દકોષમાંથી કાઢી નાખવો જોઇએ. સ્માઇલ્સ નામનો વિદ્વાન અંગ્રેજ લેખક પણ આપણી કહેવતને અનુસરતુંજ કહે છે, 'જે મનુષ્ય જાતે મહેનત કરે છે તેને પ્રભુ મદદ કરે છે.'

શું આ કહેવત સત્ય છે? હિંમતથી કામ કરનારા બધા મનુષ્યો ફતેહ પામ્યા છે? હિંમતથી કામ કરનારા બહુ મહેનત કરનારા વિદ્યાર્થીઓ પરીક્ષામાં નાપાસ નથી થતા? હિંમતથી આરંભેલાં અનેક કામો નિષ્ફળ નથી જતાં? હિંમતથી ઉઠાવેલાં મોટાં કારખાનાં પડી ભાગતાં માલમ પડે છે, હિંમતથી આરંભેલી લડાઈમાં બહાદુર યોદ્ધાઓને વિજય મળતો નથી, અને હિંમતથી આરંભેલી રાજકીય ચળવળો પડી ભાગતી આપણે જોઇએ છીએ. આ બધી બાબતો આપણી કહેવતની વિરુદ્ધ જાય છે.

પણ નિષ્ફળતા મળે તેથી એ કહેવત ખોટી છે, એમ કહેવું ભૂલભરેલું છે; નિષ્ફળતા મળે તો તેનું કોઈ કારણ હોવું જોઇએ. આપણી કામ કરવાની રીતમાં ભૂલ હોય, આપણે આપણા ગજા ઉપરાંતનું કામ આરંભ્યું હોય કે આપણે આપણી પરિસ્થિતિનો વિચાર કર્યા વગર કામ આરંભીએ તો નિષ્ફળતા મળે એમાં શંકા નથી.

આ ઉપરથી સમજાશે કે બધી બાબતોનો વિચાર કરી માણુસ કાર્ય આરંભે તો જરૂર પરમેશ્વર સહાય થયા વિના રહેતો નથી. વળી, છમડગ મનથી આરંભેલું કામ કદી સફળ થતું નથી. આપણામાં કહેવત છે કે "રડતો જાય ને મૂઆની ખબર લાવે, એ સત્ય છે.

મહાન પુરુષોનાં જીવન તપાસવાથી જણાઈ આવશે કે તેમણે આ હિંમતના ગુણુથીજ અનેક મુશ્કેલીઓ દૂર કરી પોતાનું ધારેલું કામ પાર પાડયું હોય છે. આધુનિક સુધારો વિજ્ઞાનને આધારે છે. વિજ્ઞાનની અનેક શોધો એક દિવસમાં અને અખંડ પ્રયાસ વિના તેમજ નિરવધિ મુશ્કેલીઓ વેઠયા વિના થઈ શકી નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓ આ બધી મુશ્કેલીઓ પોતાની મર્દાઈથીજ દૂર કરી જગતનું કલ્યાણુ કરે એવી અનેક શોધો કરી શક્યા છે.

હિંદના ભીમસમા બળવાન્ રામમૂર્તિનું દૃષ્ટાંત લઈએ. બાળવયમાં એના આખા કુટુંબમાં એ નબળામાં નબળો છોકરો હતો. એક દિવસ એ કુસ્તી જોવા ગયો, અને કુસ્તી કરનારના જેવું મજબુત અને સ્નાયુબદ્ધ શરીર પોતે પણુ બનાવવું જોઇએ એવો એણે નિશ્ચય કર્યો. હિંમતથી એણે કામ આરંભ્યું. અનેક મુશ્કેલી વેઠી, એ આજે દુનિયાનો એક અતુલ બળધારી પુરુષ બની શક્યો છે. પશ્ચિમના હરકયુલીસ સમા સેન્ડોનું બાળ-જીવન પણુ એવુંજ હતું, છતાં હિંમતથી એણે અંગબળના પ્રયોગો આરંભ્યા અને પોતાની મુરાદ બર લાવી શકયો.

જર્મનિમાં એક છોકરાએ ગંગાના મણિકર્ણિકા ધાટનું એક સુંદર ચિત્ર જોયું. એ ચિત્ર ઉપરથી કાશીના લોક અને તેમની સંસ્કૃત વિદ્યા વિષે ઘણું ઘણું જાણુવાનું એને મન થયું. જર્મનિના વિદ્વાન પંડિતોને મોઢે એ નગરીની સંસ્કૃત વિદ્યા અને એ ભાષામાં લખાયલા તત્ત્વજ્ઞાનના ગ્રંથોની તારીફ થતી એણે સાંભળી અને એ વિદ્યા શીખવાનો નિશ્ચય કર્યો. હિંમતથી એણે કાશીમાં સંસ્કૃતનો અભ્યાસ આદર્યો અને સંસ્કૃત ભાષામાં પારંગત થયો. કાશીના વિદ્વાન પંડિતોએ એને પંડિતની પદવી આપી. આ મર્દ માણુસ તે પંડિત મેકસમૂલર.

હિંમતવાન મનુષ્યને પ્રભુ મદદ કરે છે તે સાબીત કરવાને અનેક દૃષ્ટાંતો મળી આવે તેમ છે. હિંમતથી નેપોલિઅન લગભગ સમગ્ર યુરોપને

પોતાના કાબુ નીચે લાવી શક્યો; હિંમતથી હનીબાલ પોતાના લશ્કરને અલંઘનીય ગણાતા આલપ્સ પર્વતની ઉપર થઇને લઈ ગયો. હિંમતથી લેસેપ્સે અનેક મુશ્કેલીઓ છતાં સૂએજની નહેર ખોદી. હિંમતથી ડિમોસ્થિનિસ નામનો એક બોબડો મનુષ્ય પોતાની જીભનો દોષ સુધારી એક મહાન વક્તા બની શક્યો.

આ કહેવત કોઈ આશાવાદી મનુષ્યે ઘડેલી છે. નિષ્ફળતા મળતાં નસીબનો વાંક કાઢનાર કપાળે હાથ દઈ બેસનાર નિરાશાવાદીએ ઘડેલી નથી. નિષ્ફળતા મળતાં વહાણ ડુબી ગયાં હોય તેવા નિરાશ થઈ બેસવું, એ કાયરપણાની નિશાની છે. નિષ્ફળતા મળે તે છતાં હિંમતથી કાર્ય કર્યા જઇએ તેમાંજ આપણી મર્દાઈ છે, તેથીજ પ્રભુ રાજી થશે અને અંતે આપણું કામ પાર પડશેજ.

---

## (૬) સુખનાં સાધનો

"પહેલું સુખ તે જાતે નર્યા" "બીજું સુખ તે ઘેર દીકરા"
"ત્રીજું સુખ કોઠીએ જાર" "ચોથું સુખ સુલક્ષણી નાર"

ઉપલી પ્રચલિત પંક્તિઓમાં સુંદર રીતે સુખનાં સાધનોની ગણતરી કરી છે. પહેલી પંક્તિ તંદુરસ્તીને, બીજી પંક્તિ સંતતિને, ત્રીજી સમૃદ્ધિને અને ચોથી કુટુંબને સુખના સાધન તરીકે ક્રમિક સ્થાન આપે છે. આ સત્ય છે.

જીવનમાં ખરાં સુખ તંદુરસ્ત માણસજ ભોગવી શકે છે. ધન હોય, પરોપકારી બુદ્ધિ હોય, વિદ્યા હોય, પણ શરીર નબળું હોય તો માણસ એ સાધનોનો ઉપયોગ કરી શકતો નથી. જાતે આનંદ ભોગવવામાં, બીજાને આનંદ આપવામાં ને પ્રભુએ આપેલાં સુખનાં બધાં સાધનોનો ઉપયોગ કરવામાં સૌથી પહેલી તંદુરસ્ત શરીરની જરૂર પડે છે. જેમ એકડા વિનાનાં સો મીંડાંની કશી કિંમત નથી તેમ તંદુરસ્તી વિનાનાં ધન, વૈભવ, સદ્‌ગુણ, આબરૂ અને ઉંચા પ્રકારની માનસિક શક્તિઓની પણ કશી કિંમત નથી; તેથીજ કહ્યું છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા.'

સુખના બીજા સાધન તરીકે સંતતિની ગણના કરવામાં આવી છે. હિંદુઓના પુત્ર પ્રત્યેના પ્રેમનું આ લક્ષણ છે; કારણકે કુટુંબમાં પુત્ર હોઈ વંશવૃદ્ધિ થાય એ આર્યજીવનની મોટામાં મોટી અભિલાષા છે. પિતા અને પ્રપિતાનાં પારલૌકિક સુખનો આધાર પુત્ર ઉપર છે અને તેમનો ઉદ્ધાર પણ પુત્રજ કરી શકે એવી હિંદુઓની જુની માન્યતા છે.

સુખના ત્રીજા સાધન તરીકે 'કોઠીએ જાર' એટલે ધાન્યસંગ્રહને ગણવામાં આવ્યો છે. આ જુના કથનમાં અસલના હિંદુઓની સંતોષ-વૃત્તિનું દિગ્દર્શન થાય છે. 'કોઠીએ જાર' એ શબ્દસમૂહનો અર્થ સમૃદ્ધિ થઈ શકાય; અને ખરેખર, સુખ ભોગવવામાં તંદુરસ્તી ને સંતતિ સાથે પૈસાની પણ જરૂર છેજ. 'વસુ વગરનો નર પશુ' એ કહેવત તદ્દન ખોટી નથી. જાતે સુખ ભોગવવામાં, કુટુંબીઓને સુખી કરવામાં, પરમાર્થ કરવામાં અને આબરૂ મેળવવામાં પણ ધનની જરૂર પડે છે. ધનવિહીન મનુષ્ય ખરૂં સુખ ભોગવી શકતો નથી. પોતાના મૃત્યુ પછી પોતાના ગરીબ કુટુંબની શી દશા થશે એ ચિંતાજ તેનું લોહી સૂકવી નાખે છે. આમ તંદુરસ્તી તથા સંતતિની સાથે પૈસા પણ હોય, ત્યારેજ સુખની વૃદ્ધિ થાય છે.

સુખના ચોથા સાધન તરીકે ગુણવતી સ્ત્રીને ગણવામાં આવી છે. ખરેખર, જે ઘરમાં સુલક્ષણી સ્ત્રી હોય તે ઘરમાં સ્વર્ગના જેવું સુખ હોય છે. **नगृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते।** માટીપાષાણનું ઘર તે સુખ આપનારૂં ખરૂં ઘર નથી પણ ગુણવતી સ્ત્રીજ કૌટુંબિક સુખનું મુખ્ય સાધન છે, એમ આ સંસ્કૃત શ્લોક લખી મહાભારતકાર જણાવે છે. ટુંકા પગારવાળો મોટા કુટુંબવાળો અને દુનિયાની અનેક ઉપાધિવાળો પુરુષ પણ જો સુલ-ક્ષણી સ્ત્રી પામ્યો હોય તો ઘણું સુખી જીવન ગાળી શકે છે. થાકેલો પાકેલો નોકરી–ચાકરીથી ઘેર આવતાંજ, સદ્‌ગુણી બાઇની ગૃહવ્યવસ્થાથી, તેના મીઠા બોલથી, પતિને સુખ આપવાની તેની ધગશથી અને તેના અબાધિત કુટુંબપ્રેમથી, ઉપાધિવાળો પતિ દુનિયાની બધી જંજાળોથી મુક્ત થઇ જાય છે અને પોતાના ગરીબ ઘરમાં સ્વર્ગની શાંતિ અનુભવી શકે છે.

આ કહેવતમાં નહિ ગણાવાયલાં એવાં કેટલાંક બીજાં સાધનો છે જે મનુષ્યને સુખપ્રાપ્તિ કરવામાં મદદ કરે છે. એવાં સુખનાં સાધનો તે વિદ્યા, લલિતકળાનો શોખ, ધાર્મિક સ્વભાવ, વગેરે.

વિદ્યાથી મનુષ્ય બીજા કોઈની અપેક્ષા વિના પોતાના જ્ઞાનનીજ મસ્તીમાં મચી રહી આનંદ માને છે. કવિઓને કાવ્યરસ જેટલો દુનિયાનો બીજો કોઈ રસ આનંદ આપી શકતો નથી. વળી વિદ્યા એટલે ખરૂં જ્ઞાન. જ્ઞાન કુદરત અને મનુષ્ય વચ્ચે સંબંધ જોડાવે છે. જ્ઞાની માણસ, માણસ માણસ વચ્ચેનો, ઉંચ નીચ વચ્ચેનો ને નાના મોટા વચ્ચેનો ખોટો ભેદ ભૂલે છે અને આનંદ માને છે.

લલિતકળા એટલે ચિત્ર, વાદ્ય, શિલ્પ, વગેરે. આવી વિવિધ કળાઓ આનંદ આપી શકે છે એ સિદ્ધ કરવું અઘરૂં નથી. સંગીતકળાથી કોનું હૃદય આનંદના હિંચોળા ખાતું નથી ? સ્વાભાવિક ચિત્રકળા જોઈ કોને અત્યંત સુખનો અનુભવ નથી થતો ? એજ પ્રમાણે બધી લલિતકળાઓ કળાકારને તેમજ કળાની કદર કરનારને એક સુખના સાધનરૂપ થઈ પડે છે.

સદ્‌ગુણ તો સુખનું પરમ સાધન છે. ક્રોધ, લોભ, દ્વેષ, અનિયમિતતા એ બધા દુર્ગુણોની પાછળ દુઃખની પરંપરા ઉભેલી હોય છે. એથી ઉલટું સંયમ, સ્વાર્થત્યાગ, પ્રેમ, નિયમિતતા, એ બધા સદ્‌ગુણની પાછળ સુખની પરંપરા ઉભેલી હોય છે. આમ સદ્‌ગુણ પણ એક સુખ મેળવવાનું સાધન બને છે.

પણ દુઃખી મનુષ્યને સુખ માણવાનું જ્ઞાન આપનાર તો ધર્મજ છે. ધર્મ એટલે ઇશ્વિર ઉપર શ્રદ્ધા. પોતાની ફરજ બરાબર અદા કરવાની ને કર્યાકામનું ફળ મળે કે ન મળે તો તેથી નિરાશ થયા વિના ઇશ્વિર પ્રીત્યર્થે કર્મ કર્યા કરવાની વૃત્તિ મનુષ્યમાં ધર્મથી ઉત્પન્ન થાય છે; માટેજ ધાર્મિક માણસ ગમે તેટલી સંકડામણમાં આવે, એના ઉપર ગમે તેટલાં વિપત્તિનાં વાદળ તુટી પડે, અને ગમે તેવા દુન્યવી અન્યાયો એવા માણસને મળે, તો પણ તે તો રણમાં હસીને હોંસથી મરવા ઝૂઝતા યોદ્ધાની માફક આનંદથી દુઃખ તરફ બેદરકાર રહે છે. પ્રભુ સૌ સારા માટે કરે છે, એ તો મારો પિતા છે, પિતા પુત્રને દુઃખ દેજ નહિ, આવા ધાર્મિક વિચારો એના દુઃખને સુખના રૂપમાં ફેરવી નાખે છે. આમ ધાર્મિક સ્વભાવ પણ સુખ મેળવવાનું એક પરમ સાધન બને છે.

---

## (૭) વહેમ

વહેમ એટલે જેનું બુદ્ધિ કારણ શોધી શકતી નથી એવી લોકોમાં મનાતી માન્યતા. એવી ઘણી માન્યતાઓ છે. કેટલીક બાબતમાં માણસ સફળ થાય છે અથવા કેટલીક બાબતમાં નિષ્ફળ થાય છે, ત્યારે એ સફળતા અને નિષ્ફળતાનાં કારણ તરીકે લોકોમાં પ્રચલિત કેટલીક માન્યતાઓને ગણવામાં આવે છે. આવી માન્યતા તે વહેમ.

સુધરેલી અને વગર સુધરેલી દુનિયામાં વસતી, ઇતિહાસ લખતી થઈ ત્યારથી અત્યાર સુધીની, પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય, બધી પ્રજા થોડે ઘણે અંશે આવા વહેમોને માનતી આવેલી છે. પ્રાચીન ગ્રીસ દેશની પ્રજા પણ ઓછી વહેમી નહોતી. ટ્રોય પર ચઢાઈ લઈ જતી વખતે એગેમેમન બાદશાહે પોતાનાં લડાયક વહાણોને અનુકૂળ પવન મળે માટે દેવીને પોતાની પુત્રીનું બળિદાન આપ્યું. આજે પણ પશ્ચિમની પ્રજામાં અનેક વહેમો ચાલે છે. દાખલા તરીકે, તેરનો આંકડો અપશુકનીઓ ગણાય છે. તેર મનુષ્ય સાથે જમવા બેસે તો તેમાંનો એક, એક વર્ષમાં મૃત્યુ પામે એવો વહેમ ત્યાં પ્રચલિત છે. ઘણા મુસાફરો ત્યાંની વીશીની તેરમા નંબરની ઓરડીમાં ઉતરતા નથી. આથી કેટલાક વીશીવાળાઓ પોતાની વીશીમાં તેરમા નંબરની ઓરડી રાખતા નથી. તેઓ બારમા નંબરની ઓરડી પછીની ઓરડી પર ચૌદમો નંબર નાખે છે.

આપણા સમાજમાં ઘણા વહેમો ચાલે છે. તેમાં કેટલાક વહેમો નિર્દોષ છે. રવિવારે મંગળવારે ખીચડી ન રંધાય ને હાથોહાથ મીઠું આપીએ તો લડાઈ થાય, આવા સ્ત્રીસમાજમાં પ્રચલિત વહેમો નિર્દોષ છે. શુકન-અપશુકન જેવા કેટલાક વહેમો વિચિત્ર છે. કોઈ કામે જતાં સામી સવત્સી ગાય મળે, પાણીના બેઢા સાથે પાણીહારી મળે, સૌભાગ્યવતી સ્ત્રી મળે, બાળકો મળે, પુષ્પની છાબ લઈ માળી મળે, દહીંની ગોરસી લઈ દહીં વેચનારી મળે અને ધોએલાં કપડાં લઈને આવતો ધોબી મળે તો શુભ શુકન થયા એમ મનાય છે. આવા શુકનથી કામે જનાર માણસ પોતાનું કામ પાર પાડી આવે એમ માન્યતા છે.

તેજ પ્રમાણે કોઈ કામ કરવા જતાં સામેથી વિધવા બાઈ મળે, ભીનાં કપડાં સાથે કોઈ સ્ત્રી મળે, બિલાડી આડી ઉતરે અથવા માથે તેલનો ઘડો લઈ ઘાંચી મળે તો માનશુકન કે અપશુકન થયા એમ મનાય છે. આવા શુકનથી કામ કરનાર માણસ પોતાનું કામ પાર પાડી શકતો નથી, એમ વહેમી લોકો માને છે.

આ તો શુકનઅપશુકનની વાત થઇ, પણ કેટલાક નુકસાનકારક વહેમોની તો ગણુતરી થાય એમ નથી. બાળક માંદુ પડે તો તે નજર લાગવાથી માંદુ પડયું, એમ વહેમી લોકો માને છે. શીતળા, કોલેરા તથા પ્લેગ જેવા રોગ દેવીઓ ઉત્પન્ન કરે છે, એમ કેટલાક લોકો માને છે. વળી, ભુવા, જતિ અને જંત્રતંત્ર કરનારાનો ધંધો અભણ વહેમી વર્ગમાં આજે ધમધોકાર ચાલી રહ્યો છે. મનના રોગને લીધે થતી શરીરની અસ્વસ્થ સ્થિતિને ભૂતની પીડા ગણવામાં આવે છે. તાવીજ, દોરા, માદળીઆં, વગેરે બાંધવાથી રોગ મટે, દુશ્મનો વશ થાય, પતિને વશ કરી શકાય, કોઈ જાતનું સંકટ માથા ઉપર ન આવે, ધન મળે અને સુખી થવાય એવા ખોટા વહેમો આપણે ત્યાં પ્રચલિત છે.

આવા વહેમ રાખવાથી બીલકુલ ફાયદો થતો નથી. શુકનઅપશુકન એ મનની ખોટી ભ્રમણા છે. જો શુકનઅપશુકનજ સફળતાનિષ્ફળતાનાં ખરાં કારણો હોય તો તેની અસર બધાંને સરખી થવી જોઈએ. આપણને અપશુકનો નડે છે. અંગ્રેજોને નડતા નથી. વળી, બિલાડી આડી ઉતરે છતાં સફળ થઇ આવતા અને ગાય સામી મળે છતાં મૂઆની ખબર લાવનારા બનાવો બને છે; માટે આવા વહેમ ઉપર ભરોસો રાખવો એ એક પ્રકારની ગાંડાઇ છે.

વળી, વહેમને લઈને ઘણાં બાળકોને દોરાચિટ્ઠી બાંધી સારાં કરવા ઇચ્છનાર માબાપોએ પોતાનાં વહાલાં બાળકો ગુમાવ્યાં છે. પતિને વશ કરવા ઇચ્છતી સ્ત્રી, વહેમને લીધે, વશીકરણવિદ્યા જાણવાનો ઢોંગ કરનાર માણસો પાસે દવા મેળવી, તે પોતાના ધણીને ખવડાવી, તેને ગાંડો બનાવી મૂકી, પોતાને માથે જન્મારાનું દુઃખ ઉભું કરી, પોતાને હાથેજ પોતાના પગમાં કુહાડો મારે છે.

આ ઉપરથી સમજાશે કે આવા વહેમો માનવા એ એક પ્રકારની મૂર્ખાઈ છે. સારો અથવા નરસો બનાવ બને તે કાંઈ કારણ વગર એકાએક બનતો નથી. દરેક બનાવને ઉત્પન્ન કરનાર કારણો હોય છે. આ જગતમાં નિષ્ફળતા કે સફળતા, દુ:ખ કે સુખ, વ્યાધિ કે આરોગ્ય, વેર કે પ્રીતિ એકાએક આકસ્મિક રીતે થતાં નથી. આપણાં કૃત્યથીજ એ બધાં ઉત્પન્ન થાય છે. ઘણું ખાય કે અનિયમિત જીવન ગાળે તો મંદવાડ આવે; એ મંદવાડ નજર બાંધવાથી નહિ પણ નિયમસર ખાનપાનથી મટે. પુરી તૈયારી કર્યા વગર કામનો આરંભ કરે તો નિષ્ફળતા મળે. ઉદ્યોગ, ખંત અને ધીરજથી કામનો આરંભ કરે તોજ સફળતા મળે છે, શુકન જોઈ કામનો આરંભ કરવાથી નહિ. માદળીઆં બાંધવાથી અથવા ગમે તેવા દવા વગેરેના પ્રયોગ કરવાથી સ્ત્રી પતિને વશ કરી શકતી નથી. પતિનો પત્ની ઉપર અપ્રેમ હોવાનું કારણ પત્નીનું પોતાનું આચરણ હોય છે. સ્ત્રી પોતાનું વર્તન સુધારે, પતિને અનુકૂળ વર્તન રાખે અને તેને નિ:સીમ પ્રેમથી ચહાય તો ગમે તેવા ક્રોધી પતિને પણ તે વશ કરી શકે છે.

આ ઉપરથી સમજાશે કે વહેમી માન્યતા પ્રમાણે ઉપાયો કરવાથી દુ:ખ દૂર થતાં નથી અને સુખ મળતાં નથી, પણ દુ:ખનાં કારણો દૂર કરવાથી અને સુખના ઉપાયો યોજવાથી દુ:ખ દૂર થાય છે અને સુખ સાંપડે છે.

---

## (૮) માબાપની આજ્ઞા માનવી

માબાપની આજ્ઞા માનવાની દરેક ધર્મ આજ્ઞા કરે છે **માતૃ દેવોભવ । પિતૃ દેવોભવ ।** માને દેવ જેવી માનો, પિતાને દેવ જેવા માનો, એવી હિંદુ ધર્મની આજ્ઞા છે. બાઈબલના જુના કરારમાં પણ માબાપની આજ્ઞા-પાળનાર બાળક દીર્ઘાયુષી થાય છે એવું વચન છે. ચીનમાં તો મા-બાપને ઘણુંજ માન આપવામાં આવે છે. ત્યાંની શાળાની બાળવાર્તાઓમાંની ઘણી વાતો સંતાનોએ પોતાનાં માબાપને માટે કેવા કેવા ભોગ આપેલા છે, તેનાં વર્ણનોથી ભરેલી છે.

આપણા ધાર્મિક ગ્રંથોમાં માતાપિતાની આજ્ઞાનું પાલન કરનાર પુત્રોનાં અનેક ઉજ્જ્વલ દૃષ્ટાંતો છે. રામાયણની કથામાં શ્રી રામ પિતાની આજ્ઞાને વશ થઈ જરાએ બડબડાડ કર્યા વિના જે દિવસે એમને રાજ્યાભિષેક થવાનો હતો તેજ દિવસે વનવાસ વિચરે છે. પિતાની આજ્ઞાને પ્રભુઆજ્ઞા માનનાર જામદગ્નેય ( પરશુરામ ) પિતાની આજ્ઞા થતાં માતાનો શિરચ્છેદ કરતાં જરાએ અચકાતા નથી. અર્જુન સ્વયંવરમાંથી દ્રૌપદીને જીતી લાવે છે. જીતની વસ્તુ એક પરમ લાવણ્યવતી કુમારી છે, તે કુંતાજી જાણતાં ન હોવાથી આજ્ઞા કરે છે કે એ જીતની વસ્તુ પાંચે ભાઇઓ વહેંચી લો, અને તેથીજ માતૃઆજ્ઞાને અધીન થઈ પાંચે પાંડવકુમારો દ્રુપદકુમારી સાથે પરણે છે. આમ માબાપની આજ્ઞાપાલન કરવામાં આપણો ધર્મ પરાકાષ્ટાએ પહોંચે છે.

માબાપની આજ્ઞા હિતકારક હોય છે. માબાપની આજ્ઞા ન માનનાર બાળક મોટું થતાં સુખી થયું હોય એવું જાણ્યામાં નથી. વળી, જે છોકરા અથવા છોકરીઓ માબાપની આજ્ઞા પાળી શક્તાં નથી, તેમની સમાજમાં કોડીની કિંમત થઇ જાય છે.

પુત્ર કે પુત્રી માબાપ કરતાં વયમાં નાનાં હોય છે. દુનિયાનો તેમને અનુભવ હોતો નથી, તેથી માબાપ કહે તે પ્રમાણેજ કરવામાં તેમને લાભ છે. વળી, દુનિયામાં માબાપ કરતાં આપણા પર વધારે પ્રેમ રાખનાર અને નિઃસ્વાર્થપણે ખરો રસ્તો દેખાડનાર બીજું કોઈ મળી આવે એમ નથી; માટે એમની આજ્ઞા ન માનવી એ એક જાતની કમઅક્કલ છે.

માબાપે આપણા ઉપર કરેલા ઉપકારોનો બદલો વાળવા ખાતર પણ તેમની આજ્ઞા આપણે પાળવી ઘટે. અનેકવિધ કષ્ટો સહન કરી માબાપ પોતાનાં સંતાનોને ઉછેરે છે. તેમને તંદુરસ્ત, શિક્ષિત અને સુખી કરવાને પોતાનાં તન, મન અને ધનની ખુવારી કરે છે. જ્યારે માબાપ પોતાનાં સંતાનને માટે આટલું બધું કરે અને સંતાન તેમની આજ્ઞા ન માને તો એ સંતાનોએ શરમાવા જેવું છે.

આપણને ન ગમે તેવી આજ્ઞા પણ માબાપને સંતોષવા ખાતર માનવી ઘટે. આપણે આ દુનિયામાં દરેક કામ પોતાની ઇચ્છા અનુસાર

કરી શકતાં નથી. મિત્રોની લાગણી ન દુખાય માટે તેની ઇચ્છા અનુસાર વર્તીએ છીએ. લોકોમાં સારૂં દેખાય માટે આપણને ન ગમતા હોય એવા રિવાજોનું આપણે પાલન કરીએ છીએ, અને અધિકારીઓની કડક આજ્ઞાઓ નમ્ર થઇને પાળી છીએ, તો પછી વહાલસોયાં માબાપની આજ્ઞા કેમ ન માનવી !

પણ કેટલીક વખત ધર્મસંકટ આવે એવો પ્રસંગ બને છે. માબાપ કેટલીક વખત એવી આજ્ઞા કરે કે તે નીતિવિરુદ્ધ હોય અથવા સમાજને હાનિકારક હોય. આવી વખતે શું કરવું ? માબાપની આજ્ઞા અમલમાં મૂકી પાપભાગી બનવું ? અથવા ન પાળી કૃતઘ્ની બનવું ? આ એક દલીલ છે. એવા પ્રસંગો કાંઈ વારંવાર બનતા નથી, પણ જ્યારે બને ત્યારે વિવેકી સંતાને માબાપની એવી આજ્ઞા પાળી અનીતિવાળું કામ નજ કરવું જોઇએ. તેમ છતાં માબાપને ખોટું ન લાગે તેવું વર્તન રાખવું જોઇએ. તેમની આજ્ઞા પ્રમાણે વર્તવાથી કેટલું નુકસાન થાય એમ છે, તે તેમને વિનયથી સમજાવવું જોઇએ, પણ અભિમાન ભરી રીતે, આપણે મોટા નીતિમાન હોઇએ એવો ડોળ કરી, તેમનો તિરસ્કાર કરી, તેમની આજ્ઞા ન માનવી એ ખરેખર ક્રૂરતા છે. વિનયથી સમજાવતાં વહાલભર્યાં માબાપ પોતાની અઘટિત આજ્ઞા ફેરવી નાખશે, પોતાના દીલમાં પોતાના નીતિમાન પુત્રને માટે રાજી થશે અને પુત્ર ઉપર અંતઃકરણના આશીર્વાદ વરસાવશે.

---

## (૯) વાચનનો શોખ

જ્ઞાન મેળવવાનાં ઘણાં સાધનો છે. શાળામાં શિક્ષકથી, ઘેર માબાપથી અને દુનિયાના વ્યવહારમાં પડતાં અનુભવથી જ્ઞાન મળે છે; પણ સૌથી સારૂં જ્ઞાન મેળવવાનું સાધન તો પુસ્તકોનું વાચન છે. સારા ગ્રંથકારો વિદ્વાન માણુસો હોય છે. જીવનની અંદર તેમણે જે કાંઈ જનકલ્યાણ થાય એવું જોયું હોય, વિચાર્યું હોય કે અનુભવ્યું હોય, તે બધું તેઓ પોતાના પુસ્તકમાં લખે છે. આથીજ સારાં પુસ્તકોના વાચનથી મહાપુરુષોનાં જ્ઞાન, અનુભવ અને વિદ્વત્તાને વાંચનાર પોતાનાં કરી શકે છે. વળી, વાચનથી માણુસમાં વિવેકશક્તિ વધે છે, તે સારાસાર સમજી શકે છે, પોતાનું કર્ત્તવ્ય સમજે છે અને પોતાનું ચારિત્ર્ય ઉત્તમ રીતે ઘડી શકે છે.

વળી, વાચનનો શોખ રાખ્યાથી ફુરસદનો વખત ઘણીજ મઝાની રીતે પસાર થાય છે. અલબત, મિત્રો સાથે આનંદવાર્તાલાપ કરીને, કુદરતી દૃશ્યો જોવા જઇને ને બાગબગીચામાં ફરવા જઇને માણસ પોતાનો સમય આનંદથી વ્યતીત કરી શકે છે; પણ એવા મિત્રો, એવાં કુદરતી દૃશ્યો અને એવી બાગબગીચાની સગવડો આપણા ફુરસદના વખતે તૈયાર હોય એવું કાંઈ હમેશાં બનતું નથી; પણ આપણાં પુસ્તકો તો જ્યારે જોઇએ ત્યારે આપણને આનંદ આપવા તૈયાર હોય છે; કારણકે આપણે આપણી ઇચ્છા હોય તે વખતે પુસ્તકો વાંચી શકીએ છીએ. આપણી પૂર્વે થઇ ગએલા વિદ્વાનો તેમજ આપણાથી હજારો માઇલ દૂર વસતા આધુનિક વિદ્વાનોના વિચારો આપણે ઘેર બેઠા બેઠા એકાંતમાં જાણી શકીએ છીએ. આમ પુસ્તક–વાચનથી આપણને ઘણીજ સરસ કેળવણી મળે છે. કેટલેક અંશે શિક્ષકોના કરતાં પણ પુસ્તકવાચનદ્વારા મેળવેલી કેળવણી ચઢિઆતી છે. પુસ્તકો શિક્ષકોની માફક ગુસ્સે થતાં નથી, મિત્રોની માફક માઠું લગાડતાં નથી અથવા તો આપણને જ્ઞાન આપતાં કદી થાકી જતાં નથી. જ્યારે જોઇએ ત્યારે પુસ્તકોદ્વારા તે પુસ્તકના વિદ્વાન લેખકો આપણી સાથે વાત કરવાને તૈયાર હોય છે, આપણે થાકીએ પણ એ વિદ્વાનો કદી થાકતાજ નથી.

વળી, શાળાનું શિક્ષણ હમેશાં અપૂર્ણ હોય છે. ખરેખરૂં સંગીન શિક્ષણ તો માણસ જાતેજ મેળવી શકે છે. આમ જાતકેળવણીમાં વાચન અગત્યનો ભાગ ભજવે છે. દુનિયામાં પ્રખ્યાત થએલા વિદ્વાનો અને જ્ઞાનીઓ કાંઈ નિશાળમાં શીખીનેજ વિદ્વાનો ને જ્ઞાનીઓ તરીકે જાણીતા થયા નથી, પણ પોતાના ખાનગી સમયમાં અનેક પુસ્તકોનો અભ્યાસ કરીનેજ.

આમ વાચનના શોખથી બે મોટા ફાયદા થાય છે. એક તો જ્ઞાન મળે છે તે અને બીજો એથી નવરાસના સમયનો દુરુપયોગ થતો મટી સદુપયોગ થાય છે તે.

આથી દરેક મનુષ્યે વાચનનો શોખ રાખવો જોઇએ; પણ કેવાં પુસ્તકો વાંચવાં અને કેવાં પુસ્તકો ન વાંચવાં, તે પણ વિચારવું જોઇએ. બાળકોને માટે તો બાળક સારાસાર સમજી શકે તેવું થાય ત્યાં સુધી તેના

ચડીલોએજ પુસ્તકો પસંદ કરી તેની પાસે વંચાવવાં જોઇએ. આજે છાપવાનું કામ સસ્તું થયું છે. દર વર્ષે દરેક ભાષામાં હજારો નવાં પુસ્તકો બહાર પડે છે. તે બધાં વાંચવા લાયક હોતાં નથી. ખાસ કરીને હલકી નવલકથાનું વાચન હાનિકારક છે. જો પસંદગી કરી નવલકથા વાંચવામાં ન આવે તો હલકી નવલકથાના વાચનથી વાચકની લાગણીઓ ઉશ્કેરાય છે, અને તેને પરિણામે માનસિક અને શારીરિક નુકસાન થવા સંભવ છે; માટે વાચનથી ફાયદો મેળવવો હોય તેણે વિદ્વાન અને વિવેકી માણસોની સલાહ લઈ તેમની પસંદગીનાં પુસ્તકો વાંચવાં જોઇએ.

---

## (૧૦) હવાઈ વિમાન

વિમાનોમાં બેસી આકાશમાં દેવો વિહાર કરે છે, એવી આપણાં પુરાણોમાં અનેક વાતો છે. રાવણને મારી તેના પુષ્પક વિમાનમાં બેસી લંકાથી અયોધ્યા સુધીની મુસાફરી શ્રી રામે આકાશ માર્ગે કરી, એવી વાત રામાયણમાં છે. વળી, કવિ સામળની વાતોમાં આકાશમાં સંચાર કરતાં અનેક યંત્રો વિષે આપણે સાંભળીએ છીએ; પણ આ બધી માત્ર વાતો હતી. એ યંત્રોને કોઈએ નજરે જોયાં ન હતાં.

પશ્ચિમના દેશોમાં તો લોકોએ આ પુરાણની કલ્પિત ગણાતી વાતોને સાચી પાડવા આજથી ત્રણસો વરસ પહેલાં પ્રયત્ન શરૂ કર્યો. પહેલાં તો એક બલુન બનાવી તેની નીચે તેલમાં બોળેલાં ચીથરાં બાંધી તેમને સળગાવતા, તેથી બલુનમાં હવા ગરમ થઇ પાતળી થતી અને બલુનનું વજન ઓછું થતાં તે હવામાં ઉંચે ઉડતું ને સળગતાં ચીંથરાં હોલવાઇ જતાં, બલુનમાંની હવા જાડી થઈ ભારે થતાં, આવું બલુન ગમે ત્યાં નીચે ઉતરતું. આ પછી રેશમી કાપડનાં બલુનો બનાવી, તેમાં હાઈ-ડ્રોજન નામનો હલકો વાયુ ભરી, તે ઉડાવવા માંડ્યાં. એવાં બલુનની નીચે એક બેઠક બાંધવામાં આવતી. તેમાં માણસ બેસતાં. બેઠેલાં માણસો પોતાની સાથે કેટલીક રેતીની ભરેલી કોથળીઓ રાખતાં. એ રેતી ભરેલી કોથળીઓ જમીન પર ફેંકી દેવાથી બલુનનો ભાર ઓછો થતો અને તે હવામાં ઉંચે ચઢતું. બલુન નીચે ઉતારવું હોય ત્યારે એમાંનો

હાઇડ્રોજન વાયુ ધીરે ધીરે કાઢી નાખતા એટલે બલુન ભારે થતાં નીચે ઉતરતું. આ બલુન પણ પવનની દિશામાં ઉડતું; આથી તેમાં બેસી આકાશમાં મુસાફરી કરવી, એ બહુ જોખમકારક હતું.

પછી વિજ્ઞાનીઓએ આકાશમાં ઉડતાં પક્ષીઓનું તેમજ પતંગનું અવલોકન કરી, ઉડવામાં કેવાં બળ કેવી રીતે કામ કરે છે, તે શોધી કાઢયું. તેમણે જોયું કે પક્ષી આકાશમાં ઉડે છે ત્યારે તેની પાંખો તેને આકાશમાં સમતોલ રાખે છે, અને તેનું આગળ વધવાનું બળ તેને આમતેમ લઈ જાય છે. વળી, આકાશમાં ઉડતી પતંગનું અવલોકન કરી તેમણે શોધી કાઢયું, કે પતંગ ઉપર ત્રણ બળ અસર કરે છે. એક ગુરુત્વાકર્ષણ જે પતંગને નીચે પાડવા પ્રયત્ન કરે છે. બીજું પવનનું બળ જે તેને આકાશમાં આગળ ધસડે છે અને ત્રીજું તેને બાંધેલી દોરીથી તેને પવનની વિરુદ્ધ દિશાએ ખેંચતું બળ. આ છેલ્લાં બે બળ ગુરુત્વાકર્ષણના બળ કરતાં વધી જાય છે અને તેથી પતંગ હવામાં ઉંચે ઉડે છે. વળી, પતંગની રચના એવી છે, કે તેથી તે હવામાં સમતોલપણું જાળવી શકે છે, તે પણ વિજ્ઞાનીઓએ જોયું.

એક જર્મન ઈજનેરે પક્ષીઓને પાળીને તે હવામાં શી રીતે સમતોલપણું જાળવી રાખે છે, તેનું અવલોકન કર્યું અને તે ઉપરથી એક યંત્ર બનાવ્યું. તે યંત્રને બે પાંખો અને એક પુછડી હતી. આ યંત્રને પોતાના ખભા ઉપર ભેરવી આ ઈજનેર ઉંચી ટેકરી ઉપરથી હવામાં પોતાનું સમતોલપણું જાળવી ધીરે ધીરે ઉતરવા શક્તિમાન થયો; પણ આવા એક પ્રયોગમાં ઇ. સ. ૧૮૯૬માં એણે પ્રાણ ખોયો.

હવામાં સમતોલપણું જાળવવાની આ શોધનો લાભ લઈ અમેરિકાના વિલ્બર રાઈટ અને ઓર્વિલ રાઈટ નામના બે ભાઈઓએ એક યંત્ર બનાવ્યું. તેમાં પાંખોની એવી ગોઠવણ કરી કે જેથી તે પાંખો અનુકૂળ રીતે વાળી શકાય અને વિમાનને ગમે તે દિશામાં લઈ જઈ શકાય. વળી, તેમાં આગળ ગતિ આપે એવું એક યંત્ર ગોઠવવામાં આવ્યું. આમ હાલ ઉડતાં હવાઈ વિમાનોની શોધનો પાયો નખાયો. વિલ્બર રાઈટે સને ૧૯૦૮માં ફ્રાન્સના પારીસ નગરમાં પોતાના વિમાનમાં બેસાડીને લોકોને

ફેરવ્યા અને આકાશમાં માણસ સહીસલામત રીતે મુસાફરી કરી શકે છે, તેની ખાતરી આપી. ત્યાર પછી બીજે વર્ષે એક ફ્રેંચ ઈજનેરે કેલેથી ડોવર સુધી ઈંગ્લિશ ચેનલ પર પોતાનું વિમાન ઉડાવ્યું. સને ૧૯૧૪માં મહાન યુરોપી વિગ્રહ શરૂ થયો અને વિમાન લડાઈના એક સાધન તરીકે ગણાતાં તેમાં અનેક સુધારા થયા. સને ૧૯૨૬માં એલન કોભામ નામના અંગ્રેજ વિમાનીએ લંડનથી ઑસ્ટ્રેલિઆની રાજધાની મેલ્બોર્ન સુધી અને મેલ્બોર્નથી લંડન સુધીની ૨૮૦૦૦ માઇલની આકાશી મુસાફરી કરી. આ મુસાફરી દરમિઆન એના વિમાનનો વેગ કલાકે લગભગ ૮૮ માઇલનો હતો. એલન કોભામના આ સાહસ માટે તેને શહેનશાહે સરનો ખિતાબ આપ્યો. વળી, સને ૧૯૨૭ના એપ્રિલની છટ્ઠી તારીખથી કેરોથી કરાંચી સુધીનો હવાઈ માર્ગ ખુલ્લો મુકાયો છે.

હવાઈ જહાજની શોધથી હવા ઉપર વિજય મેળવાયો છે. આથી મોટા અલંઘનીય પર્વતો, મોટા સમુદ્રો, ને મોટાં રણો ઓળંગવાં, એ રમત જેવું થઈ પડયું છે. લડાઈમાં તો આવાં વિમાનોનો ઘણો ઉપયોગ થાય છે. શત્રુઓના લશ્કરની હીલચાલ અને રચના જોવા, દુશ્મનોની છાવણી અને નગરો પર આકાશમાંથી દારૂગોળા ફેંકવા લડાઈમાં વિમાનનો બહોળો ઉપયોગ થાય છે. વીસમી સદીમાં ખુશ્કી અને તરીનાં બે સૈન્યોમાં ત્રીજું હવાઈ-સૈન્ય ઉમેરાયું છે, અને તે મુખ્ય થઈ પડયું છે.

સલાહશાંતિના સમયમાં પણ હવાઈ વિમાનોનો ઉપયોગ ઓછો નથી. એની મદદથી મુસાફરી બહુજ થોડા વખતમાં કરી શકાય છે. વળી, હવાઈ-વ્યવહારથી દુનિયાના દૂર દૂરના દેશો જોડાયા છે. દૂર દૂરના દેશો વચ્ચે વ્યવહાર ટુંક સમયમાં ચાલતો હોવાથી જાણે આખી દુનિયા એક દેશ હોય એવી બની છે. વળી, હવા ઉપર મેળવેલા આ વિજયથી નવા પ્રદેશોની શોધ કરનારા સાહસિક મનુષ્યોની પણ ઘણી મુશ્કેલીઓ દૂર થઈ શકે તેમ છે.

---

## (૧૧) લાંબી રજાનો ઉપયોગ

આપણે ત્યાં શિઆળા તથા ઉનાળામાં નિશાળોમાં લાંબી રજાઓ પડે છે. વિદ્યાર્થીઓ એ રજાનો કેવો ઉપયોગ કરે છે અને ખરૂં જોતાં એ રજાનો ઉપયોગ કેવી રીતે કરવો જોઇએ, તેનો વિચાર કરીએ.

ઘણા વિદ્યાર્થીઓ તો નિશાળમાં રજા પડતાંજ અભ્યાસનાં પુસ્તકો પેટીમાં ભરી દે છે અથવા તો ગોખલામાં ધૂળખાતાં મૂકી રાખે છે. રજાના દિવસોમાં રાત્રે દોસ્તદારો ભેગા થાય છે, ગામગપ્પાં હંકાય છે, કૂથલી કરાય છે કે પત્તાં, સોગટાંબાજી કે શેતરંજ રમી મોડી રાત સુધી ઉજાગરો કરવામાં આવે છે. રજાના દિવસમાં પછી વિદ્યાર્થી મોડો આઠ વાગે ઉઠે છે. રસળતાં રસળતાં નાહીધોઈ, ઘરમાં રસોઈ કરનાર માબેનને ત્રાસ આપી મોડો જમવા બેસે છે, ને ટાઢીબોળ જેવી રસોઈ જમે છે. પછી બપોરે નિરાંતથી સાંજ પડવા આવે ત્યાં સુધી ઉંઘે છે. ઉંધી ઉઠીને પાછી મિત્રમંડળી ભેગી થાય છે, અને પાછાં ગામગપ્પાં હંકાય છે. આમ રજાઓમાં તદ્દન અનિયમિત જીવન ગાળી રજાઓનો દુરૂપયોગ કરવો એ ખરેખર શરમ ભરેલું છે.

બીજા કેટલાક તો રજા પડતાંજ અભ્યાસનાં પુસ્તકો રાતદિવસ વાંચી વાંચીને તે મોઢે કરી નાખે છે. તેમને આરામ કે આનંદ મેળવવાની જરાએ ઈચ્છા થતી નથી. આમ આખો દિવસ વાંચવાંચ કરી આરોગ્ય બગાડવું એ પણ એક જાતની મૂર્ખાઈ છે.

ત્યારે રજાનો ઉપયોગ શી રીતે કરવો ? રજા જે હેતુ માટે પાડવામાં આવતી હોય તે માટે રજાનો ઉપયોગ કરવો જોઈએ. ભણવાનું તો નિશાળમાં છે. ઘેર ખૂબ ભણવા માટે રજાઓ પાડવામાં આવતી નથી. વળી, નિયમસર રોજના પાઠ રોજ તૈયાર કરવામાં આવતા હોય તો રજામાં બહુ વાંચવાની પણ જરાએ જરૂર પડતી નથી.

ત્યારે રજા શા માટે પાડવામાં આવે છે ? વિદ્યાર્થીને આરામ મળે, આનંદ મળે અને શાળામાં શીખેલી વસ્તુઓનું તે જાતે જ્ઞાન મેળવે, કંઈ નવું નવું જુએ અને જાણે માટે રજા પાડવામાં આવે છે.

આરામ શી રીતે મળે ? ઉધ્યા કરવાથી કે આળસુ થઈ પડી રહેવાથી આરામ મળતો નથી. એક કામ છોડી આનંદ પડે તેવું બીજું કામ કરીએ તો શરીરને તથા મનને આરામ મળે છે અને બીજાં કામ કરવાનો ઉમંગ થાય છે. અતિશય ઊંઘવાથી તો ઉલટી સુસ્તી ભરાય છે અને જીવન કંટાળા ભરેલું લાગે છે.

સુધરેલા દેશોમાં રજા પડતાંજ વિદ્યાર્થીઓને કોઈ જોવાલાયક સ્થળે લઈ જવામાં આવે છે. રજા પડતાં અગાઉ ક્યાં મુસાફરીએ જવું તે નક્કી થાય છે. રજા પડતાં કેટલાક વિદ્યાર્થીઓ સંગ્રહસ્થાનો જોવા, તો કેટલાક કારખાનાં જોવા, તો કેટલાક સૃષ્ટિસૌંદર્યવાળાં ગામડાંઓ જોવા નીકળી પડે છે. જ્યાં કાંઈ નવું જોવાનું, જાણવાનું કે તેમનું જ્ઞાન વધે તેવું સાધન હોય ત્યાં જવા તેઓ આવી રજાનો ઉપયોગ કરી લે છે.

વળી, રજાઓમાં મોટા જલસા ગોઠવવામાં આવે છે, જેથી વિદ્યાર્થીઓનો વખત જ્ઞાન અને ગમ્મત સાથે પસાર થાય છે.

કેટલાક ગરીબ વિદ્યાર્થીઓને પોતાની ગરીબાઈને લીધે સુધરેલા દેશોમાં આવાં આનંદપર્યટન કરવાનો લાભ મળતો નથી. તે બાપડાઓને નિશાળમાં ભણવાને માટે પૈસા કમાવામાં રજાનો ઉપયોગ કરવો પડે છે. એવા વિદ્યાર્થીઓ પણ રજાઓમાં શહેરમાં મળી શકે તેવા જ્ઞાન અને આનંદ મેળવવાના પ્રસંગો જવા દેતા નથી.

આપણો દેશ પૈસાવાળો નથી. વિદ્યાર્થી રજામાં આનંદપર્યટન કરવા જાય એવી આપણે ત્યાં સ્થિતિ નથી, તો આપણે ત્યાંના વિદ્યાર્થીઓ રજાના દિવસો કેવી રીતે ગાળી શકે તેનો વિચાર કરીએ.

શાળાનો અભ્યાસ ભૂલી ન જવાય એટલું તો બધા વિદ્યાર્થીએ રજાઓમાં વાંચવું જોઇએ. રજાઓમાં મોટાં સમાજસેવાનાં કામો શહેરમાં થાય છે. શહેરી વિદ્યાર્થીઓ એવાં કામ કરવા સ્વયંસેવક થઇ પોતાની સેવા શહેરને આપે કે જાદુઈ ફાનસના દેખાવો લોકોને દેખાડે. આમ આનંદ સાથે પોતાનો રજાનો સમય પસાર કરે.

ગામડાના વિદ્યાર્થીઓ પોતપોતાના બાપોતા ધંધા શીખે અને પોતાનાં વડીલોને મદદ કરે. સુતારનો છોકરો રજામાં સુતારી કામ શીખે. દરજીનો છોકરો સીવતાં શીખે, વાણીઆનો છોકરો પોતાના બાપને વેપારમાં મદદ કરે અને ખેડુતનો છોકરો ખેતીનું કામ કરે.

વળી, બધાજ વિદ્યાર્થીઓ ખર્ચ ન થાય તેવી ગામ કે શહેર પાસે આવેલી જોવાલાયક જગાએ પગે ચાલીને જાય ને આનંદ મેળવે. શહેર બહાર કે ગામ બહાર વનભોજન એટલે ઉજાણીઓ ગોઠવે. ઘેરથી બની

શકે તેટલાં ઓછાં સાધનો લઈ ગામ બહાર જાય, એકાદ વડના ઝાડ નીચે સાદી રસોઇ હાથોહાથ બનાવી, પાંદડાંઓમાં પીરસી સાથે બેસીને જમે ને આનંદ કરે.

વળી, રજાના દિવસોમાં રમત રમવાની ગોઠવણ કરે. ગામ બહાર કે શહેર બહાર ખુલ્લાં મેદાનમાં આટાપાટા, ચકભિલ્લુ, એરંડો અને ગેડીદડા જેવી રમતો રમે. એક બીજા મહોલ્લાના છોકરાઓ ભિલ્લુ બંધાઈ એક બીજા સાથે રસાકસી પડે તેવી રમતો ગોઠવે ને ખૂબ આનંદ ભોગવે.

બપોરને વખતે દરેક વિદ્યાર્થી કાંઈ નવું નવું વાંચે નવું નવું જ્ઞાન મેળવે અને વાંચી લખી ન જાણનારને તે જ્ઞાન આપે.

આમ રમીને, ઉજાણીઓ કરીને, પોતાનાં માબાપને મદદ કરીને, રજામાં કાંઈક નવું નવું જાણીને, ખૂબ આનંદ મેળવી તાજા થઈ વિદ્યાર્થીઓ વધારે હોંસથી ભણવા નિશાળમાં આવે માટે લાંબી રજાઓ પાડવામાં આવે છે.

---

## (૧૨) દાન

દાન એટલે કોઈને બદલાની આશા સિવાય કાંઈ આપવું તે. હિંદુ ધર્મમાં દાનનું સ્થાન ઘણું ઉંચું છે. દરેક ધર્મકાર્ય દાન કર્યા વગર કદી પૂર્ણ થતું નથી. આપણાં ધર્મપુસ્તકોમાં શિબિ, કર્ણ અને રંતિદેવના દાનની વાતો જાણીતી છે.

દાન એટલે ત્યાગ. આપણી પાસે કોઈ ઉપયોગી વસ્તુ હોય અને તે બીજાને જરૂરી હોય તો આપણે જાતે અડચણ વેઠીને સામા માણસને આપી રાજી થવું તે. આપણને નિરુપયોગી વસ્તુ બીજાને આપીએ તો તે દાન કહેવાય નહિ. એ તો ઘરમાંથી કચરો કાઢી નાખ્યો કહેવાય, તેમજ બદલા તરીકે અથવા બદલાની આશાથી કરેલું દાન તે દાન ન કહેવાય પણ વિનિમય કહેવાય.

દાનનાં મૂળ દયામાં છે. દયાથી, નિઃસ્વાર્થથી અને નિર્લોભપણાથી કરેલું દાન તેજ ખરૂં દાન છે.

એ રીતે હાલ પ્રચલિત દાનની પ્રથાઓ આપણે તપાસીએ તો માલમ પડશે કે જેને આપણે દાન કહીએ છીએ તે ખરાં દાન નથી, અને એવાં દાનથી સમાજને ફાયદો થવાને બદલે ઉલટું નુકસાન થાય છે.

એ બાબત જરા ઉંડા ઉતરી તપાસીએ. આપણામાંના ઘણા લોકો નિશાળો બંધાવવામાં, નવાણો ખોદાવવામાં, અનાથાશ્રમો સ્થાપવામાં તેમજ એવાં બીજાં ઘણાં ધર્માદા કામોમાં પૈસા ખર્ચે છે, પણ કેટલાક લોકો એવાં કામ કરવાથી પોતાની આબરૂ વધશે એજ વિચારથી એવાં કામોમાં પૈસાનું દાન કરે છે. અલબત, આ દાન છે. એથી સમાજને ફાયદો થાય છે. ધનવાનના ધનનો સદુપયોગ થાય છે, પણ એ કીર્તિદાન છે. કશાની પણ આશા રાખ્યા વગર કરેલા દાનની તોલે એ કીર્તિદાન આવી શકતું નથી.

હવે કેટલાક લોક તો કેવળ વાહવાહ થાય એટલા માટેજ મંદિરો બંધાવે છે, સદાવ્રતો ખોલી અશક્ત માણસોને ખવડાવે છે ને મોટી નાતો જમાડે છે; કેટલાક કણબીઓ મોટી પવાલીઓનાં લ્હાણાં કરી હજારો રૂપીઆ વાપરી નાખે છે; આ દાન તે દાન ન કહી શકાય.

કેટલાક તો કેવળ ધાર્મિક અંધશ્રદ્ધાથીજ દાન કરે છે. બ્રાહ્મણોને જમાડવાથી પુણ્ય થાય છે એમ સમજી અનેક બ્રાહ્મણ નામધારી બ્રાહ્મણોને જમાડે છે, જ્યારે વિદ્વાન બ્રાહ્મણોને પેટ પૂરતું અન્ન પણ મળી શકતું નથી, અને તેમનાં બાળકોને સંસ્કૃત જેવી ભાષા ભણાવવામાં એક પાઈ પણ ખર્ચ કરવામાં આવતો નથી. આમ મોટા યજ્ઞો કરવામાં, બાવાની જમાતોને માલપુડા ને દૂધપાક જમાડવામાં હજારો રૂપીઆ ઉરાડી દેવામાં આવે છે, અને એ બધું દાનને નામે.

આવા દાનનું પરિણામ દેશને ભોગવવું પડે છે. ધાર્મિક અંધશ્રદ્ધાથી થતા દાનને લઇને હિંદુસ્તાનમાં બાવાઓની સંખ્યા વધી પડી છે. બાવન લાખ બાવાઓ બીજા કોઈ દેશમાં નહિ હોય. આ બધા હિંદુસ્તાનના લોકોના ઉપર બોજારૂપ છે. વળી, ધાર્મિક અંધશ્રદ્ધાથી મંદિરોનો નિભાવ થતાં તેમાં અનીતિ ચાલે છે અને કુદાનના પરિણામે મંદિરો બગડતાં કેળવાયલો યુવાનવર્ગ તદ્દન નાસ્તિક થતો જાય છે. કુદાનની આ ભયંકર અસર છે. જ્યારે દેશના પૈસા આવી અયોગ્ય રીતે વપરાય ત્યારે જે બીજી સારી સંસ્થાઓ છે તેમાં પૈસાની તંગી પડે છે. હુન્નરની કોલેજ સ્થાપવામાં, નિરાધારાશ્રમ સ્થાપવામાં, વૈદકીય કે ખેતીની કોલેજ સ્થાપવામાં, આપણે નાણાં ભેગાં કરી શકતા નથી; કારણકે સમાજનાં નાણાં તો બીજે ઠેકાણે વપરાઈ ગયાં હોય છે.

સારાં દાન કોને કહેવાં ? જે દાન કરવાથી સમાજનું કલ્યાણ થાય એવાં દાન તે સારાં દાન. તાતા અને જગદીશચંદ્રનાં પરમાર્થી કામો ઉત્તમ દાનના નમુનારૂપ છે. બુકરટી વોશિંગ્ટનનો ટસ્કેજી સંસ્થા માટેનો ત્યાગ એ ઉત્તમ દાન છે. વળી, પશ્ચિમમાં જાત મહેનતથીજ કરોડપતિ થઈ લાખો રૂપીઆના દાનની યોજના કરનાર એન્ડ્રુ કાર્નેગીની રીત અનુકરણ કરવા જોગ છે.

---

## (૧૩) સ્વાશ્રય

સ્વાશ્રય એટલે પોતાની ઉપરજ ભરોસો રાખી આપબળથી દરેક કામ પાર ઉતારવાનો ગુણ.

પારકાના ઉપર આધાર રાખવાથી કોઈએ પોતાનું ધારેલું મેળવ્યું નથી. લાવરી અને તેનાં બચ્ચાંની વાત આપણે જાણીએ છીએ. જ્યાંસુધી ખેડુતે પોતાના સંબંધીઓની મદદથી ખેતર લણવાનો વિચાર રાખ્યો, ત્યાંસુધી લાવરી તે ખેતરમાં નિરાંતથી રહી; પણ જ્યારે તેણે જાણ્યું કે સંબંધીઓ મદદ કરવા ન આવ્યા તેથી હવે ખેડુતે ખેતર જાતે લણવાનો નિશ્ચય કર્યો છે, ત્યારે તેણે બચ્ચાંને કહ્યું કે હવે ખેતર જરૂર લણાશે, માટે આપણે આપણું રહેઠાણ બદલી નાખીએ. વળી, બીજી પણ વાત છે. એક ગાડીવાનનું ગાડું કાદવમાં ખુંચી ગયું. તેણે ગાડીમાં બેઠા બેઠા લોકોને બૂમો મારવા માંડી કે ભાઈ, કોઈ મહેરબાની કરીને મારૂં ગાડું કાદવમાંથી કાઢો. તેની બૂમો ઘણાએ સાંભળી પણ કોઈએ મદદ ન કરી. આખરે એક દેવ આકાશમાંથી ઉતરીને આવ્યો અને તેણે કહ્યું, 'ભલા માણસ ગાડા ઉપર બેસી બૂમો મારવાથી ગાડું કાદવમાંથી નહિ નીકળે, ગાડા ઉપરથી નીચે ઉતર અને પૈડાને તારા ખભાથી ધક્કો માર.' ગાડીવાને તેમ કર્યું અને તેનું ગાડું કાદવમાંથી ઝટ નીકળ્યું.

આ બધી કાલ્પનિક વાતો છે, પણ એમાં રહેલો બોધ સત્ય છે. એ વાતો સ્વાશ્રયનો ગુણ માણસને કેટલો ઉપયોગી છે, તે સિદ્ધ કરે છે. आप समान बल नहि अने मेघ समान जल नहि તેમજ आप मूआ विना स्वर्गे न जवाय, पारकी आश सदा निराश, એ પ્રચલિત કહેવતો પણ એની એજ વાત આપણને કહે છે.

વળી, પુરાણની એકલવ્ય અને દ્રોણની ને ભગીરથ પ્રયત્નની કથાઓ પણ સ્વાશ્રયનાંજ જ્વલંત દૃષ્ટાંતો છે. ઇતિહાસ જાણનારાને આ વાત સમજાવવી પડે એમ નથી. માછીમારનો છોકરો નેપોલિઅન મોટો સમ્રાટ થયો અને લગભગ આખા યુરોપને તાબે કર્યું તે સ્વાશ્રયના પ્રતાપથીજ. હૈદર, શિવાજી, વગેરેએ પણ આપબળથીજ પોતાનું રાજ્ય વિસ્તાર્યું અને મજબુત કર્યું. વળી, આજના પશ્ચિમના કરોડપતિ જોન રૉકફેલર તથા એન્ડ્રુ કાર્નેગી, વગેરેના જીવનમાંથી પણ એજ બોધ જડે છે, કે માણસ જાતમહેનતથી આગળ વધી શકે છે, પારકાના બળથી નહિ; નહિ તો હોટેલના હમાલ, ન્યુસપેપર વેચનાર અથવા તો ગાંધીને ત્યાં નામુ લખનાર કરોડપતિ શી રીતે થાય?

વળી, પારકા પર ભરોસો રાખવો એ ઘણું શરમ ભરેલું છે. કુદરતનું અવલોકન કરીએ અને જોઈએ કે કોણ પરાશ્રિત રહે છે. રોગીને પારકા પર ભરોસો રાખવો પડે છે અને અપંગને પારકાની મદદ લેવાની જરૂર પડે છે. આપણે પણ સ્વાશ્રયી ન થઈએ અને પારકા પર ભરોસો રાખી બેસી રહીએ તો આપણે પણ રોગી, બાળક અને અપંગની કોટિના ગણાઈએ.

બીજાએ આપણું કામ કર્યું નહિ માટે તેનો દોષ કાઢવો અથવા પારકા પર ભરોસો રાખવાથી કામ બગડે ત્યારે રોદણાં રડવા બેસવું એ ખરેખર મૂર્ખાઈ છે. જ્યારે આપણેજ આપણું કામ ન કરીએ ત્યારે બીજા આપણું કામ શા માટે કરે? માટે બીજા માણસો મદદ કરતા નથી, એમ બહાનું બતાવવા કરતાં દરેક માણસે પોતાનો દોષ કાઢવો જોઈએ. સૌને સૌનાં કામ હોય છે, તે મૂકીને તે શેના આવે?

જેનું તન અને મન દુરસ્ત હોય છતાં તે સ્વાશ્રયી ન થાય તો તેનું જીવ્યુંજ ફોક છે. આટલું સમજે તો દરેક માણસ સ્વાશ્રયી થાય અને પોતાના વેપાર, ધંધા, ઉદ્યોગ અને બીજા વ્યવસાયમાં જરૂર ફતેહમંદ થાય.

---

## (૧૪) દયા

दया धर्मको मूल हय, पाप मूल अभिमान।
तुलसी दया न छांडीए, जब लग घटमें प्रानः॥

આ દુહામાં ભક્ત કવિ તુલસીદાસે ધર્મની ઉત્પત્તિ દયામાંથી થતી વર્ણવી છે. 'સત્ય, દયા, તપ, શૌચ છે, પગ ધર્મના ચાર,' એમાં પણ એજ

બાબત કહેલી છે. ધર્મનો વિશાળ અર્થ કરીએ તો ધર્મ એટલે મનુષ્યની પ્રાણિમાત્ર પ્રત્યેની ફરજો. આ ફરજો બજાવવા દયાળુ માણસજ શક્તિમાન થઈ શકે છે.

દયા ગુણ એવો છે કે એની પછી અનેક ગુણ ચાલ્યા આવે છે. દયાળુ પુરુષ સામા માણસની મૂર્ખાઈ જોઈ તેના પર ગુસ્સે થતો નથી. તેવા માણસને તે ક્ષમા કરે છે. પોતાને લાભ થાય અને બીજાને નુકસાન થાય માટે કેટલાક માણસો જુઠું બોલે છે; બીજાને નુકસાન થાય તે દયાળુ માણસ જોઈ શકતો નથી, તેથી તે કદી અસત્ય બોલતો નથી; આથી દયાળુ માણસજ ઘણુંખરૂં સત્યશીલ હોય છે.

ખરૂં જોઇએ તો દુનિયા એકબીજાની મદદ ઉપર ટકી રહેલી છે. આપણાજ જીવનના પ્રસંગો વિચારીએ તો માલમ પડશે કે અનેક મનુષ્યોએ દયાથી પ્રેરાઈ એવાં કામ કર્યાં છે કે જેથી આપણે સુખી જીવન ગાળી શકીએ છીએ, તો આપણે પણ દયા ભાવ રાખી ઉપકારનો બદલો વાળી આપવો જોઈએ.

વ્યાવહારિક રીતે પણ દયાળુ માણસને ફાયદો થાય છે. દયાળુ માણસનાં ઢોર સારાં ને તાજાં રહે છે અને વધારે કામ આપે છે. દયાળુ શેઠના નોકરો ક્રૂર શેઠના નોકરો કરતાં અનેક ગણું વધારે કામ કરતા આપણે જોઇએ છીએ; વળી, શેઠને માન આપે છે અને ચહાય છે તે તો વધરામાં.

ક્ષણભર વિચારીએ: દુનિયામાંથી દયાભાવ ચાલ્યો જાય તો શું થાય? માતા પોતાનાં બાળકો ઉપર દયા ન રાખે તો? ધનવાનો ગરીબ ઉપર દયા ન રાખે તો? વિદ્વાનો દયા કરી અજ્ઞાનીઓને જ્ઞાનના અમૃતનું પાન ન કરાવે તો? શૂરવીરો દયા કરી નબળાનું રક્ષણ ન કરે તો? અને રાજ્યાધિકારી નિર્દય થઈ રાંકડી પ્રજાને પીડે તો? આમ બધાજ કરે તો દુનિયાનો વહેવાર ચાલે નહિ. આટલી બધી આગળ વધેલી દુનિયાનો તરતજ નાશ થઈ જાય, અને મનુષ્ય સિંહ, વાઘ કે વરૂથી પણ અધમ કોટિનો બની જાય.

દયાનાં કામ દરેક માણસ કરી શકે છે. પૈસાવાળો પૈસાથી, વિદ્વાન વિદ્યાથી અને તંદુરસ્ત માણસ પોતાના અંગબળથી.

આપણે ત્યાં પ્રાણી પર દયા રાખનારાં અનેક મંડળો છે. આવાં મંડળમાં સભાસદ થઈ પ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું દૂર કરવાવા દરેક માણસ પ્રયત્ન કરી શકે એમ છે. આપણે ત્યાં નડિઆદ વગેરે સ્થળે અનાથાશ્રમો છે. ત્યાં માબાપ વગરનાં છોકરાંઓને પાળી, પોષી, કેળવી, મોટાં કરવામાં આવે છે. ધનિક માણસો આવાં આશ્રમોમાં પૈસાની મદદ કરે તો કેટલાંએ અનાથ બાળકો કેળવાઈ સારાં શહેરી બને. એજ અનાથ બાળકોને જો રખડતાં રહેવા દેવામાં આવે તો મોટાં થતાં તેઓ ભીખ માગે, ચોરી કરે અને એવી બીજે રીતે દેશને માથે ભારરૂપ થાય.

અપંગને માટે આશ્રમો કાઢવા અને રોગી ઢોર તથા મનુષ્યને માટે મફત દવાશાળા ખોલવી, એ પણ દયાનાંજ કામ છે. આવી મોટી સંસ્થા ચલાવવાનું દયાનું કામ ધનિકજ કરી શકે એ વાત ખરી, પણ ડગલે ડગલે એવા અનેક પ્રસંગો બન્યા કરે છે કે જેમાં ગરીબ માણસ પણ પોતાની દયા દર્શાવી શકે. ધારો કે શહેરમાં કોઈ ઠેકાણે આગ લાગી છે; દયાવાન માણસ આ વખતે પાણી છાંટવામાં, બળતો સરસામાન ઘરમાંથી કાઢવામાં, કોઈ સ્ત્રી, પુરુષ કે બાળક બળતા ઘરમાં અંતરાઈ ગયાં હોય તો તેને કાઢવામાં મદદ કરી શકે એમ છે. યુરોપની ઘણી દયાળુ સ્ત્રીઓ લડાઈ ચાલે ત્યારે ઘાયલ થએલા સિપાઈઓની સારવાર કરવા લડાઇના મેદાનોમાં ચાલી જાય છે. દયાની દેવી સમી અધરાત મધરાત ઘાયલ થએલા સિપાઈઓની છાવણીમાં હાથમાં દીવો લઈ ફરતી, ફ્લોરેન્સ નાઈન્ટિંગેલનું નામ તેના દયાળુ સ્વભાવને લઈને આ દુનિઆમાં અમર થયું છે અને તેનો આત્મા બીજી દુનિયામાં શાંતિ ભોગવે છે.

---

## (૧૫) દેશભક્તિ

**ભલો ભાર્તભૂમિ વિષે રોજ રહેતો,**
**હશે કો બિચારો નથી જેહ કે'તો,**
**ભલો દેશ મારો ભલી ભોમ મારી,**
**મને પ્રાણથી નિત્ય છે એહ પ્યારી.**

**દલપતરામ**

जननी जन्मभूमिश्चैव स्वर्गादपि गरीयसी ।

( પોતાની માતા અને પોતાની જન્મભૂમિ સ્વર્ગથી પણ ચઢિઆતાં છે. )

દરેક માણસને પોતાની જન્મભૂમિ વહાલી હોય છે. જન્મભૂમિ એટલે પોતાનું વતનજ નહિ પણ પોતાનો દેશ. સ્વદેશ ઉપર સંકટ આવે ત્યારે સ્વદેશનું સંકટ દૂર કરી તેનું રક્ષણ કરવા, જ્યારે મનુષ્ય પોતાની વહાલામાં વહાલી વસ્તુ અર્પણ કરે છે, ત્યારે તેણે સ્વદેશભક્તિ દર્શાવી કહેવાય છે.

જે ભૂમિમાં પાકેલું અન્ન ખાઈ આપણે ઉછર્યા હોઈએ, જે રાજ્યના સારા અમલ તળે આપણે સુખ પામ્યા હોઈએ, તેવા દેશ પર અને તેવા રાજા પર જ્યારે આફ્ત આવી પડે ત્યારે તન, મન અને ધનનું સમર્પણ કરવું એનું નામ સ્વદેશભક્તિ.

આપણા આર્યોએ દેશ અને રાજા એ બેને જુદા ગણ્યા નથી, તેમજ આપણા આર્ય રાજાઓએ પણ પોતાની રૈયતને પોતાનાં સંતાનથી જુદી ગણી નથી. અસલના ક્ષત્રિયો પોતાનું બળ દુઃખીનાં દુઃખ દૂર કરવામાં વાપરતા; તેથી અસલના વખતમાં રાજભક્તિ અને દેશભક્તિ વચ્ચે ભેદ નહોતો,

દરેક દેશના ઇતિહાસમાં સ્વદેશપ્રેમ દર્શાવતાં આત્મભોગ આપનારા પુરુષોનાં નામ અમર અક્ષરે લખાયાં છે. હિંદુસ્તાન પર જ્યારે જ્યારે આફ્ત આવી છે ત્યારે ઘણા હિંદુઓએ પોતાના દેશને ખાતર બલિદાન આપેલાં છે. જ્યારે દિલ્હીના રાજા અનંગપાળ ઉપર સુલતાન સબક્તગીને ચઢાઈ કરી, ત્યારે પોતાના દેશનું રક્ષણ કરવા આખા હિંદના યુવાનો રજપુત વાવટા નીચે ભેગા થએલા. એ લડાઈના ખર્ચ માટે, સ્વદેશપ્રેમથી પ્રેરાયલી અનેક હિંદુ વિધવાઓએ પોતાના જીવનગાળા જેવા દાગીનાઓ અર્પણ કરેલા. ઇતિહાસમાં આવાં સ્વદેશપ્રેમનાં દૃષ્ટાંતો વાંચતાં આપણને રોમાંચ થાય છે.

રજપુતાનાનો ઇતિહાસ તો સ્વદેશ ખાતર પોતાનું બલિદાન આપતાં નગરજનો, દાસદાસીઓ, વેપારીઓ, યોદ્ધાઓ અને ટેકીલી રજપુતાણીઓનાં દૃષ્ટાંતથી ભરપૂર છે. પ્રતાપનો સ્વદેશપ્રેમ જગજાહેર છે. શિવાજીની હિંદુસ્તાન અને હિંદુ ધર્મ પ્રત્યેની પ્રીતિનું વર્ણન કરવું અશક્ય છે. રાજભક્તિ દર્શાવતું પોતાના પુત્રનું બલિદાન આપનાર પન્નાનું દૃષ્ટાંત આપણા હૃદયમાં માન અને પ્રેમની લાગણી ઉત્પન્ન કરે છે. ભામાશાની સ્વદેશમમતા જોઈ આપણે વિસ્મય પામીએ છીએ.

રોમન લોકોનો ઇતિહાસ પણ આપણા ઇતિહાસની માફક સ્વદેશભક્તોથી ભરેલો છે. લડાઇમાં કેદ પકડાયલો રોમન સેનાપતિ રેગ્યુલસ પોતાનો જીવ બચાવવા માટે સંધિ કરાવવામાં મદદ કરશે, એમ વિચારી કાર્થેજના લોકો તેનેજ રોમનો પાસે સંધિનું કહેણુ લઈ મોકલે છે, પણ રેગ્યુલસને પોતાના જીવનની પરવા નથી. એની નસોમાં તો સ્વદેશપ્રેમથી લોહી ઉછળી રહ્યું છે. પોતાના રોમન ભાઈઓને એ સલાહ આપે છે, 'મારી જિંદગીની દરકાર ન કરશો, ભલે કાર્થેજીઅનો મને રિબાવી રિબાવી મારી નાખે.'

જાપાનના જુવાનોએ રૂસિઆ સાથે જાપાનને લડાઈ થઈ ત્યારે ખરેખરી સ્વદેશભક્તિ દેખાડી. રૂસિઆના મોટા લશ્કર સાથે ટક્કર લેવા જાપાનને મોટા લશ્કરની જરૂર હતી. જાપાનના પ્રધાને સૈનિક તરીકે જોડાવાને લોકોને વિનતિ કરી. આ વખતે પોતાને પહેલી પસંદગી મળે માટે કેટલાક જાપાનના યુવકોએ પોતાના લોહીથી પ્રધાનને અરજી લખી મોકલી, પોતાની સ્વદેશ માટે મરવાની ધગશ દર્શાવી.

પણ સ્વદેશપ્રેમ લડાઈમાં જીવ આપીનેજ દર્શાવી શકાય એવો કાંઈ નિયમ નથી. દરેક ધંધાર્થી પોતાના દેશ પ્રત્યેનો પ્રેમ પોતપોતાની રીતે દર્શાવી શકે છે. કવિ પ્રેમાનંદે પોતાની ગુજરાતી ભાષા, બીજી ભાષાઓના જેવી ઉત્તમ બને માટે, પોતાનું જીવન એ ભાષાની સેવા કરવામાં ગાળી, પોતાની દેશભક્તિ જણાવી છે. રાજદ્વારી પુરુષો પોતાની રાજકીય લડતથી દેશનું કલ્યાણ કરે એવા કાયદા ઘડી અને ઘડાવી પોતાની દેશભક્તિ વ્યક્ત કરી શકે છે. હુન્નર અને ઉદ્યોગમાં પ્રવીણ પુરુષો જુદા જુદા હુન્નરો ખોલી, અનેક દેશી ભાઇઓને રોજી આપી, પરદેશથી પૈસો ઘસડી લાવી, પોતાના દેશને સમૃદ્ધ બનાવી, પોતાનો દેશ પ્રત્યે પ્રેમ દેખાડી શકે છે.

પણ કેટલીક વખત સ્વદેશભક્તિ બીજી પ્રજાના દેશ ઉપર તિરસ્કાર ઉત્પન્ન કરતી જણાય છે. આવી સ્વદેશભક્તિ તે સાચી સ્વદેશભક્તિ ન કહેવાય. એતો ઇર્ષ્યા કહેવાય. પ્રજા પ્રજા વચ્ચે દ્વેષ ઉત્પન્ન કરે તે સ્વદેશ પ્રેમ ન કહેવાય. ખરો દેશભક્ત પોતાના દેશને ચાહે છે, પોતાના દેશને ખાતર પોતાનું જીવન સમર્પણ કરે છે, છતાં બીજાના દેશને ધિક્કારતો નથી.

---

## (૧૬) આરોગ્ય

જેમ એકડા વિનાનાં સો મીંડાં નકામાં છે, તેમ આરોગ્ય વગરના માણસને સેંકડો સુખનાં સાધનો હોય તો તે પણ નકામાં છે; તેથીજ આપણામાં કહેવત પડી છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા.'

આરોગ્યના ફાયદા અનેક છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ તંદુરસ્ત માણસજ મેળવી શકે છે, અને આ સાબીત કરવું અઘરૂં નથી.

**शरीरमाद्यं खलु धर्मसाधनम्।** શરીર ધર્મ બજાવવાનું મુખ્ય સાધન છે. આ કથન સત્ય છે. ધર્મ એટલે ફરજો, પોતાના પ્રત્યેની, પોતાના સંબંધીઓ પ્રત્યેની, પોતાના દેશ પ્રત્યેની, પ્રાણિમાત્ર પ્રત્યેની અને પ્રભુ પ્રત્યેની એમ ઘણી ફરજો માણસે બજાવવાની હોય છે. રોગથી થએલા ફીક્કા ચહેરાવાળો, ઉત્સાહ, શક્તિ અને આનંદ વગરનો માણસ આવી ફરજો બજાવી શકતો નથી. તંદુરસ્ત માણસજ બજાવી શકે છે.

અર્થ એટલે ધન. પોતાની જાતને ને બીજાને સુખી કરવામાં ધનની ઘણી જરૂર પડે છે. છોકરાંને કેળવણી આપવામાં, જાતે ભોગ ભોગવવામાં, ગરીબોને મદદ કરવામાં ને દેશના વેપારધંધાને ઉત્તેજન આપવામાં ડગલે ડગલે ધનની જરૂર પડે છે. આ ધન પથારીમાં પડેલો માંદો મનુષ્ય મેળવી શકતો નથી. તંદુરસ્ત માણસજ મેળવી શકે છે.

કામ એટલે ઇચ્છાઓ. ઇચ્છાઓના બે પ્રકાર છે: જાતે સુખ ભોગવવાની ઇચ્છા અને બીજાને સુખ આપવાની ઇચ્છા. પૈસાથી સુખ મેળવી શકાતાં નથી. વાડીબંગલા, વજીફા, વાહનો અને જીભને સંતોષ આપે એવાં પાંચે પકવાનો નાદુરસ્ત માણસને જરાએ કામનાં નથી. તંદુરસ્ત માણસજ એ બધાનો ઉપયોગ અને સદુપયોગ કરી શકે છે.

મોક્ષ એટલે શાંતિ. પોતાની ફરજ બરાબર બજાવી હોય, પોતાની ઇચ્છાઓ બરાબર તૃપ્ત થઇ હોય, તો પછી મનુષ્યને મૃત્યુની બીક રહેતી નથી. પોતાનાં કરેલાં સારાં કૃત્યથી મરણ વખતે અને મરણ પછી પણ બીજી દુનિયામાં તેને શાંતિ મળે છે.

આરોગ્યના આટલા બધા ફાયદા છે. છતાંએ પૈસા મેળવવા ખાતર અને મોજમજાહ કરીને ઘણાં જણ પોતાનું આરોગ્ય ગુમાવે છે. કેટલાક

તો આવા કલ્પતરુ જેવા આરોગ્યનો દુરુપયોગ કરે છે અને પરિણામે પસ્તાય છે. વિદ્યાર્થીઓ આરોગ્યને ભોગે ભણવામાં અતિશય મહેનત લે છે અને આખરે આરોગ્ય ગુમાવી દુઃખી થાય છે.

રોગી માણુસના દુઃખનો પાર હોતો નથી. તેને જાતે પીડા ભોગવવી પડે છે એટલુંજ નહિ પણ તેનાથી પોતાનો ધંધો બરાબર થઈ શકતો નથી, તેથી તે કમાઈ શકતો નથી, તેને પરાશ્રિત થવું પડે છે, તેની ઉપર આજીવિકાનો આધાર રાખનારાં સંબંધીઓની હૃદય પીગળાવી નાખે તેવી બુરી દશા થાય છે. આ બધું જોતાં તંદુરસ્તી કેટલી ઉપયોગી છે તે સમજાયા વગર રહેશે નહિ.

હવે તંદુરસ્તી કેમ બગડે છે, તે તપાસીએ. કેટલાક માણુસો તો જન્મથીજ અનારોગ્ય હોય છે. તે દોષપાત્ર નથી; છતાંએ જન્મથી અનારોગ્ય માણુસો જો તંદુરસ્ત થવાનો પ્રયત્ન કરે, તો પોતાનું શરીર સુધારી શકે એમ છે. ધણુા લોકોએ તો પોતાના અનિયમિત વર્તનથી શરીર બગાડી મૂક્યું હોય છે. રાજના કાયદા તોડવાથી વખતે ગુનાની શિક્ષા થતી નથી, પણ કુદરત તો એટલી પ્રામાણિક અને ચોક્કસ છે કે તેનો કાયદો તોડીએ તો એ હમેશાં શિક્ષા કરે છે. કુદરતનો કાયદો એટલે નિયમિત જીવન. અનિયમિતતા ધણી જાતની છેઃ તેમાં મુખ્ય ખોરાકની અનિયમિતતા. 'ખાનપાનને ખાતર જીંદગી નથી પણ જીંદગીને ખાતર ખાનપાન છે,' એ કહેવત સમજી તેનો આપણે સદુપયોગ કરીએ તો તંદુરસ્તી વધે. જોઇએ તે કરતાં વધારે અને અનિયમિતરીતે ખાવાથી તંદુરસ્તી બગડે છે.

મોજમજાહથી પણ તબીઅત બગડે છે. રાતે ઉજાગરા કરવા, દહાડે ઊંધવું; આ બધાં તંદુરસ્તીને હાનિકારક છે. શરીરથી અને મનથી પોતાના ગજા ઉપરાંત કામ કરીને પણ ધણાં માણુસો આરોગ્ય બગાડી નાખે છે. શરીરને જોઇતી કસરત ન આપવાથી પણ શરીર બગડે છે.

શરીરનું આરોગ્ય જાળવવાને પૈસાની તેમજ ઘીદૂધવાળા પુષ્કળ ખોરાકની જરૂર પડતી નથી. ઘીદૂધ ખાનારા શેઠીઆઓ કરતાં રોટલો અને મીઠું ખાઈ જીવનાર મજુર વધારે આરોગ્ય ભોગવે છે.

આ ઉપરથી સમજાશે કે નિયમિત જીવન ગાળવાથી, સાદો ખોરાક ખાવાથી, તાજી હવા અને ચોકખાં પાણી પીવાથી, નિયમિત શારીરિક કસરત કરવાથી અને સદૈવ શુભ વિચારો કરવાથી માણસ પોતાનું આરોગ્ય જાળવી શકે છે, અને આ દુનિયાનાં તેમજ બીજી દુનિયાનાં અનેક સુખો મેળવી શકે છે.

## (૧૭) વિગ્રહ

બે માણસો વચ્ચે જેવાં કારણોથી લડાઈ થાય છે, તેવાંજ કારણોથી એટલે લોભ કે ઇર્ષ્યાથી બે રાજાઓ કે પ્રજા વચ્ચે લડાઈ થાય છે. એક પ્રજા બીજી પ્રજા ઉપર વિજય મેળવી તેનો દેશ પોતાના કાબુ તળે આણી ત્યાંના વેપાર, રોજગાર, ધંધા, વગેરે દાબી નાખી પોતાના ધંધારોજગાર ખીલવવા વિગ્રહ આરંભે છે. રાજલોભી રાજાઓ પોતાની સત્તા વધારવા અને પોતાનું સામ્રાજ્ય સ્થાપવા બીજા રાજાઓના મુલક પર ચઢાઈ કરે છે. આમ છતાં લડાઈ કરે ત્યારે લડાઈ કરનાર રાજાપ્રજા આ ખરાં કારણોને મોખરે મૂકતાં નથી. નજીવાં કારણો બતાવી વિગ્રહનો આરંભ કરે છે. હિંદુસ્તાન ઉપર મુસલમાનોની ઘણી ચઢાઈઓ ધર્મ ફેલાવવા માટે થઈ છે. યુરોપની અંદરનાં ધર્મયુદ્ધો પણ જાણીતાં છે. આમ ધર્મપ્રચાર અને ધર્મરક્ષણ માટે પણ લડાઈઓ લડાય છે.

લડાઇથી ફાયદા થતા હશે એમ ભાગ્યેજ કોઈ માને, પણ લડાઇથી ઘણા ફાયદા થાય છે. પ્રજાને બહાદુરી અને સ્વદેશપ્રેમ બતાવવાની લડાઇમાં તક મળે છે. લડાઈ કરીનેજ અસલના વખતમાં આખો દેશ એક છત્ર તળે આણવામાં આવતો અને મોટાં સામ્રાજ્ય સ્થપાતાં. એ રીતે દેશમાં વ્યવસ્થા જળવાતી અને આબાદી થતી. બૌદ્ધ જમાનાનું હિંદનું સામ્રાજ્ય ને ચીનનું સામ્રાજ્ય લડાઈ વગર સ્થપાએલાં નહિ અને એવાં સામ્રાજ્યો સ્થપાયાં ત્યારેજ દેશની રાજકીય, ધાર્મિક, ઔદ્યોગિક અને સામાજિક ઉન્નતિ થએલી. આમ અસલના વખતમાં શુભ હેતુથી લડવામાં આવતી લડાઇઓ ફાયદાકારક નીવડતી.

વળી, લડાઈના ગેરફાયદા ગણતાં પાર આવે એમ નથી. લડાઈ લડવામાં દેશના જુવાન માણસો ખપી જાય છે, તેથી દેશની ખેતી, કારીગરી, વેપાર, ઉદ્યોગ, વગેરે પડી ભાગે છે. જુવાનો લડાઇમાં મરી જતાં સેંકડો કુટુંબો નિરાધાર થઇ જાય છે, અને દેશમાં ગરીબી વધી જાય છે. જીતાએલા પ્રદેશોમાં લૂંટ થાય છે અને જીતાએલી પ્રજાને ગુલામના જેવું જીવન જીવવું પડે છે. હિંદુસ્તાનમાં દરેક મોટી લડાઇ પછી આનેજ લીધે દુકાળ પડ્યા છે, રોગ ફાટી નીકળ્યા છે અને અંધાધુંધી થઇ રહી છે. આમ સેંકડો વર્ષમાં થએલી દેશની આબાદી એકજ લડાઇથી પાયમાલ થઇ જાય છે.

પહેલાંની અને હાલની લડાઈઓમાં ઘણો ફેર છે. પહેલાંની લડાઈઓ કરતાં હાલની લડાઈ વધારે ભયંકર પરિણામો લાવી રહી છે. અસલનું યુદ્ધ તે માણસ અને માણસ વચ્ચેનું યુદ્ધ હતું. ભાલા, તરવાર અને બંદુકોથી લડાતું યુદ્ધ હતું. તેમાં જુજ માણસોના જાનની ખુવારી થતી. અસલનાં યુદ્ધોમાં શારીરિક બળથી વિજય મળતો. ચીનાઓએ દારૂગોળાની શોધ કરી અને પછી વિજ્ઞાનની શોધથી યુદ્ધનાં સાધનોમાં ઘણો વધારો થયો. મોટી તોપો, રાક્ષસી નાશ કરનાર દારુગોળા, ઝેરી ગેસો, આકાશમાં ફરતાં લડાયક વિમાનો, જમીન પર ફરતી અભેદ્ય ટેન્ક, વગેરે ચાલુ જમાનાનાં યુદ્ધનાં સાધનો છે. માઇલોથી એ શત્રુઓનો સંહાર કરી શકે છે. એક ગામડાનો એક મિનિટમાં નાશ કરી શકે છે. યંત્રથી ફેંકાતો એક ગોળો હજારો માણસોનો નાશ કરી શકે છે. મોટાં દેવળો અને સમૃદ્ધ શહેરો કે જેની સમૃદ્ધિને માટે સેંકડો વર્ષો સુધી રાજાપ્રજાએ મહેનત કરી હોય તેવાં રમણીય સ્થળો, ઔદ્યોગિક કારખાનાંઓ ને સમૃદ્ધ ખાણોનો આવાં સાધનોથી ઘડીના છઠ્ઠા ભાગમાં એક માણસ નાશ કરી શકે છે. આજે યુરોપમાં બેલ્જીઅમ અને ફ્રાંસની સ્થિતિ આવી છે.

વિજ્ઞાનના જ્ઞાનનો લડાઇમાં દુરુપયોગ કરવાથી આવાં ભયંકર પરિણામ આવ્યાં છે. આવી લડાઈઓ બંધ કરવા માટે પણ પ્રયત્નો થયા છે. બે માણસ વચ્ચેનો ટંટો લવાદ માર્ફતે મટાડી શકાય છે, તેવીજ રીતે બે રાજા કે પ્રજા વચ્ચેનો કજીઓ લવાદ માર્ફતે ચૂકવવાને જીનીવામાં લવાદ કોર્ટ સ્થપાયલી છે. લડાઈ થતાં તેનાં ભયંકર પરિણામો જોઈ યુરોપના સુધારકો

ચોકી ઉઠયા અને લડાઈઓ ન થાય તેટલા માટે જીનીવામાં 'લીગ ઓફ નેશન્સ' એટલે પ્રજાસંઘ સ્થાપવામાં આવ્યો છે. પ્રજાસંઘ એ સંઘમાં જોડાયલાં રાજ્યોના કજીઆ થતા પતાવે ને લડાઇ થતી અટકે પણ આ સંઘમાં આખી દુનિયાનાં રાજ્યો જોડાયાં નથી.

યુરોપના કેટલાક વિદ્વાનો તો આખી દુનિયાનું એક સામ્રાજ્ય સ્થાપી લડાઈને સમાજજીવનમાંથી સદાને માટે દૂર કરવાના વિચારોનો પ્રચાર કરી રહેલા છે. કેટલાક પ્રજાસંઘને વધારે મજબુત કરવા કહે છે. પ્રજાસંઘની પાસે દુનિયાના કોઇપણ સામ્રાજ્ય પાસે હોય તે કરતાં જબરૂં હવાઇબળ, તોપખાનાનું બળ ને નૌકાસૈન્યનું બળ રહે એવી સ્થિતિમાં તેને મૂકી લડાઈ હંમેશને માટે પ્રજાજીવનમાંથી દૂર કરવાના વિચારોનો પ્રચાર એવા લોક કરી રહ્યા છે. કેટલાક પૂર્વ અને પશ્ચિમ જોડાય, એક પ્રજા બીજી પ્રજાના સમાગમમાં આવે અને તેથી એકબીજાને ચહાતાં શીખી ભવિષ્યમાં વિગ્રહ ન આરંભે એટલા માટે આખી દુનિયાના હોંસીલા યુવાનો એક ઠેકાણે આવી કેળવાય એવાં વિદ્યાલયો સ્થાપવા પ્રયત્ન કરી રહેલા છે. કવિ રવીંદ્રનાથ ટાગોરની 'વિશ્વભારતી' એક આવું વિદ્યાલય છે.

---

## (૧૮) મિત્રતા

**હાનિ ગ્લાનિ હરનારૂં પ્રીતિ વિશ્રામનું સદાય સ્થળ જોને,**
**મણિમય બે અક્ષરનું મિત્ર નામ આ રચ્યું હશે કોણે ?**

**सन्मित्रमापदि सुखेच समक्रियंयत् ।**

( દુઃખમાં અને સુખમાં જે એક સરખી રીતે વર્તે તેજ સન્મિત્ર ).

જન્મ આપનાર માબાપ પોતાનાં સંતાનો ઉપર અને સંતાનો તેમનાં માતાપિતા ઉપર સ્નેહ રાખે છે; ધાર્મિક સંબંધથી જોડાયલી પત્ની પોતાના પતિ ઉપર અને પતિ પોતાની પત્ની ઉપર સ્નેહ રાખે છે; પણ મિત્ર તો મિત્રતાના દાવાથીજ એકબીજાને ચહાય છે. દુનિયામાં આ એકજ સંબંધ એવો છે કે જે બે મનુષ્યો સગાંવહાલાં નથી હોતાં છતાં તેમની વચ્ચે જન્મપર્યંત ટકી રહે છે.

મિત્રોથી આપણને ઘણા ફાયદા થાય છે. જીવન એટલે જેમાં સુખદુઃખ વારે ઘડીએ આવે છે, એવો અટપટો રસ્તો. ખરા મિત્રો સુખમાં આનંદની વૃદ્ધિ કરે છે. આપણને એકલા આનંદ ભોગવવામાં મઝા પડે તેના કરતાં મિત્રો સાથે આનંદ કરવામાં કાંઈ ઓર મઝા પડે છે. વળી, ખરા મિત્ર સુખના સમયમાં છકી જતા મિત્રને તેની ભૂલ દેખાડી આપી ખરે રસ્તે દોરવે છે. આ તો સુખની વાત થઈ. પણ દુઃખની વખતે તો મિત્રજ ખરેખરો મદદગાર થાય છે. આપણી ઘણી બાબતો એવી હોય છે કે જે આપણે માતાપિતા આગળ કે બીજા કોઈ સંબંધી આગળ કહી શકતા નથી અને મનમાં ને મનમાં ગૂંચવાયા કરીએ છીએ. એવી વાતો પણ મિત્ર આગળ કરી શકાય છે. મિત્ર તે ગૂંચવણ દૂર કરી આપણને ચિંતામુક્ત કરે છે. ખરેખર, મિત્ર આનંદમાં વૃદ્ધિ કરે છે અને દુઃખમાં ઘટાડો કરે છે. જ્યારે દુર્દૈવે માણસને વેપારધંધામાં ખોટ જાય છે, આગચોરી જેવી આફતથી જ્યારે માણસ બેજાર થાય છે, ત્યારે ખરો મિત્ર તેને પડખે આવીને ઉભો રહે છે. તેને ધનની મદદ આપે છે, તના દુઃખમાં ભાગીદાર થઇ તેને દુઃખ સહન કરવા હિંમત આપે છે. જ્યારે ચારેકોર આપણા દુશ્મનો આપણને પાયમાલ કરવાને તૈયાર થઈ રહ્યા હોય છે, ત્યારે સન્મિત્ર આપણી સાથે ઉભો રહી એ દુશ્મનોની સામો થાય છે. આમ સુખમાં ને દુઃખમાં મિત્ર આપણને ઉપયોગી થાય છે. મિત્રતા વિનાનું અટુલું જીવન ગાળનાર માણસ રણમાં ઉગેલા એકલા તાડ જેવો નિરાધાર અને નિરાશ્રિત છે.

આતો સન્મિત્રની વાત થઈ, પણ કેટલાક સ્વાર્થી મનુષ્યો ધનિક, સુખી અને ઉદાર માણસોની મિત્રતા શોધતા આવે છે. આવા માણસો લીલાવનના સુડા જેવા છે. જ્યાં સુધી તેમનો સ્વાર્થ સધાય ત્યાં સુધી તે મિત્રતા રાખે છે અને પાકથી ભરેલાં ખેતરોમાંથી પાક ઘેર લઈ જતાં એ ઉજ્જડ ખેતરોને જેમ પક્ષીઓ તજી દે છે, તેમ એવા લોભી અને સ્વાર્થી લોકો પોતાના મિત્રોને ગરજ સરે કે તરત તજી દે છે. જેમ સોનાની કિંમત કસોટીના પત્થર પર ઘસવાથી થાય છે. તેમ મિત્રની કસોટી આપત્તિમાં થાય છે. પોતાના મિત્ર પર આફત આવતાં કમર કસીને જે તેને મદદ કરવા ઉભો રહે તેજ ખરો મિત્ર જાણવો.

આપત્તિમાં મદદ કરે એવા મિત્રો કાંઈ સહેજમાં મળતા નથી. ખરી મૈત્રી તો આત્મા સાથે આત્માના સંબંધથી થાય છે. કોઈ માણસની સાથે થોડો વખત સમાગમમાં આવતાંજ તેના પ્રત્યે આપણને પ્રેમ થાય છે અને તેનો આપણા પ્રત્યે પ્રેમ થાય છે. આ જાતનું એકબીજા પ્રત્યેનું દીલ-ખેંચાણ તે આત્માનો આત્મા સાથે સંબંધ. આ સંબંધના બળેજ મૈત્રી દિવસે દિવસે ધાડી થતી જાય છે અને મિત્રોના મૃત્યુ સુધી તે ટકી રહે છે.

પણ આજે આપણને જે મિત્રો મળે છે, તે આવી રીતે મળતા નથી. વેપારધંધા, કામકાજ વગેરેમાં આપણે અનેક માણસોના પરિચયમાં આવીએ છીએ, તેમાંના કેટલાકની સાથે પરસ્પરના સ્વાર્થને લીધે સંબંધ વધે છે. આવા સંબંધને આપણે મિત્રતા કહીએ છીએ. આમાંથી પણ ખરા મિત્ર નીકળી શકે, પણ આખા જીવન સુધી સ્નેહ ટકાવી રાખે તેવા મિત્રો આમ સહેજમાં મળતા નથી.

આ ઉપરથી સમજાશે કે મિત્રતા બાંધતી વખતે માણસે કાળજી રાખવી જોઇએ. ખુશામત કરનારા, મોઢે મીઠું બોલનારા, પાછળ નિંદા કરનારા અને સ્વાર્થી માણસો તો તરત પકડાઈ જાય છે. તેમનો ત્યાગ કરવો જોઇએ; કારણકે નઠારા માણસની સોબતની અસર પણ ભયંકર થાય છે. મનુષ્યે સુજન માણસની સોબત કરવી જોઇએ, સદા તેની સાથે મિત્રતા બાંધવી જોઇએ અને એક વાર મિત્રતા બાંધી તો હરકોઈ ભોગે જીવન પર્યંત તે ટકાવવી જોઈએ.

---

## (૧૯) સોબત તેવી અસર

'સોબત તેવી અસર' એ કહેવતનો અર્થ એવો થાય છે કે માણસ જે માણસની સોબતમાં રહે છે તે માણસની અસર તેનામાં આવે છે. જો આપણા સોબતીઓ દુર્ગુણી હોય છે તો આપણે પણ તેમના જેવા અપ્રામાણિક, જુઠું બોલનારા અને આળસુ થઈ જઈએ છીએ. જો આપણા સોબતીઓ સજ્જન હોય તો આપણામાં સુજનતા આવે છે. આપણે પણ એ સજ્જનોના જેવા પ્રામાણિક, સત્યવાદી અને ઉદ્યોગી થઈએ છીએ.

શું આ કહેવત ખરી છે? અલબત ખરી છે. માણસોની બાબતમાં તો શું કુદરતમાં પણ આ નિયમ લાગુ પડે છે. આસપાસની પરિસ્થિતિ તે પરિસ્થિતિમાં કહેનાર પર અસર કર્યા વગર રહેતી નથી. ટોપલો ભરેલી પાકી કેરીમાં એક કોહ્યલી કેરી રાતની રાત રહેવા દઈએ તો સવારમાં તેમાંથી ઘણી સડી ગએલી માલમ પડશે. પ્રાણીઓ પણ જેવા રંગની જગામાં રહે છે તેવા રંગ બદલે છે. લીલા ઘાસમાં રહેનારો દેડકો લીલો થાય છે. એજ દેડકો માટીમાં રહે તો મટોડી રંગનો થઈ જાય છે. પાણીમાં રહેનારા દેડકાનો રંગ પાણીને મળતો ભુરાશ પડતો થઈ જાય છે. ઝાંખરાંઓમાં ફરનાર વાઘ વગેરેનો રંગ ઝાંખરાંનાં રંગ જેવો હોય છે. આવી રીતે શરીર ઉપર પણ આસપાસની સ્થિતિની અસર થાય છે, તો મન ઉપર અસર થાય તેમાં શી નવાઈ!

સૌ કોઈ પોપટનાં બે બચ્ચાંની વાત જાણે છે. એક વાઘરીએ એક માળામાંથી પોપટનાં બે બચ્ચાં પકડયાં. તેમાંનું એક બચ્ચું તેણે કોઈ સજ્જન માણસને ત્યાં વેચ્યું. સજ્જન માણસના ઘરમાં રહેલું પોપટનું બચ્ચું તે ગૃહસ્થના ઘરમાં બોલાતા માનવાચક મીઠા શબ્દો બોલતાં શીખ્યું. બીજું બચ્ચું કોઈ દુર્જનને ત્યાં રોજ ગાળાગાળી થતી તેનું અનુકરણ કરી તિરસ્કારસૂચક અને કડવા શબ્દો બોલતાં શીખ્યું. એકજ માળામાં અવતરેલાં આ બચ્ચાં ઉપર સોબતની આવી અસર થઈ. જો પક્ષીઓ ઉપર પણ સોબતની આટલી બધી અસર થાય છે, તો સમજણ શક્તિવાળા માણસ ઉપર સોબતની કેટલી બધી અસર થાય, એ સહજ સમજાય એવું છે.

બાળક અવતરે છે ત્યારથીજ દુર્ગુણી કે સદ્‌ગુણી હોતું નથી, પણ મોટું થતાં જેવાં માણસોનો તે સંગ કરે છે, તેવું તે થાય છે. આજે દુનિયા પર જેટલા દારૂડીઆ, જુગારી, જુઠાબોલા, અપ્રામાણિક, ચોર અને આળસુ લોકો છે, તેમાંના ઘણા મૂળથીજ એવા નઠારા ગુણવાળા નહોતા; પણ એમણે નઠારા માણસોની સોબત કરી અને ધીરે ધીરે એમના પર સોબતની એવી અસર થઈ કે એ પણ નઠારા થઈ ગયા. સારી સોબતનું પણ એમજ સમજવું. સુઘડ માણસની સોબતમાં કહેનાર માણસ સુઘડ

થાય છે. તંદુરસ્ત અને કસરતી માણુસની સોબતમાં રહેનાર તંદુરસ્ત થાય છે. ઉદ્યોગી વિદ્યાર્થીઓ સાથે મિત્રાચારી રાખનાર વિદ્યાર્થી ઉદ્યોગી થાય છે, અને માયાળુ મનુષ્યોના સહવાસમાં રહેનાર માણુસ માયાળુ થાય છે.

સારી સોબતથી જીવન સુધરી ગયાના અને નઠારી સોબતથી જીવનની બરબાદી કરનાર મનુષ્યોના અનેક દાખલા ઇતિહાસમાંથી, લોકવાર્તામાંથી ને દુનિયાના રોજ ચાલતા બનાવોમાંથી જડી આવશે.

સારી સોબતથી વાલ્મીકિ નામનો લુંટારો ઋષિપદ પામ્યો. વાલ્મીકિ લૂંટનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવતા. એક વખત એણે કેટલાક ઋષિઓને લૂંટવાનો વિચાર કર્યો. ઋષિઓએ એને બોધ કર્યો. આની એટલી બધી અસર થઈ કે વાલ્મીકિએ પોતાનો ધંધો છોડી દીધો. પરિણામે એ મોટા ઋષિ થયા અને રામાયણ નામનો ઉત્તમ ગ્રંથ લખ્યો.

નાનાં બાળકો ઉપર તો સોબતની અસર એકદમ થાય છે. ખાનદાન, ધનવાળાં અને કેળવાયલાં કેટલાંક કુટુંબનાં છોકરાં કેટલીક વાર નઠારી સોબતને લઈને અનેક દુર્ગુણો શીખે છે. એવાં છોકરાં ઘણુંખરૂં ઘરના નોકરોની સોબતથી બીડી પીવાની, જુઠું બોલવાની, વગેરે ખરાબ ટેવોમાં સપડાય છે.

આ ઉપરથી સાબીત થાય છે કે સોબતની અસર થયા વિના રહેતી નથી; માટે સારા માણુસોની સોબત રાખી આપણું જીવન સુધારવાનો અને નઠારા માણુસની સોબતથી દૂર રહી આપણું જીવન બગડતું અટકાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

---

## (૨૦) વિનય

**'સામળ વિદ્યા વશીકરણની વિનય વિષે વાસો વસે.'**

ઉપર પ્રમાણે કવિ સામળભટ વિનયનાં વખાણ કરે છે. એ વખાણ યોગ્ય છે, કારણકે વિનયી માણુસ પોતાની મીઠી વાણીથી, પોતાની નમ્રતાથી અને પોતાના સાલસપણાથી એના સંબંધમાં આવતાં માણુસોને વશ કરે છે એટલુંજ નહિ પણ વેરીઓનાં મન વશ કરી તેમની પાસે પોતાનું કામ કઢાવી જાય છે.

પણ દુશ્મનોને વશ કરવા બતાવેલો વિનય અથવા જેની આપણને ગરજ હોય એવા માણુસ આગળ દર્શાવેલી નમ્રતા, એ ખરો વિનય કહેવાય

નહિ. જે માણસ માત્ર ધનવાન માણસો પ્રત્યે, આબરૂદાર માણસો પ્રત્યે, વિદ્વાન માણસો પ્રત્યે અને પોતાના અધિકારીઓ પ્રત્યે વિનય દર્શાવે છે અને નાનાં ગણાંતાં માણસોનો તિરસ્કાર કરે છે તે માણસ વિનયી કહેવાય નહિ. એવી જાતનો વિનય એટલે એક જાતની ખુશામત.

ખરો વિનયી માણસ તો બધાં માણસો સાથે વિનયથી વર્તે છે. પછી તે માણસો ગરીબ હોય કે તાલેવંત હોય, મોટાં હોય કે નાનાં હોય, ઉંચી નાતનાં હોય કે નીચી નાતનાં હોય.

ઉત્તમ કેળવણી પામેલો માણસ તો અવશ્ય વિનયી હોવો જોઇએ. અમેરિકાના પ્રેસિડેન્ટ વોશિંગ્ટને હબસી ગુલામ પ્રત્યે દર્શાવેલા વિનયની વાત જાણીતી છે. **विद्या विनयेन शोभते।** વિદ્યા વિનયથી શોભે છે, એમ કહ્યું છે તે સત્ય છે.

કેટલાક માણસોને ઉપર ઉપરથી ખોટો વિનય દેખાડી પોતાનું કામ સાધવાની ટેવ હોય છે. તેવા માણસોથી સાવચેત રહેવું જોઈએ. એવા માણસો તેમના હદ ઉપરાંતના વિનયથી સહેજમાં પકડાઈ જશે તેમજ એમના એવા ખુશામતીઆ સ્વભાવને લઈને લોકોમાં હલકા પડશે.

કેટલાક માણસો અંદરખાનેથી દયાળુ સ્વભાવના હોય છે; છતાં જેમના સંબંધમાં આવે તેમની સાથે તોછડાઇથી વર્તવાની તેમને ટેવ પડી ગઈ હોય છે. આને લીધે એવા માણસો પોતાના સંબંધીઓને, અધિકારીઓને અથવા પોતાના તાબા નીચેના માણસોને અકારા થઈ પડે છે. આમ પણ ન થવું જોઈએ.

કેટલાક માણસો દલીલ કરે છે કે સભ્યતા અથવા વિનય જેને માટે આપણને માનની લાગણી હોય તેની આગળજ દર્શાવી શકાય. હવે ધારો કે એક માણસનાં કૃત્યો નઠારાં છે. એને માટે આપણને જરાએ માન નથી એવા માણસ પ્રત્યે માન કે પ્રેમની ખોટી લાગણી વિનય દર્શાવી પ્રદર્શિત કરવી, એ એક જાતનું અસત્ય છે. આ દલીલ ખોટી છે; કારણકે નઠારા માણસ સાથે તિરસ્કારથી વર્તવાને બદલે વિનયથી વર્તવાથી આપણે આપણી કોમળ લાગણી દર્શાવીએ છીએ. એમ છતાં જે માણસ નઠારા માણસ પ્રત્યે વિનય દર્શાવવામાં સત્યને ભંગ થતો જુએ તે માણસને માટે

સૌથી સારો રસ્તો એ છે, કે તેણે એવા માણસોના સમાગમમાં ન આવવું; પણ સમાગમમાં આવી તેના પ્રત્યે અસભ્ય વર્તન ચલાવવું, એ તો ખરેખર એક પ્રકારની નિર્દયતા છે.

જુદા જુદા દેશોમાં વિનય દર્શાવવાની જુદી જુદી રીતો હોય છે. દાખલા તરીકે, આપણે નમસ્કાર કે સલામ કરીએ છીએ. ચીના લોકો હાથ જોડી સામસામા ઉભા રહી નમે છે, બ્રાહ્મી લોકો સામસામા ઉભા રહી એક બીજાનાં માથાં અડકાડે છે, મૂર લોકો એક બીજાનો ખભો સુંઘે છે, લાપ્લાંડના લોકો એક બીજાનાં નાક ઘસે છે અને ફિલિપાઇનના લોક સામસામા એક પગ પર ઉભા રહી કાને હાથ દઈ નીચા નમે છે.

---

## (૨૧) સહકારી મંડળી અને તેથી થતા ફાયદા

સહકારી મંડળી એટલે અરસપરસ મદદ કરનારી મંડળી. આજે ઘણાં ગામોમાં આવી મંડળીઓ સ્થપાઈ છે. આવી મંડળીઓ જુદા જુદા હેતુથી સ્થાપવામાં આવે છે. ખેડુતોને અને ખેડુત ન હોય તેવાને બની શકે તેટલા ઓછા વ્યાજના દરે નાણાં ધીરવા કે ખેડુતોને સારાં બી સોંઘી કિંમતે અપાવી તેમણે પકવેલો માલ વધારેમાં વધારે ભાવે વેચી આપવા આવી મંડળીઓ સ્થપાય છે.

શિક્ષકો, કારીગરો ને બીજા ધંધાર્થીઓ પણ આવી મંડળીઓ સ્થાપી અરસપરસ મદદ લઈ શકે છે. નિશાળમાં ચાલતી પુસ્તકો અને ભણવાનાં સાહિત્યો પુરાં પાડતી વિદ્યાર્થીઓની સહકારી મંડળીની વ્યવસ્થા સંબંધી તો નિશાળમાં ભણતા બધા વિદ્યાર્થીઓને જ્ઞાન હોય છે.

ખાસ કરીને ખેડુતને નાણાં વ્યાજે ધીરનાર સહકારી મંડળીની વાત આપણે કરીએ. પ્રથમ તો વ્યાજે ધીરવાને મંડળી પાસે નાણાં હોવાં જોઇએ. આ નાણાં જુદી જુદી રીતે ભેગાં કરવામાં આવે છે. નાના નાના શેર કાઢીને, (જે શેર દરેક સભાસદને ખરીદ કરવો પડે છે) થાપણો વ્યાજે લઈને, કરજે નાણાં કાઢીને, બક્ષિસો લઈને તથા સભાસદો પાસે મંડળીમાં દાખલ થવા માટે ફી લઈને મંડળી ભંડોળ ભેગું કરે છે.

આવી મંડળીમાં નાણાં ધીરવાં તદ્દન સહીસલામત છે, કેમકે આવી મંડળીઓ સરકારમાં રજીસ્ટર કરાવવી પડે છે, સરકારી રજીસ્ટ્રારનો તેના

પર અંકુશ હોય છે, અને સરકારે ઘડી આપેલા નિયમો પ્રમાણે એ મંડળીનો વહીવટ થાય છે.

આવી મંડળીઓ લોકોની પોતાની નાની બેંક જેવી છે. એનાં બધાં કામ સભાસદોની મરજીથી થાય છે. મંડળીના સભાસદોની એક વ્યવસ્થાપક કમિટિ નિમાય છે. કમિટિના સભ્યોમાંથી એક પ્રમુખ ચુંટાય છે, અને એ કમિટિ મંડળીનાં જુદાં જુદાં અનેક કામ કરે છેઃ નવા સભાસદોને દાખલ કરે છે. થાપણો વ્યાજે લે છે. શેરોના હપ્તા વસુલ કરે છે. કોઈને વ્યાજે નાણાં જોઈતાં હોય તો તેની અરજી પર વિચાર કરે છે. તેની પાસે મિલ્કત હોય તો મિલ્કત ગીરો રાખીને, પણ મિલ્કત ન હોય તો બે સારા જામીન લઈને કરજે નાણાં માગનારને કેટલો વખત સુધી, કેટલા વ્યાજે, કેટલી રકમ વ્યાજે ધીરવી તે નક્કી કરે છે. વળી, આ કમિટિ મંડળીના સેક્રેટરીએ લખેલા હિસાબ તપાસે છે અને બીજા જરૂરી ખર્ચ મંજુર કરે છે.

સહકારી મંડળીનો સેક્રેટરી બધી સભા વખતે હાજર રહે છે, જે કામકાજ થાય તેની નોંધ રાખે છે અને વ્યવસ્થાપક કમિટિની સૂચના મુજબ બધો હિસાબ તૈયાર રાખે છે.

આવી સહકારી મંડળીના સભાસદને બી કે ખાતર ખરીદવાને, બળદ ગાડાં કે ખેતીનાં ઓજાર ખરીદવાને, કોઈ સારાનરસા પ્રસંગે ખર્ચ કરવા કે જુનાં કરજ આપવા નાણાંની જરૂર પડે તો તે સહકારી મંડળી પાસે વ્યાજે નાણાં લઈ શકે છે.

આવી મંડળીમાં જોડાવું એ ખરેખર ઘણુંજ લાભદાયક છે. અસલના વખતમાં જ્યારે આવી મંડળીઓ નહોતી ત્યારે ખેડુતો વાણીઆને ત્યાંથી સારેમાઠે પ્રસંગે પૈસા વ્યાજે લેતા. આવે વખતે વાણીઆ વેપારીઓ પોતાની મરજી પ્રમાણે વ્યાજ લઈ સુખડીના, કોથળી છોડામણીના ને પાઘડીના રૂપીઆ લેતા. આમ ગરીબ ખેડુતને નામે કેટલીક વખત કરજના ૧૦૦) રૂપીઆ લખાતા, જ્યારે ખેડુતની પાસે તો રોકડા રૂપીઆ પંચોતેર આવતા. વળી, વેપારીઓ ખેડુત પાસે જો મિલ્કત હોય તો તેને જરૂર હોય તે કરતાં વધારે રૂપીઆ વ્યાજે ધીરતા ને વ્યાજનાં વ્યાજ ચઢાવી અભણ ખેડુતોની બધી મિલ્કત એ ગ્રામ્ય લ્હેણદારો પચાવી પાડતા. આમ પાંચ

વરસ ગામડે જઈ વ્યાજવટુ કરનાર વેપારીઓ માલમતાવાળા થઈ જતા, જ્યારે ખેડુત દિનપરદિન વધારે દેવાદાર થતો જઈ આખરે ભિખારી જેવો થઈ જતો.

આજે જે ખેડુતો આવી મંડળીમાં જોડાય તેને કરજે લીધેલાં નાણાંનું વાણીઆને આપવું પડે તેટલું વ્યાજ આપવું પડતું નથી. વળી, મંડળીનો હેતુ મંડળીના સભાસદને મદદ કરવાનો છે, માટે મંડળી વ્યાજબી રકમજ વ્યાજે ધીરે છે. વળી, જે કામ માટે તે રકમ જોઈતી હોય તે કામ પ્રમાણે તે કરજ આપી દેવાની મંડળી મુદત ઠેરવે છે, તેમજ કરજ આપવાના હપ્તા ઠેરવી આપે છે. આથી ખેડુતને જોઈતીજ રકમ મળે છે અને તેથી તે જલદી એ રકમ પાછી વાળી શકે છે.

આવી મંડળીઓ નહોતી ત્યારે ધનવાન ખેડુતો પોતાનાં નાણાં દાગીના બનાવી રોકતા અથવા રૂપીઆ જમીનમાં દાટી મૂકતા. કદાચ વેપારીની પેઢીમાં તે નાણાં જમા કરાવતા. વેપારી વ્યાજ બહુજ થોડું આપતો અને એમ નાણાં ધીરવામાં પણ જોખમ રહેલું હતું. વેપારી દેવાળું કાઢે તો ખેડુતનાં બધાં નાણાં જાય.

આવી મંડળીમાં નાણાં વ્યાજે મૂકવાં એ સહીસલામતી ભરેલું છે; કારણકે આવી મંડળીનું બંધારણ ઉત્તમ પ્રકારનું હોય છે. વ્યસનીને કે ખરાબ ચારિત્ર્યવાળાને સભાસદ બનાવવામાં આવતો નથી. આથી લાયક માણસોનેજ આ મંડળીનો લાભ મળે છે અને તેથી નાણાંનો હમેશાં સદુપયોગ થાય છે. દરેક બાબત માટે નિયમો ઘડાયલા હોય છે, અને તે નિયમો પ્રમાણેજ બધાં કામકાજ થાય છે. શેરો લીધા હોય તેમને નિયમિત વ્યાજ મળે છે. વળી, મંડળીને ધીરેલા રૂપીઆ માટે બધા સભાસદો જવાબદાર ગણાય છે. જિલ્લાબેંકો પાસેથી આવી મંડળીઓ થાપણ વ્યાજે લે છે. જિલ્લાબેંક એ થાપણ શા માટે જોઈએ છે તે બરાબર જાણીને આવી મંડળીને રૂપીઆ વ્યાજે આપે છે. આવી જિલ્લાબેંકો પણ સહકારી મંડળીના હિસાબ તપાસે છે.

સહકારી મંડળી ઉપર સરકારી અંકુશ હોય છે. સરકારી હિસાબ તપાસનારા એવી મંડળીઓના વાર્ષિક હિસાબ તપાસે છે, એટલે આવી મંડળીના હિસાબી કામમાં ગફલત થઈ શકતી નથી.

નાણું વ્યાજે લેનારને પણ એક પાસબુક આપવામાં આવે છે. તેમાં તેને અપાયલાં નાણાંની નોંધ કરવામાં આવે છે ને તેણે આપેલાં નાણાં તેમાં જમા કરી આપવામાં આવે છે.

વળી, ગમે તે સભાસદ મંડળીનો હિસાબ તપાસી શકે છે, તેમજ જે કામ માટે કરજે નાણાં કાઢેલાં હોય તેજ કામ માટે નાણાં કરજે કાઢનારો આદમી તે ખરચે છે કે કેમ તેની સભાસદો તપાસ રાખે છે. ધારો કે લગ્ન માટે કોઈ આદમી ૨૦૦) રૂપીઆ કરજે લઈ ગયો ને લગ્નમાં તેણે માત્ર ૧૦૦) રૂપીઆજ ખરચ્યા તો સભાસદો પેલા માણસ પાસે વધારાના ૧૦૦) રૂપીઆ પાછા લઈ લે છે. આમ સહકારી મંડળી પાસેથી કરજે લીધેલાં નાણાંનો દુરૂપયોગ થઈ શકતો નથી.

યુરોપમાં આવી ઘણી સહકારી મંડળીઓ ચાલે છે. આવી મંડળીઓમાં જોડાઈ ઘણા વ્યસની અને ઉડાઉ માણસો સુધરી ગયાના ત્યાં અનેક દાખલા બન્યા છે.

ટૂંકમાં આવી મંડળીમાં જોડાનાર અભણ ખેડુતને પણ જરાએ છેતરાવાનો ભય નથી. ખરૂં જોતાં, આવી સહકારી મંડળીઓ ખેડુત લોકોને આશીર્વાદરૂપ છે.

---

## (૨૨) વર્તમાનપત્ર

છાપવાની કળા શોધાયા પછી વર્તમાનપત્રનો પ્રચાર વધ્યો છે. હિંદુસ્તાનના નાના કસ્બાઓમાંથી પણ એકએક વર્તમાનપત્ર નીકળતું હોય છે. વર્તમાનપત્રનું મુખ્ય કામ તો દેશ પરદેશની ખબરો આપવાનું છે. છાપાંદ્વારા આખી દુનિયા પર શું બનાવો બને છે તે આપણે જાણી શકીએ છીએ. ઇંગ્લાંડ, ફ્રાંસ કે અમેરિકાની પાર્લામેન્ટમાં પ્રધાનો અને પ્રતિનિધિઓ શા વિચાર દર્શાવે છે તે આપણે ઘેર બેઠાં વાંચી શકીએ છીએ. કયે ઠેકાણે ધરતીકંપ થયા, ક્યાં કેવી કેવી રમતો રમાઈ, કઈ કઈ જાતની હાલ શોધો ચાલે છે, વગેરે આખી દુનિયાની હકીકત આપણે વર્તમાનપત્રદ્વારા જાણી શકીએ છીએ.

વળી, વર્તમાનપત્ર એક કેળવણીનું સાધન થઈ પડે છે. સારાં વર્તમાનપત્રના અધિપતિઓ વિદ્વાન માણસો હોય છે, તેથી તેઓ પોતાના ડહાપણભરેલા લેખોથી લોકોને સુધારી શકે છે. રાજકીય બાબતોમાં સરકારની રાજનીતિ જો સારી હોય તો વખાણી શકે છે, નઠારી હોય તો વખોડી લોકમત કેળવીને સુધારવા પ્રયત્ન કરે છે. બીજા વિદ્વાનો પણ દેશની સામાજિક, ઔદ્યોગિક ધાર્મિક, નૈતિક અને સાહિત્ય સંબંધીની ખોડ દર્શાવી તેમાં શા શા સુધારા કરવા તે દર્શાવી શકે છે. નાનાં બાળકો નિશાળમાં શિક્ષણ મેળવે છે, તેમ મોટા માણસોને શિક્ષણ મેળવવાનું ખરૂં સાધન આજે વર્તમાનપત્ર છે.

પણ આવો ફાયદો ક્યારે થાય? જો વર્તમાનપત્રના અધિપતિઓ ખરેખરા કેળવાયલા, પ્રામાણિક અને વિદ્વાન હોય તો; કારણકે વર્તમાનપત્રોદ્વારા ખોટી ખબરો ફેલાવી શકાય છે. કોઈ સારો કાયદો ફાયદાકારક નથી એવી દલીલો કરી લોકોને ખોટું સમજાવી શકાય છે. પોતાના પક્ષને મજબુતી મળે માટે પોતાની વડાઈ અને પરપક્ષની નિંદા કરાય છે. ટુંકામાં વર્તમાનપત્રો જો બરાબર ન ચલાવવામાં આવે તો રાજા અને પ્રજા વચ્ચે ને દેશના આગેવાનો વચ્ચે દ્વેષ ઉત્પન્ન થવા સંભવ છે; અને ઘણુંખરૂં આજ આપણાં દેશનાં કેટલાંક છાપાંઓ પ્રજાને કેળવવાનેજ ખાસ ચલાવવામાં આવતાં નથી. એમાં આવતી દવાની જાહેરખબરો ને હિંદુમુસલમાન વચ્ચે કડવાશ ઉત્પન્ન કરે એવા લેખો, આ વાત બતાવી આપે છે. આમાં સુધારો થવાની જરૂર છે; કારણકે આ જમાનામાં મોટી વયના માણસોને કેળવવાનું ખરૂં સાધન વર્તમાનપત્ર છે. વળી, એક માણસને હજાર મોઢાં હોય અને તે હજાર જણને પોતાની વાત દર્શાવી શકે તેમ આ વર્તમાનપત્રોની હજારો નકલો હજારો માણસોના વિચાર સુધારી શકે છે; માટે વર્તમાનપત્રો વિદ્વાન માણસોએ ચલાવવાં જોઇએ. તેમાં લોકોને નુકસાન કરે તેવી જાહેરખબરો ન લેવી જોઇએ. પ્રજા પ્રજા વચ્ચે સંબંધ ધાડો થાય એવા વિચારો દર્શાવવા જોઇએ. પ્રજા રાજકીય બાબતોમાં બરાબર સમજે અને યોગ્ય માણસોનેજ રાજકીય ક્ષેત્રમાં પોતાના પ્રતિનિધિ તરીકે મોકલે એવાં લખાણો તેમાં છપાવાં જોઇએ.

હવે, આ વર્તમાનપત્રો ક્યારથી છપાવા માંડ્યાં તેનો ટૂંક ઇતિહાસ જોઇએ. પશ્ચિમના દેશોમાં મૂળ તો વર્તમાનપત્રો જેવા ઢંઢેરા બહાર પડતા.

આ વર્તમાનપત્રો જીતેલો રાજા જીતાયલી પ્રજાને સંતોષવા ખાતર કાઢતો. તેમાં રાજા કેવી સારી રીતે રાજ ચલાવશે તે લખવામાં આવતું. વળી, તે રાજાના જુલમ વગેરે વિષે ચાલતી અફવાઓ ખોટી છે એમ પણ લખાતું. આમ શરૂઆતમાં વર્તમાનપત્રો તો રાજા અને પ્રજા વચ્ચે સલાહસંપ વધે એ હેતુથી કાઢવામાં આવતાં. આવું પહેલું વર્તમાનપત્ર ઇટાલિના વેનિસ નગરમાં નીકળ્યું. એની ઉપયોગિતા જોઈ સમગ્ર યુરોપમાં એવાં વર્તમાનપત્ર કાઢવાનો રિવાજ દાખલ થયો. સ્પેનનું નૌકાસૈન્ય જ્યારે ઈંગ્લાંડ પર ચઢી આવ્યું ત્યારે લોકોને સ્વદેશભક્તિથી પ્રેરાઈ એ નૌકાસૈન્ય સામે લડવા તૈયાર થવાને ઈંગ્લાંડની રાણી ઇલિઝાબેથે પહેલ વહેલો એક છાપેલો ઢંઢેરો બહાર પાડયો. હિંદુસ્તાનમાં પણ આવા હેતુથી એટલે રાજકીય હેતુથી ઇ. સ. ૧૭૪૪માં પહેલ વહેલું એક છાપું નીકળ્યું. એ છાપાનું નામ ગવર્મેન્ટ ગેઝીટ હતું. આજે વર્તમાનપત્ર સરકારનું વાજિંત્ર મટી પ્રજાનું વાજિંત્ર બન્યું છે, તોપણ છાપાંઓનું મુખ્ય કામ તો રાજકીય બાબતોની ચર્ચા કરવાનું રહ્યું છે.

---

## (૨૩) સ્વચ્છતા

આપણા દેશના લોકોએ સ્વચ્છતા જાળવવા માટે જેટલો વિચાર કર્યો છે તેટલો વિચાર ભાગ્યેજ કોઈ પ્રજાએ કર્યો હશે; કારણકે આપણા ઘણા રિવાજો અને રહેણી એવી રીતે ઘડાયલી છે કે જેથી સ્વાભાવિક રીતેજ સ્વચ્છતા જળવાય. ઉંચાં હિંદુ કુટુંબોમાં નાહીને જમવાનો રિવાજ અથવા જમતી વેળા રેશમી વસ્ત્ર પહેરવાનો રિવાજ, પાણી પીધેલું પવાલું ગોળીમાં ન બોળવાનો રિવાજ અથવા તો જમતાં પહેલાં હાથપગ ધોવાનો રિવાજ તેમજ હલકી જાતના લોકોને અથવા હલકી જાતનાં પ્રાણીને અડકતાં નાહી લેવાનો રિવાજ છે. વળી, નદી વગેરે જળાશયોમાં નહાવાનો રિવાજ તથા મળોત્સર્ગ કરી નહાવાનો રિવાજ છે. આ બધા રિવાજોને ધાર્મિક સ્વરૂપ આપેલું છે; એટલે કે આવી સ્વચ્છતા જાળવવાથી ધર્મ કે પુણ્ય થાય છે એમ લોકો માને છે; પણ એથી ખરો ફાયદો તો શરીરનું આરોગ્ય વધે એ છે. સ્વચ્છ રહેવાથી પવિત્ર થવાય છે એવું હિંદુઓનું માનવું છે અને તે ખોટું નથી.

સ્વચ્છ રહેનાર માણુસ નીરોગી રહે છે. અસ્વચ્છ રહેનાર માણુસને ચામડીના રોગ તેમજ બીજા અનેક રોગ ઝટ લાગુ પડે છે. નાહીધોઈ શરીર સ્વચ્છ રાખવાથી ચામડી પરનો મેલ દૂર થાય છે, ચામડીનાં છિદ્રો ખુલ્લાં થાય છે, અને તેથી શરીરમાંથી પરસેવાદ્વારા કચરો જલદી નીકળે છે અને આરોગ્યને ફાયદો થાય છે. દાંતની સ્વચ્છતા પણ તંદુરસ્તીનો વધારો કરે છે. દાંત અસ્વચ્છ રહેતાં તેમાં થતા ગંદવાડથી દાંતનાં પીઢીઆં નબળાં પડે છે. તેમાં પાક થાય છે. એ ગંદવાડ ખોરાક સાથે પેટમાં જતાં પાચનક્રિયામાં દખ્ખલ કરે છે. એથી ખોરાક પચતો નથી અને તેને પરિણામે અનેક જાતના રોગ થાય છે.

તાવ, કોલેરા, ગાંઠીઓ તાવ, વગેરે ભયંકર દરદોનો ફેલાવો પણ અસ્વચ્છ રહેવાથી થાય છે. કુવાનાં પાણી અસ્વચ્છ થતાં તેમાં કોલેરાના જંતુ ઉત્પન્ન થાય છે. ઘરમાં જાજરૂપાણીના નિકાલ તથા ગૃહવ્યવસ્થાની અસ્વચ્છતાને લઇને અનેક ઝેરી જંતુઓ પેદા થાય છે, અને ઘરમાં રહેનારાં બધાં મનુષ્યોને શારીરિક પીડા વત્તાઓછી ભોગવવી પડે છે. આ પ્રમાણે અસ્વચ્છ રહેવાથી આરોગ્ય બગડે છે. મંદવાડનું મૂળ ગંદવાડ છે, એમ કહ્યું છે તે ખોટું નથી. વળી, એથી ઉલટું સ્વચ્છતાને દિવ્યતાની સખી અથવા પવિત્રતાને પ્રભુતાની બેનપણી કહી છે, તે પણ સત્ય છે.

યુરોપના લોકો સ્વચ્છતાથી ફાયદાઓ થાય છે તે સમજે છે અને તેથી સ્વચ્છતા પાળે છે. આપણા લોકોના સ્વચ્છતા વિષેના વિચાર સંકુચિત છે. એંઠાજુઠામાં ને નહાવાધોવામાંજ આપણી સ્વચ્છતા સમાઇ જાય છે. ગંદા સરિઆમ રસ્તાઓ ઉપર જાજરૂ નજીક આપણી ઉંચી કોમોના લોકો જ્ઞાતિભોજન માટે બેસે છે. બે લોટા પાણીવડે મુસળસ્નાન કરી પવિત્ર થવાતું હોય એમ ઘણા માને છે. આપણી ઓરડીઓ, આપણું ઘર, આપણી ઢોર બાંધવાની કોઢ, ને આપણી ગલીઓને જો આપણે તપાસીએ તો માલમ પડશે કે એ બધાં ઘણાં ગંદાં છે. આવી ગંદકી દૂર કરવાનો પ્રયત્ન દરેક સમજુ માણસે કરવો જોઈએ.

સ્વચ્છતાથી તંદુરસ્તી વધે છે એટલુંજ નહિ પણ સુંદરતા પણ વધે છે. ગંદા વાળવાળો, મેલાં કપડાંવાળો ને લાંબા મોટા નખવાળો મનુષ્ય ગં

તેટલો રૂપાળો હશે તોપણ તેને કોઈ માન આપશે નહિ અને બધાને તેની સૂગ થશે; પણ સ્વચ્છતા જાળવનાર સુઘડ મનુષ્યને જોતાંવેંતજ આપણને તેના પ્રત્યે સદ્‌ભાવ ઉત્પન્ન થાય છે. એડિસને કહ્યું છે તે સત્ય છે કે સુંદરતા પ્રેમ પ્રગટાવે છે પણ સ્વચ્છતાને લીધે તે પ્રેમ ટકી રહે છે.

---

## (૨૪) દુકાળ

હિંદુસ્તાન એ ખેતીવાડીનો મુલક છે. હિંદુસ્તાનના ⅘ ભાગના લોકો ખેતી ઉપરજ ગુજરાન ચલાવે છે. આથી ખેતી ન પાકે અને દુકાળ પડે ત્યારે આપણા દેશ પર મોટું સંકટ આવી પડે છે. દુકાળ પડવો એ હિંદુસ્તાનમાં સાધારણ બાબત છે. આપણાં પુરાણોમાં દુકાળ પડ્યાની અને તેથી પ્રજાને વેઠવાં પડેલાં વીતકોની અનેક વાતો છે. દુકાળના દિવસોમાં કાંઈ પણ ખોરાક ન મળવાથી, જંગલમાં પશુઓ પણ ન જડવાથી એક રાજાએ વસિષ્ઠની ગાય મારી નાખી તેનું માંસ ખાઈ ક્ષુધા શાંત કર્યાની વાત જાણીતી છે. વિશ્વામિત્રે પણ એક વખત બાર વર્ષના તપમાંથી ઉઠ્યા ત્યારે કંદમૂળ–જળ કાંઈ પણ ન મળવાથી એક ચાંડાળના ઘરમાં પેસી કુતરાનું રાંધેલું માંસ ચોરવાની ઇચ્છા કરી હતી.

અસલના વખતમાં હાલના જેવી દુકાળ નિવારણની યોજના નહોતી એટલે તે વખતે દુકાળનું દુઃખ અસહ્ય થઈ પડતું; છતાંએ તે નિવારણ કરવાને રાજાપ્રજા બંને ઉપાયો યોજતાં. ત્રણ વર્ષ ચાલે તેટલાં અનાજ અને ઘાસની સગવડ દરેક ખેડુત રાખતો, સારા રાજાઓ પણ પોતાના મોટા કોઠારો હમેશાં ભરેલા રાખતા અને દુકાળ જેવા પ્રસંગે તે કોઠારનાં મોં ઉઘાડી લોકોનું ભૂખમરાનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરતા. દક્ષિણ હિંદુસ્તાનના રાજાઓએ તો નદીઓમાંથી દુકાળ ન પડે તેટલા માટે નહેરો પણ ખોદાવેલી હતી.

છપ્પનીઆ અને અગણોતરા દુકાળોમાં લોકો પર પડેલાં દુઃખની વાત આપણે આપણા વડીલોને મુખે સાંભળીએ છીએ ત્યારે એ દુઃખ સાંભળીને પણ આપણી આંખમાંથી આંસુ ટપકી ઉઠે છે. દુકાળના વખતમાં ગરીબ ખેડુતો અને ખેતીની મજુરી કરી રોજનો રોટલો રોજ મેળવનાર

લોકોને ભૂખે મરવું પડે છે, ભૂખના દુઃખે માબાપ ભાઈબેન વગેરેના સંબંધો તુટી જાય છે. ધાવતાં બાળકોને ભૂખે રિબાતી મા તજી દે છે, અને ભૂખમરાને લીધે રોગ, ચોરી, વગેરે પણ વધી પડે છે. ઢોરોને પણ ઓછું દુઃખ પડતું નથી. નવાણોમાં પાણી સુકાઈ જવાને લીધે કેટલીક વખતે તેમને તરસે પ્રાણ તજવા પડે છે. આમ દુકાળ પડવાથી આખો દેશ ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ઉઠે છે.

આપણા લોકો દુકાળ પડે ત્યારે ઈશ્વિરી કોપ થયો છે એમ સમજતા. જ્યારે રાજા લોભી અને દુરાચરણી થાય, પ્રજા અનીતિમાન અને રાજભક્તિ વિનાની થાય ત્યારે દુકાળ પડે, એવી આપણા લોકોની જુની માન્યતા છે; પણ આજે તો આપણે દુકાળ પડવાનાં કારણો જાણીએ છીએ. દુકાળ ઘણી રીતે પડે છે. વરસાદ ન પડવાથી, અનાજ ન પાકવાથી, ઘણોજ વરસાદ વરસી ખેડુતોનાં વાવેલાં બીજ ધોવાઈ જવાથી, પાકેલા પાકનો ઉંદરો અથવા તીડનાં ટોળાંથી નાશ થવાથી દુકાળ પડે છે.

હમણાં હિંદુસ્તાનના કોઈક કોઈક ભાગમાં દુકાળ પડે છે, ત્યારે તેનું નિવારણ કરવાના ઉપાયો સરકાર તરફથી તેમજ લોકો તરફથી લેવાય છે. સરકાર ખેડુતોને ટકાવી આપે છે. નવાં તળાવકુવા જેવાં લોકોપયોગી ખોદકામો કાઢી, ભૂખે મરતા કામ વગરના લોકોને મજુર તરીકે રોકી, તેમને ભૂખે મરતા બચાવે છે. મોટા પૈસાદાર લોકો તેમજ દયાળુ મનુષ્યો મોટાં ફંડ કરી પૈસા ભેગા કરી દુકાળવાળા ભાગ પર મોકલી આપે છે, અને ભૂખે મરતા લોકોને અન્ન અને વસ્ત્ર આપવાની સગવડ થાય છે. નહેરોને લીધે વરસાદ ઘણો ઓછો વરસતો હોય એવા પ્રદેશમાંથી પણ દુકાળનો ભય જતો રહ્યો છે. રેલવેથી પણ દુકાળનું કારમું દુઃખ કમી થઈ ગયું છે. ગુજરાતમાં દુકાળ પડે તો બ્રહ્મદેશથી ચોખા, પંજાબથી ઘઉં, સંયુક્ત પ્રાંતથી તેલી બીઆં ને બીજાં અનાજો એકદમ આવી પડે છે; આથી દુકાળની અનહદ મોંઘવારી ઘણી ઓછી થઈ ગઈ છે.

---

## (૨૫) ટેવ

દરેક માણસને અમુક જાતની ટેવ પડેલી હોય છે. કેટલાકને લખતી વખતે વિચિત્ર મોઢું કરવાની ટેવ હોય છે, તો કેટલાક બોલતાં બોલતાં

હસવા જોગ મુખાકૃતિ કરે છે, તો કેટલાક 'જે છે તે', 'સાંભળ્યું કે'ની', 'સમજ્યા કે'ની જેવા શબ્દો વાતચીતમાં અનેક વાર વાપરે છે. આ ટેવનું પરિણામ છે. વેલિંગ્ટન વિષે કહેવાય છે કે તે પાસું ફરાય એવી પથારી પર ઉંઘી શકતો નહિ, કારણકે લડાઈના મેદાનોમાં જીવનનો ઘણો સમય ગાળવાથી એ વીર સેનાધિપતિને સાંકડી પથારી પરજ સૂઈ રહેવાની ટેવ પડી ગઈ હતી.

નાની નાની બાબતો વારંવાર કરવાથી ટેવ બંધાય છે. એવી અનેક ટેવો પડયાથી માણસનો અમુક જાતનો સ્વભાવ ઘડાય છે. આથીજ એક અંગ્રેજ લેખકે ટેવને મનુષ્યનો બીજો સ્વભાવ કહી છે. હસમુખો ચહેરો રાખવાનો કે ઘડી ઘડીમાં ચીડવાઈ જવાનો સ્વભાવ, વહેલા ઊઠવાનો કે દિવસ ચઢે ત્યાંસુધી સૂઈ રહેવાનો સ્વભાવ, અખંડ ઉદ્યોગ કરવાનો કે મધપુડાની નરમાખની માફક આળસુ થઈ પડી રહેવાનો સ્વભાવ, માણસની ટેવને લીધેજ બંધાયો હોય છે.

આ ઉપરથી સમજાશે કે ટેવો બે જાતની છે. સારી ટેવો અને નઠારી ટેવો. એવી બંને જાતની ટેવો આપણે જાણ્યેઅજાણ્યે પાડીએ છીએ અને આપણે ન જાણીએ તેમ આપણો અમુક જાતનો સ્વભાવ ઘડાય છે. સારી તેમજ નઠારી ટેવો શરૂઆતમાં બહુ ફાયદાકારક કે ગેરફાયદાકારક માલમ પડતી નથી; પણ જ્યારે તેઓ મનુષ્યના સ્વભાવના રૂપમાં સ્થિર થાય છે ત્યારે તેનું જોર દાખવે છે. ઉદ્યોગ, સચ્ચાઈ, નિયમિતજીવન, વ્યવસ્થાપૂર્વક કામ કરવાની ટેવ, આશાવાદી રહેવાની ટેવ તથા આનંદી અને હસમુખા રહેવાની ટેવ પાડતાં શરૂઆતમાં મન ઉપર કાબુ રાખવાની જરૂર પડે છે. સારી ટેવો પાડવામાં મનની મજબુતાઈ જોઇએ, નબળા મનના ને બીજાને વિચારે દોરવાઈ જનાર મનુષ્યો નઠારી ટેવમાં ઝટ સપડાઈ જાય છે. નઠારી ટેવ શરૂઆતમાં બહુ હાનિકારક જણાતી નથી, પણ આખરે તે ભયંકર પરિણામ લાવે છે. એક વ્યસની માણસનું જીવન તપાસીએ. શરૂઆતમાં તો તે ભાઇબંધોના આગ્રહથી કે એવા કોઈ નજીવા કારણથી જરા શોખને ખાતર અફીણ ખાય છે કે દારૂ પીએ છે. એમાંથી કાળક્રમે ટેવ બંધાય છે. એ ટેવનું ભયંકર પરિણામ આવે છે: એ ગરીબ

થઈ જાય છે. એનાં બૈરાંછોકરાં દુઃખી થાય છે, અને રોગથી જાતે પીડાય છે તે તો વધારામાં.

ટેવનું બળ અતોલ છે. એકવાર ટેવ પડી કે તે દૂર કરવી મુશ્કેલ છે. મુશ્કેલ છે એટલુંજ પણ અશક્ય નથી. પુરુષપ્રયત્નથી મનપર કાબુ રાખવાથી ભલભલી ખરાબ ટેવો ઘણાં મનુષ્યો છોડી શક્યાં છે. સારી ટેવો પાડવામાં અને નઠારી ટેવો દૂર કરવામાં જે માણસનું મન વશ હોય તેજ માણસ સફળ થાય છે.

ટેવ એકવાર બંધાઈ એટલે પછી માણસ યંત્ર માફક તે ટેવ અનુસાર વર્ત્યા કરે છે. તેને કશા પ્રયત્નની જરૂર પડતી નથી. આળસુ માણસને ઉદ્યોગી માણસનું જીવન કેવું ભારરૂપ હશે એમ લાગે, પણ ઉદ્યોગી માણસને તો ઉદ્યોગમાં મચ્યા રહેતાં ઘણો આનંદ લાગે છે; ટેવના બળને લઈને તે સ્વાભાવિક રીતે મહેનત કર્યા કરે છે. ઉદ્યોગ કરવાની ટેવ પડયાને લઈને તેને મહેનત કરવામાં કંટાળો આવતો નથી, ઉલટી મઝા પડે છે. ઉદ્યોગની ટેવવાળાને નવરૂં રહેવું પડે તો એને આરામ ન લાગે ઉલટો કંટાળો આવે. આમ વહેલા ઊઠવાની ટેવવાળાને વહેલાં ઊઠતાં, મિતાહારની ટેવવાળાને મિતાહાર કરતાં, વ્યવસ્થાપૂર્વક કામ કરવાની ટેવવાળાને વ્યવસ્થાપૂર્વક કામ કરતાં જરાએ મુશ્કેલી પડતી નથી.

---

## (૨૬) આશા

આશા એટલે ભવિષ્યમાં પોતાની ઇચ્છા પુરી પડશે એવી ભાવના. આવી આશા કોણ રાખતું નથી? મરણ પથારી પર પડેલો દરદી પણ સારા થવાની આશા રાખે છે. દેવામાં ડુબી ગયેલો મનુષ્ય દેવું વાળી દઈ પાંચ પૈસા ભેગા કરવાની આશાથી પોતાનું દુઃખ ભૂલી જાય છે, પરીક્ષામાં અનેકવાર નિષ્ફળ થએલો વિદ્યાર્થી પાસ થવાની આશાએ પાછો તેજ પરીક્ષા પસાર કરવા માટે અભ્યાસ આદરે છે.

આશા વિના માણસ ઘડી ભર પણ ટકી શકે નહિ. આશાનો અંત આવતાં જીવનનો પણ અંત આવે. જેને આપણે નિરાશ થયેલા માણસો કહીએ છીએ તેમના હૃદયમાં પણ છુપી છુપી આશા રહી હોય છે;

તેથીજ કવિએ ગાયું છે કે "હજારો કંઈ નિરાશામાં અમર આશા છુપાઈ છે." આથી કેદમાં પુરાયલો કેદી સમય પુરો થતાં છુટીશ, એ આશાથી ચક્કી પીસી પોતાનું જેલજીવન વ્યતીત કરે છે. સાંજે ઘેર જઈ સુખે બાળબચ્ચાં સાથે રોટલો ખાઇશ, એ આશાએ મજુર આઠ કલાકની સખત મહેનત કરે છે. આશા દુઃખીઆંનાં દીલને દીલાસો આપે છે, થાક્યાના થાકને ઉતારે છે, નિષ્ફળ થયેલા મનુષ્યોના ઉત્સાહને સચેતન કરે છે.

આશા વગરનો માણુસ નિરૂધમી થાય છે. એની બુદ્ધિ જડ થઇ જાય છે, અને એની શક્તિઓ વિકાસ પામતી નથી. વળી, નિરાશાવાદીને જીવન અકારૂં લાગે છે. નિરાશાવાદી મનુષ્ય જાતે સુખ ભોગવી શકતો નથી તેમજ જે સમાજમાં તે રહે છે તે સમાજને પણ કોઈ જાતની મદદ આપી શકતો નથી. આશાવાદી મનુષ્યોએજ દુનિયાની સંસ્કૃતિમાં મોટો ફાળો આપ્યો હોય છે. કૃષ્ણ, ક્રાઇસ્ટ કે કોન્ફ્યુસિઅસનાં જીવન તપાસીએ તો માલમ પડશે કે એ મહાધર્મગુરુઓ મહાઆશાવાદી હતા. વૈજ્ઞાનિક શોધકો પણ આશાવાદી હોય છે. નવી શોધો એકદમ થતી નથી. દરેક નવું અને ઉપયોગી કામ પાર પાડવામાં અનેક મુશ્કેલીઓ આવે છે. અનેક વખત નિષ્ફળતા મળે છે; પણ આશાવાદી તે કામ ભવિષ્યમાં પાર પડશે એવી આશાથી ચીવટપણે મંડયો રહી તે કામ છોડતો નથી અને અંતે સફળ થાય છે. આવી અમર આશાને લઈને ભગવાન બુદ્ધ કર્મકાંડી અને માંસાહારી હિંદુસ્તાનને પ્રેમ અને અહિંસાના પાઠ આપી શકયા. પયગંબર સાહેબ હજરત મહંમદે અનેક મુશ્કેલીઓ તથા જીવનાં જોખમો વેઠી મુસલમાની ધર્મનો પ્રચાર કર્યો. આજ પ્રમાણે આશાના બળથી પ્રેરાઈ શોધકો શોધ કરી રહ્યા છે. રાજનૈતિક પુરુષો પોતાની રાજનીતિ અમલમાં આવે એવો પ્રયાસ કરી રહ્યા છે અને સુધારકો પોતાના સુધારાનો પ્રચાર કરવા તનતોડ મહેનત કરી રહ્યા હોય છે. આમ આશા પ્રવૃત્તિજનક અને પ્રેરક છે. નિરાશા પ્રગતિબાધક અને જડતાપ્રેરક છે.

આશા મનુષ્યહૃદયની એક ભાવના છે. આશા હમેશાં ગજા પ્રમાણે રાખવી જોઈએ. શકિત ઉપરાંત આશા રાખવાથી નુકસાન થાય છે. જુગાર રમી ધનવાન થવાની આશા રાખવી તથા સટ્ટા કરી પૈસાદાર થવાની આશા

રાખવી એ પાયમાલીને પગે લાગી નોતરવા જેવું છે. ખરૂં જોતાં, એવી આશા તે આશા ન કહેવાય, એ તો લોભ કહેવાય. ખ્રિસ્તિ ધર્મમાં ત્રણ દૈવી ગુણોની ગણુતરી કરી છે. એ ત્રણ ગુણો તે આસ્થા, આશા અને પ્રેમ. આપણે પણ આશાવાદી કાં ન થઈએ ?

---

## (૨૭) નજીવી બાબતો

આપણામાંથી કેટલા નજીવી બાબતો ઉપર ધ્યાન આપે છે? "હશે એમાશું, એ તો નજીવી બાબત છે," એમ આપણામાંના ઘણા બોલે છે અને એવી નજીવી બાબતો તરફ બેદરકાર રહે છે; પણ આમ કરનારાઓને નજીવી બાબતોની અગત્યની ખબર હોતી નથી.

આ દુનિયાનોજ વિચાર કરીએઃ આ દુનિયાના પદાર્થો શેના બનેલા છે? એ બધા પદાર્થો અદૃશ્ય પરમાણુઓના જોડાણથી બન્યા છે. પરમાણુઓ નજીવા છે પણ દુનિયાના અનેક પદાર્થો તેનાથી ઘડાયલા છે, એ વિસ્મયજનક નથી? આપણા જીવનનું પણ એમજ. આપણું જીવન પણ ઘણે દરજ્જે નજીવી બાબતોથી ઘડાયલું હોય છે. નજીવી બાબતો વારંવાર કરવાથી આપણને અનેક જાતની ટેવો પડેલી હોય છે, ને એવી ટેવોને લઈને આપણો અમુક જાતનો સ્વભાવ ઘડાયલો હોય છે તથા આપણા જીવનમાં મળતાં સુખ ને દુખ, સફળતા ને નિષ્ફળતા એ બધાં આપણા સ્વભાવ ઉપર અવલંબી રહેલાં છે.

સહેજ વધારે ખાવું એમાં શું ? એ તો નજીવી બાબત છે; પણ એમાંથી અનેક રોગનું મૂળ અજીર્ણ પેદા થાય છે અને માણસને રોગી બનાવી મૂકે છે. કોઈક વખત દારૂ પી લેવો એમાં શું, એમ વિચારી શરૂઆતમાં માણસ કેફી પદાર્થનો ઉપભોગ કરે છે, અને એ નજીવી બાબતમાંથી પરિણામે અઢંગ વ્યસની બની પોતાની તેમજ પોતાના કુટુંબની પાયમાલી કરે છે. આમ નજીવી બાબતોમાંથી કેટલીક વાર સજીવ ને ભયંકર પરિણામ આવે છે. અગાસીમાં પડેલી નજીવી જેવી ફાટ તરફ ચોમાસામાં બેદરકાર રહેનાર માણસ એ ચાર માસ પુરા થતાં પોતાની મોટી ઈમારતને ભોંયભેગી કરે છે. વળી, દુનિયાના વહેવારમાં કોઈને બેદરકારીથી

કહેલો અજુક્તો એક શબ્દ માણુસ માણુસ વચ્ચે જીવનભરનાં વેરનાં બીજ રોપે છે. આમ છતાં માણુસ નજીવી બાબત તરફ બેદરકારી રાખે તો તેની કેટલી મૂર્ખાઈ ગણાય !

વળી, નજીવો જેવો સત્કાર કરવાથી માણુસ માણુસ વચ્ચે સ્નેહ બંધાય છે, અને એવી નજીવી બાબતથી જોડાયલા સ્નેહીઓ સંકટ વખતે એકબીજાને તન, મન અને ધનથી મદદ કરે છે. દુનિયાદારીમાં પણુ પણુ નજીવી બાબત ઉપર ધ્યાન આપનારા માણુસો જીતી જાય છે. મીઠી વાણી કે હસમુખો ચહેરો આપણા જીવનને મધુર બનાવી મૂકે છે; જો કે એ છે તો નજીવી બાબતો. પૈસા ખર્ચતાં અથવા અધિકારના બળે જે કામ ન થાય તે એક મીઠા શબ્દથી કરાવી શકાય છે; અને નજીવા જેવા દીલાસાના બે શબ્દો રોગી, દુઃખી અને આપત્તિમાં આવી પડેલાં મનુષ્યોનો દુઃખનો ભાર ઓછો કરી નાખે છે. ઘણી નજીવી બાબતો ઉપર ધ્યાન આપી વેપારીઓએ પોતાનાં ઘરાકો વધાર્યાં હોય છે, ઘણી નજીવી જણાતી વાતો ઉપર ધ્યાન આપી, વકીલો પોતાના કપરા દાવા જીતી જાય છે. રસ્તામાં રખડતું એક બટન, એક વાળનો ગુચ્છો કે એક ફાટેલું કપડું એ બધી કેવી નજીવી વસ્તુઓ છે ! પણ એ નજીવી વસ્તુઓ ઉપર ધ્યાન આપનાર છુપી પોલિસનો કુશળ અમલદાર ક્યાં, ક્યારે, કોનું, કેવી રીતે ખૂન થયું તે શોધી કાઢે છે.

દુનિયાનો ઇતિહાસ તપાસો. નજીવી બાબતો ઉપર ધ્યાન આપવાથી જે જે થયું છે તે તપાસીએ તો આપણે તાજૂબ થઈ જઈએ. અમેરિકનોએ બોસ્ટન બંદરમાં ઈંગ્લાંડથી આવેલી ચાની પેટીઓ સમુદ્રના જલમાં ફેંકી દીધી. અંગ્રેજો આથી ચિડાયા ને ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે મહાવિગ્રહ થયો. આ નજીવી બાબતનું પરિણામ એ આવ્યું કે અમેરિકામાં સંયુક્ત સ્વતંત્ર રાજ્ય સ્થપાયું. કંપનિ સરકારે હિંદી સિપાઈઓને મોઢામાં મૂકી, બંદૂકમાં વાપરવાની, કારતુસોનો ઉપયોગ કરવા હુકમ કર્યો અને હિંદી લશ્કરે મોટો બળવો કર્યો. સર આઈઝેક ન્યૂટને ઝાડ ઉપરથી ફળ પડતું જોયું અને આવી નજીવી બાબત ઉપરથી ગુરુત્વાકર્ષણનો મહાન નિયમ શોધી કાઢયો.

આટલું સમજે તો કોણ એમ કહેશે કે નજીવી બાબતો ઉપર ધ્યાન આપવાથી ફાયદો નથી થતો ?

---

## (૨૮) સ્ત્રીકેળવણી

પુરુષોને કેળવણીની જરૂર છે, એમ તો બધા માને છે; પણ સ્ત્રીઓને કેળવણી આપવાની કશી જરૂર નથી, એવું પણ કેટલાક પુરુષોનું માનવું છે. આવું માનનારા મનુષ્યોને કેળવણી એટલે શું તેની ખરી સમજણ નથી હોતી. કેળવણી પામેલાં મનુષ્યો પોતપોતાની ફરજો બરાબર બજાવી શકે છે, અને તેથી જાતે સુખી થાય છે અને બીજાંને સુખી કરી શકે છે. આ દુનિયામાં અવતરીને મનુષ્યે અનેક ફરજો બજાવવાની હોય છે. પુરુષોએ કમાવાની, બાળબચ્ચાંનું ભરણપોષણ કરવાની અને શહેરી તરીકેની અનેક ફરજો બજાવવાની હોય છે. સ્ત્રીઓને પણ ઓછી ફરજ હોતી નથી. પુરુષને માથે ઘર બહારનાં અનેક કામો કરવાનાં હોય છે, ત્યારે સ્ત્રીઓને ઘરનાં અનેક કાર્યો કરવાનાં હોય છે. પુરુષે કમાઈ આણેલું દ્રવ્ય યોગ્ય રીતે વાપરવાની, બાળબચ્ચાં ઉછેરવાની, તેમનાં આરોગ્ય અને કેળવણી ઉપર ધ્યાન આપવાની, ઘરની વ્યવસ્થા રાખવાની તથા નાતજાત અને સમાજનો વ્યવહાર સાચવવાની અનેક ફરજો સ્ત્રીની છે. કેળવાયલી સ્ત્રી આ બધી ફરજો ઉત્તમ રીતે બજાવી શકે છે, અને તેથીજ ગૃહજીવન મધુર બને છે.

શિક્ષિત અને અશિક્ષિત સ્ત્રીના ઘરનું સહેજ અવલોકન કરીએ. શિક્ષિત સ્ત્રીના ઘરમાં બધું વ્યવસ્થિત હોય છે. બાળકો હસમુખાં, તંદુરસ્ત અને ભણવામાં હોશિયાર હોય છે. બધાં કુટુંબીઓ પણ તેને પૂછીને કામ કરે છે. તેની ગૃહવ્યવસ્થામાં તો કશી મણા હોતી નથી. સંસારના બધા વ્યવહાર તે મિઠાશથી કર્યે જાય છે. ખર્ચખૂટણના તે હિસાબ રાખે છે. આમ પોતાના ધણીને ઘર તરફની ચિંતામાંથી મુક્ત કરી દે છે; પણ અશિક્ષિત સ્ત્રીના ઘરમાં કશી બાબતનું ઠેકાણું હોતું નથી. તેનાં બાળકો ચિડીયાં, તોછડાં કે લાડઘેલાં હોય છે. ગંદવાડ ને મંદવાડ તેના ઘરમાંથી જતાં નથી. મહોલ્લામાં તેણે બધે લડાઈ કરી મૂકેલી હોય છે. ખર્ચખૂટણનો હિસાબ તે રાખી શકતી નથી. પોતાનાં બાળકોને તે કેળવણી આપી શકતી નથી. આથી ઘર બહાર ને ઘરમાં તેના ધણીને શાંતિ મળવી મુશ્કેલ થઈ પડે છે. વહેમ અને અજ્ઞાનને લઈને તે ગૃહજીવનને કડવું બનાવી મૂકે છે.

દરેક સુધરેલા દેશમાં છોકરીઓને કેળવણી આપવામાં આવે છે તે આટલા માટેજ. સ્ત્રી અને પુરુષ બંને કેળવાયલાં હોય તોજ ઘરમાં, નાતજાતમાં અને દેશમાં સુધારા થઈ શકે છે. એકલો કેળવાયલો પુરુષ ઘણુંજ થોડું કામ કરી શકે છે, કારણકે અશિક્ષિત, વહેમી અને અજ્ઞાન સ્ત્રી તેના કામમાં હમેશાં વિઘ્નરૂપ થાય છે.

વળી, બાળક શરૂઆતમાં માતા પાસેજ રહે છે. બાળકના મગજ પર બાળપણમાં પડેલા સંસ્કાર ચિરસ્થાયી રહે છે; માટે જો માતા કેળવાયલી હોય તો બાળકમાં બચપણથીજ ઉચ્ચ સંસ્કારો પડે છે અને તે મોટું થતાં ગુણવાન, વિદ્વાન અને નીતિવાળું નીવડે છે. આવી ગુણવાન, વિદ્વાન અને ચારિત્ર્યવાન પ્રજા થાય ત્યારેજ દેશની ચઢતી થાય છે. આ ઉપરથી સ્ત્રીકેળવણીની અગત્ય કેટલી છે તે સમજાશે.

અસલના આર્યો આ બાબત બરાબર સમજતા અને પુરુષોની માફક સ્ત્રીઓને પણ છૂટથી કેળવણી આપતા. વેદના સમયમાં પણ અનેક વિદુષી સ્ત્રીઓ હતી. વેદના મંત્રદૃષ્ટા તરીકે વાક તથા લોપામુદ્રા નામની સ્ત્રીઓનાં નામ જાણીતાં છે. તેમાં વાકના મંત્રો તો જ્ઞાનથી ભરપૂર છે. શ્રીરામના સમયમાં પણ સ્ત્રીકેળવણીનો બહુ પ્રચાર હતો. એક તપસ્વી કન્યા લવ તથા કુશ સાથે વાલ્મીકિના આશ્રમમાં ભણે છે. એ કન્યા એ બે સૂક્ષ્મબુદ્ધિના વિદ્યાર્થીઓ સાથે અભ્યાસમાં પાછળ પડી જાય છે, એવું ઉત્તરરામચરિતમાં વર્ણન છે. શંકરાચાર્યના જમાનામાં પણ સ્ત્રીકેળવણીનો પ્રચાર પુષ્કળ હતો. શંકરાચાર્ય અને મંડનમિશ્ર વચ્ચે ધાર્મિક વાદ થયો. એ મહાવિદ્વાનોના વાદમાં કોણ જીત્યું, તેનો નિર્ણય કરવા મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતી પ્રમુખ સ્થાને બેઠેલાં. વળી, રજપુત જમાનામાં પણ સ્ત્રીઓને લલિતકળાનું શિક્ષણ આપવામાં આવતું. તેમને ગાયન, નૃત્ય, વગેરે ચોસઠ કળાઓ શીખવાતી. અસલના વખતમાં સ્ત્રીકેળવણીનો કેટલો બધો પ્રચાર હતો, તે આથી સાબીત થાય છે.

સ્ત્રીકેળવણી કેવી હોવી જોઈએ, એ પણ વિચારવું જોઈએ. પુરુષ તથા સ્ત્રીઓને એકસરખી કેળવણી આપવામાં આવે તેથી સ્ત્રીઓને બહુ ફાયદો થાય એમ નથી. સ્ત્રી તેમજ પુરુષોને ભિન્ન ભિન્ન ફરજો

બજાવવાની હોય છે; માટે તેમની કેળવણી પણ જુદા પ્રકારની હોવી જોઈએ. બાળકોની સંભાળ સારી રીતે રાખી શકે, પત્ની તરીકેની ફરજ બરાબર અદા કરી શકે, ગૃહવ્યવસ્થા ઉત્તમ રીતે રાખી શકે તેમજ બાળકોને ઉત્તમ રીતે ઉછેરી તેમનાં ચારિત્ર્ય ઘડી શકે, એવી કેળવણીની સ્ત્રીઓને ખાસ અગત્ય છે.

---

## (૨૯) સતી થવાનો ચાલ

હિંદુસ્તાનમાં અસલ સતી થવાનો રિવાજ હતો. ધણી મરી જાય એટલે તેની ધણિઆણી પોતાના ધણીની પાછળ ચિતામાં બળી મરતી. આવી રીતે પોતાના પતિની પાછળ બળી મરનાર સ્ત્રીને સતી કહેતા. ધણી મરી જતાં એવી સ્ત્રીઓને સત ચઢતું; તેમના હાથ અને પગમાંથી કંકુ વેરાતું; તેમના આશીર્વાદથી રોગીઓ સારા થતા; વાંઝીઆઓને સંતાન-પ્રાપ્તિ થતી તેમજ તેમના શાપથી રાજાઓ નિર્વંશ મરતા અને રાજ્ય અને મહારાજ્યો માટી ભેગાં થતાં, એવાં ઘણાં અતિશયોક્તિ ભરેલાં વર્ણનો આપણા સાહિત્યમાં છે.

વેદના જમાનામાં સતી થવાનો ચાલ હોય એમ જણાતું નથી. રામાયણ અને મહાભારતના જમાનામાં પણ ધણીની પાછળ દેહત્યાગ કરવાની ફરજ જણાતી નથી. જો કે તે વખતે ધણી પાછળ દેહત્યાગ કરવામાં માન ગણવામાં આવતું. રામાયણમાં દશરથ રાજા મરણ પામતાં દશરથની સાથે એકે રાણી સહગમન કરતી નથી. મહાભારતમાં પાંડુની બે પત્નીઓમાંથી માદ્રી પાંડુ રાજા પાછળ સતી થાય છે, પણ કુંતાજી માદ્રીના બે પુત્રો તેમજ પોતાના ત્રણ એમ પાંચ પુત્રોની સંભાળ રાખવાની હોવાથી સતી થતાં નથી. વીર અભિમન્યુ કોડા યુદ્ધમાં મરાતાં તેની પત્ની ઉત્તરા સગર્ભા હોવાથી સતી થતી નથી. આ ઉપરથી જણાય છે, કે રામાયણ તેમજ મહાભારતના કાળમાં સતી થવાનો ચાલ ફરજિઆત નહોતો. વળી, જેમને પોતાનાં સંતાનોની સંભાળ લેવાની હોય એવી સ્ત્રીઓ કદી સહગમન કરતી નહિ.

રજપુતજમાનામાં તો આ ચાલ ફરજિઆત જેવો થઈ ગયો. રજપુત રાજા મરી જતાં તેની રાણી અવશ્ય સતી થતી. પૃથ્વીરાજ મરાતાં સંયુકતા તેની પાછળ સતી થાય છે. રજપુતાનાનો ઇતિહાસ તો આવી સતી થનાર સ્ત્રીઓથી ભરપૂર છે. રજપુતો અને મુસલમાનો વચ્ચેની લડાઈઓમાં તો આ ચાલ સામાન્ય જેવો થઈ ગયો. રજપુતો પોતે હારી જશે એમ જણાતાં કેસરીયાં કરતા, અને તે કેસરીયાં કરવા નીકળે એટલે રણવાસની બધી સ્ત્રીઓ, દાસીઓ સમેત પોતાના રહેવાના મહાલયો સળગાવી મૂકી બળી મરતી. આને "જૌહર" કહેતા. ગુજરાતના ઇતિહાસમાં પણ આવી રીતે અનેક સતીઓ થઈ ગયાની હકીકત છે. જુનાગઢનો શંખેંગાર મરણ પામતાં તેની રાણી રાણકદેવી સતી થાય છે. કરણના પ્રધાન માધવનો ભાઈ કેશવ મરી જતાં તેની સ્ત્રી કેશવ પાછળ સતી થાય છે, અને કરણ રાજા મરાયો એમ જાણતાં કરણની રણવાસની રાણીઓ મહેલ સળગાવી બળી જઈ જૌહર કરે છે.

અત્યારના જમાનામાં આ ચાલ આપણને જંગલી અને કમકમાટ ઉપજાવે એવો લાગે છે. પોતાની ઇચ્છા વગર અનેક સ્ત્રીઓને સંબંધીઓના દબાણથી કે પોતાના કુળની આબરૂ વધે તેથી બળી મરવું પડતું, એ તે જમાનામાં પણ કેટલાક વિદ્વાનોને ક્રૂરતા ભરેલું લાગેલું. અનેક રજપુત રાજાઓએ આ ચાલ બંધ કરવા પ્રયત્ન કરેલો. અનેક બ્રાહ્મણ વિદ્વાનોએ પણ આ ચાલની સખત ટીકાઓ કરેલી. બાણ કવિ પોતાના કાદંબરી નામના સુંદર ગ્રંથમાં મહાશ્વેતા સતી થવાનો વિચાર કરે છે, તે પ્રસંગે પોતાના વિચાર દર્શાવી આપી, એ ચાલ કેટલો અવાસ્તવિક છે, તે સાબીત કરી આપે છે. અસલના વખતમાં અનેક સ્ત્રીઓએ પતિસહગમન કર્યું નથી, તેનાં એ દૃષ્ટાંતો આપે છે. ધણીની સાથે મરવાથી તેને બીજા લોકમાં મળાશે, એવું માનવું મિથ્યા છે, એમ એ સાબીત કરી આપે છે. બાણ કવિ કહે છે, કે દરેક માણસનાં કર્મ પ્રમાણે તેને બીજો જન્મ લઈ સુખદુ:ખ ભોગવવાં પડે છે. ધણી અને ધણિઆણીનાં કર્મ ભિન્ન ભિન્ન હોય છે. આથી ધણી અને ધણિઆણીની તેમનાં કર્મ પ્રમાણે મરણ પછી ગતિ થવાથી બંનેનો ફરી મેળાપ થવાનો સંભવ નથી; માટે

સતી થવું એ ભૂલભરેલું છે. મોગલ જમાનામાં સતી થવાનો ચાલ અકબરે બંધ કરાવ્યો હતો, પણ ખરી રીતે તો એ ચાલ કંપનિ સરકારના અમલમાં લોર્ડ બેન્ટિકના સમયમાં બંધ થયો.

આ ચાલ જંગલી, ક્રૂર તથા વિચિત્ર લાગે છે; પણ હિંદુ ધર્મમાં માનવામાં આવેલી લગ્નની પવિત્ર ને ઉચ્ચ ભાવનામાંથી એ ઉત્પન્ન થયો છે. લગ્ન એ સ્ત્રીપુરુષનું પવિત્ર જોડાણ છે. શરીરે જુદાં હોવાં છતાં લગ્ન થતાં સ્ત્રીપુરુષ એકતા પ્રાપ્ત કરે છે. લગ્ન એટલે હૃદયની એકતા. લગ્નથી જોડાયલાં સ્ત્રીપુરુષને માટે એક શબ્દ 'દંપતી' આથીજ ગોજવામાં આવ્યો છે. સ્ત્રીઓને પુરુષની અર્ધાંગના કહેવામાં આવી છે. સ્ત્રીને 'વામા' કહે છે. વામા એટલે પુરુષનું ડાબું અંગ. આમ લગ્નથી સ્ત્રીપુરુષ બંને મળી એક વ્યક્તિ થાય છે, એવી આર્યોની ભાવના હતી. એકજીવ થઈ ગયેલાં સ્ત્રીપુરુષની જોડમાંથી પુરુષ મરી જતાં, લાગણીપ્રધાન સ્ત્રી પોતાનું પતિ વગરનું એકલું જીવન ગાળી શકવા અસમર્થ થતી અને તેની પાછળ કેવળ પ્રેમને લઈને દેહત્યાગ કરતી. પાછળથી આ રિવાજ 'સાપ ગયા ને લિસોટા રહ્યા' જેવો થઈ ગયો. લગ્નનું રહસ્ય ભુલાયું. માનની ખાતર, સંબંધીઓનાં દબાણથી અને રજપુતજમાનામાં મુસલમાનોને હાથે બેઇજ્જત થવું પડે તેથી સતી થવાનો ચાલ સામાન્ય થઈ ગયો અને એ ચાલની ક્રૂરતા જણાવા લાગી.

આજે સતી થવાનો ચાલ બંધ પડયો છે. આપણે લગ્નનું રહસ્ય ભૂલ્યા છીએ, છતાં કેટલીક સ્ત્રીઓ પોતાનો ધણી મરી જતાં સંસારવ્યવહારમાંથી પોતાનું મન કાઢી લઈ, પોતાના પતિનું સ્મરણ કરી, તેના વિનાનું જીવન અકારૂં લાગતાં, ઝુરીઝુરીને મરે છે અથવા લોકસેવાનાં કામમાં પોતાનું શેષ આયુષ નિર્ગમન કરે છે. એવી સ્ત્રીઓ પતિસહગમન ન કરવા છતાં આ જમાનાની સતીઓજ છે.

---

## (૩૦) "પ્રણયની પૂરણી માગે અધુરી એટલે પ્રીતિ,
## પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને."

સાચા હૃદયનો પ્રેમ હોય ત્યાં બહારથી વિવેક બતાવવાની જરૂર નથી, અને ઉપરથી બતાવેલા વિવેક કે બહ્યાચારથી પ્રેમનું માપ નીકળી શકતું નથી, એવો કવિ બોટાદકરની આ પંક્તિઓનો અર્થ છે.

આ કથન કેટલે અંશે સત્ય છે તે તપાસીએ. જ્યાં જ્યાં સાચો પ્રેમ હોય છે, ત્યાં ત્યાં બાહ્યવિનય દર્શાવવાની જરૂર પડતી નથી. મા અને બાળકના પ્રેમમાં, પતિ અને પત્નીના પ્રેમમાં પણ બહારના વિનયને સ્થાન નથી. ભાઈબેન તેમજ દીલોજાન મિત્રો પણ બહારના વિનયની અપેક્ષા રાખતાં નથી.

આપણે વિનય શા માટે દર્શાવીએ છીએ? વિનય દર્શાવી આપણે બીજા પ્રત્યે આપણી લાગણી વ્યક્ત કરીએ છીએ. વડીલો પ્રત્યે આદર દર્શાવી આપણે પૂજ્યભાવ દર્શાવીએ છીએ. સરખા અને સમોવડીઆ પ્રત્યે વિનય દર્શાવી આપણે સ્નેહ દર્શાવી શકીએ છીએ, અને આપણાથી નાના પ્રત્યે વિનય દર્શાવી આપણા હૃદયની ઉદારતાને સંતોષી શકીએ છીએ. આવા હેતુથી દર્શાવેલો વિનય એ પ્રેમની અપૂર્ણતાનો સૂચક છે, એમ કહેવું એ ભૂલભરેલું છે.

આ ઉપરથી સમજાશેકે પ્રેમ હોય ત્યાં આદર હોઈ શકે છે. પ્રેમ વિનયથી દર્શાવી શકાય છે, પણ ખરો પ્રેમ તો ત્યાગથી દર્શાવી શકાય છે. પોતાના પ્રિય પ્રેમી જનને ખાતર સમય આવે પોતાનું સર્વ સમર્પણ કરનારા તેજ ખરા પ્રેમી છે. ઉપર ઉપરથી વિનય દર્શાવવાથી પ્રેમની કસોટી થઈ શકતી નથી.

વળી, વિનય અને પ્રેમ એ બે ભાવના જુદી જુદી રીતે ઉત્પન્ન થાય છે. એ બેમાં સૂક્ષ્મ ભેદ છે. વિનય ભિન્નતા બતાવે છે. પ્રેમ એકતા બતાવે છે. આપણા કરતાં આ મોટા છે, વિદ્વાન છે, ચારિત્ર્યસંપન્ન છે, કુશળ છે, એવી ભાવનાથી આપણે વિનય દર્શાવીએ છીએ. જ્યાં ખરો પ્રેમ હોય છે ત્યાં આવી નાના મોટાની ભેદભાવના હોતી નથી. આવી અભેદતા કે એકતા દર્શાવતા પ્રેમમાં વિનયની કશી આવશ્યકતા નથી; માટેજ કવિ ઉપરનું કથન ઉચ્ચારે છે.

વળી, જ્યાં જ્યાં વિનય દર્શાવાય ત્યાં ત્યાં સદૈવ સાચો પ્રેમ હોઈ શકતો નથી. પ્રપંચીઓ પોતાનો સ્વાર્થ સાધવા અતિ વિનય દર્શાવે છે અને ભોળા લોકોને છેતરી જાય છે. આથીજ કોઈક હિંદી કવિએ ગાયું છે કેઃ—

नमन नमनमें फेर हय, बहुत नमे नादान ।
दगलबाज दोना नमे, चित्ता, चोर, कमान ॥

આ ઉપરથી સમજાશે કે સાચો પ્રેમ એ એક નિર્મળ દિવ્ય ભાવના છે. એ ભાવના એકતામાંથી ઉત્પન્ન થાય છે અને એકતાજ દર્શાવે છે. સાચા પ્રેમમાં પ્રેમીઓ વચ્ચે જરાએ જુદાઈ હોતી નથી. પ્રેમી, વિનય દર્શાવી શકે પણ વિનયની ઈચ્છા ન રાખે. વિનયની ઈચ્છા રાખે તો એનામાં અભિમાન છે અને મોટાઈ છે તે જણાઈ આવે; અને ખરા પ્રેમમાં એવી મોટાઈની ભેદભાવનાને સ્થાન નથી. આથી કવિ બોટાદકર આ પંક્તિઓમાં જે કહે છે તે સત્ય છે, કે જો કોઈ પ્રેમી મનુષ્ય પોતાના સ્નેહી પાસેથી વિનય કે આદરસત્કારની ઈચ્છા રાખે તો એવી ઈચ્છા તેના પ્રેમની ઉણપ દર્શાવે છે; વળી, આદરસતકાર કરવાથી પ્રેમનું માપ નીકળી શકતું નથી. પોલરીશાર્ડ નામનો ફ્રેંચ ફીલ્સુફ પણ એજ વાત પોતાના 'ઈસુના ચાબખા' નામના પુસ્તકમાં કરે છે. એ કહે છે કેઃ—

"જે પ્રેમ ફરીઆદ કરે કે બડબડાટ કરે તે પ્રેમ નથી.
જે પ્રેમ આનાકાની કરે તે પ્રેમ નથી.
એવો પ્રેમ તો મોહ કહેવાય.
પ્રેમને હાનિ કે ખુવારીનું ભાન નથી.
ખરો પ્રેમ તો સર્વસંપન્ન છે."

---

## (૩૧) "છે વૈધવ્યે વધુ વિમળતા બ્હેન સૌભાગ્યથી કંઈ,
## છે ભક્તિમાં વધુ વિમળતા બ્હેન શૃંગારથી કંઈ;"

પહેલી પંક્તિમાં વિધવા તરીકે જીવન જીવવામાં સધવા તરીકે જીવન જીવવા કરતાં વધારે પવિત્રતા રહેલી છે, એમ રાજકવિ કલાપી કહે છે. બીજી પંક્તિમાં વિધવા જીવનમાં આમ વધારે પવિત્રતા હોવાનું કારણ આપે છે. સધવાવસ્થામાં સ્ત્રી શૃંગારથી પ્રેરાઈ કાર્યો કરે છે; વિધવાવસ્થામાં ભક્તિથી પ્રેરાઈને કરે છે; ભક્તિ, શૃંગાર કરતાં વધારે પવિત્ર છે, માટેજ વિધવાજીવન સધવાજીવન કરતાં વધારે પવિત્ર છે.

કવિ કહે છે તેમ સૌભાગ્યજીવનમાં પણ પવિત્રતા તો રહેલીજ છે. કન્યા પરણતાં પહેલાં પોતાનાં બાઈબેનને ચહાય છે; તેમને ખાતર મરી ફીટે છે; કારણકે તે તેનાં સહોદર છે. માતાપિતાને ખાતર પણ અનેક

કષ્ટ વેઠે છે; કેમકે તે તેનાં જન્મદાતા છે; પણ પરણતાંજ એક પારકા પુરુષને પોતાનો બનાવી દે છે. તે પુરુષનાં સંબંધીઓને પણ પોતાનાં ગણે છે. જેની સાથે કોઈ જાતનો સંબંધ નથી હોતો એવાં નણંદ અને દીએ-રને માટે તે અડધી અડધી થઈ જાય છે. સાસુસસરાના તાબામાં રહી તેમની સેવા ઉઠાવે છે. આમ કરવામાં તેને ઘણો સ્વાર્થત્યાગ કરવો પડે છે, અને સ્વાર્થત્યાગ કરવામાંજ પવિત્રતા રહેલી છે. એક વિદ્વાન કહે છે કે જ્યાં સ્વાર્થનો અંત આવે છે ત્યાંથીજ પવિત્રતાની શરૂઆત થાય છે. આ સત્ય છે. સૌભાગ્યવતી સ્ત્રી આમ પારકાંને પોતાનાં ગણતાં પોતાના પ્રેમનું વર્તુળ મોટું કરે છે, તેમ કરતાં બીજાને માટે તે ઘણું સહન કરે છે અને એમ સહન કરવાથી, બીજાંને સુખી કરવાના પ્રયત્નથી તે વધારેને વધારે પવિત્ર બનતી જાય છે. આથીજ કવિ નાનાલાલ કહે છે, ' પરણવું એ તો પ્રભુતામાં પગલાં માંડવાં. '

સૌભાગ્યજીવનમાં સ્ત્રી અનેક કાર્યો શૃંગારથી પ્રેરાઈને કરે છે. શૃંગાર એટલે ઉતરતા પ્રકારની ભક્તિ. શૃંગારમાં સુખ આપી સુખ ભોગવવાની ઇચ્છા છે. સેવા આપી સેવા લેવાની ભાવના છે. સ્ત્રી પોતાના પતિને તન, મન અને ધનથી સુખી કરવા પ્રયત્ન કરે છે ખરી પણ તેમ છતાં તેવીજ રીતે તેનો પતિ પણ તેને સુખ આપે એવી તેને અપેક્ષા રહે છે. ભક્તિમાં આમ નથી. ભક્તિથી પ્રેરાયલાં કામ કેવળ ત્યાગથી પ્રેરાઈને થાય છે. તેમાં સમર્પણ રહેલું છે. સામા બદલાની તેમાં જરાએ અપેક્ષા નથી. આથી શૃંગાર કરતાં ભક્તિ વધુ વિમળ કહેવાઈ છે.

પતિ મરી જતાં સ્ત્રી વિધવા થાય છે. સ્ત્રીનું સૌભાગ્ય પતિ છે, માટેજ પતિ મરી જતાં સ્ત્રી બધા વિલાસ તજે છે. તે આભૂષણોનો ત્યાગ કરે છે, રંગબેરંગી વસ્ત્રો પહેરતી નથી, કઠણ પથારી પર શયન કરે છે અને સાદું સંયમી જીવન ગાળે છે. સંસારમાં રહ્યા છતાં તે સન્યાસ પાળે છે. આમ વિધવાજીવન એ તપનું જીવન છે; માટેજ તે સૌભાગ્યથી વધારે પવિત્ર છે.

વિધવા પોતાનો પતિ સદેહે તેની સમક્ષ ન હોવાથી તેના આત્માને પૂજે છે. સ્થૂલ દેહ અને એ દેહભોગનું તેનું મમત્વ જતું રહે છે.

આમ સાકાર ઉપરથી નિરાકાર પતિને પૂજતી વિધવા સ્ત્રી સધવા કરતાં 'વધુ વિમળ' સાબીત થાય છે.

વળી, વિધવા સ્ત્રી પતિ મરી જતાં તેનાં સગાંઓમાં પતિના આત્માને વિલસતો જુએ છે. કુટુંબનાં નમાયાં છોકરાંની વિધવા માતા બને છે. કોઈ માંદું પડતાં વિધવા તેની સેવા કરવા તૈયારજ હોય છે. આમ કુટુંબસેવા કરતી, જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં બદલાની અપેક્ષા વિના મદદ કરતી, કર્મયોગી સમી વિધવા ખરેખર વધારે પવિત્ર છે. એમ કવિનું કથન છે અને તે સત્ય છે.

---

# પ્રકરણ ૧૦મું

## કેટલાક નિબંધના મુદ્દાઓ

### (૧) કરકસર

(૧) અર્થ—'કરકસર' એ આજ્ઞાર્થ વાક્ય છે. એ શબ્દજ શિખામણ આપે છે: કસર કર.

(૨) કરકસર કોને કહેવી? જોઈએ તે કરતાં વધારે વાપરવું એ ઉડાઉપણું કહેવાય છે. જોઈએ તે કરતાં ઓછું વાપરવું તે કંજુસાઈ. જેટલું જોઈએ તેટલુંજ વાપરવું તેનું નામ કરકસર.

(૩) કરકસરના ફાયદા:—દરેક બાબતમાં કરકસરથી ફાયદા થાય છે. દાખલા તરીકે, ખોરાકમાં કરકસર કરવાથી તંદુરસ્તી વધે છે, ખર્ચ ઘટે છે, બચેલું બીજાના ઉપયોગમાં આવે છે.

ઉડાઉપણાથી તેમજ કંજુસાઈથી થતાં નુકસાન જાણીતાં છે. બંને રીતે માણુસ દુ:ખી થાય છે.

કરકસરના અનેક ફાયદાને લઈને આપણામાં અનેક કહેવતો પડી છે: "એક કસર ને સો સફર," "ત્રેવડ ત્રીજો ભાઈ છે," વગેરે.

(૪) કરકસરીઓ માણુસ કેવો હોય? સંતોષી તથા વિવેકી હોય, જેના મનપર કાબુ હોય તેજ કરકસર કરી શકે છે. તે ઉડાઉ હોતો નથી પણ ઉદાર હોય છે, અમેરિકન સદ્‌ગૃહસ્થ અને ધર્માદા ઉઘરાણાની વાત.

---

## (૨) દેશાટન

(૧) અર્થ—દેશ પરદેશમાં મુસાફરી કરવી તે.

(૨) દેશાટનથી થતા ફાયદા:—દરેક માણસને દેશાટનથી ફાયદા થાય છે.

(૧) વિદ્યાર્થીની અધુરી અને અચોક્કસ કેળવણી દેશાટનથી પૂર્ણ થાય છે.

(૨) વેપારી દેશપરદેશ ફરી ત્યાંના પાક, ઉદ્યોગ વગેરે જોઈ વેપાર કરી ફાયદો મેળવે છે.

(૩) પરદેશ ફરવાથી પરદેશની કળા અને ઉદ્યોગો તેમજ ત્યાંની વિદ્યા શીખી લાવી આપણા દેશમાં તે દાખલ કરી શકાય છે.

(૪) પરમેશ્વરે અને મનુષ્યે બનાવેલાં અજબ કામો જોઇ આપણે મુસાફરી કરવાથી આનંદ મેળવીએ છીએ. ન્યાગરાનો જળ ધોધ, સ્વીટઝરલૅંડનું સૃષ્ટિસૌંદર્ય, હામર્ફે-સ્ટના બે માસનાં રાત્રિદિવસ અને કાશ્મીરના સુંદર કુદરતી દેખાવો તેમજ ઈજિપ્તની પિરામિડો, લંડનની ટેમ્સ ટનલ, પનામાની નહેર, વગેરે આવાં દશ્યો છે.

(૫) સુધારકો તથા રાજનીતિજ્ઞો પરદેશ ફરી ત્યાંના લોકોના રિવાજ અને રાજનાં ધોરણો જોઈ સારી લાગતી બાબતો પોતાના દેશમાં દાખલ કરે છે. જાપાનની ચઢતીનું મુખ્ય કારણ દેશાટન છે.

(૪) સામાન્ય વિવેચન—દેશાટન અને યાત્રા. યાત્રાથી ધર્મ થાય છે એમ મનાતું, પણ બીજા ફાયદા થતા.

અસલ હિંદુ વેપારીઓ સમુદ્રગમન કરતા. જાવા અને સુમાત્રાની સફરે ગુજરાતી વેપારીઓ જતા.

મુસલમાની રાજ્ય થયું પછી દેશાટન કરવાથી વટલાઈ જવાય છે, એવી માન્યતા દૃઢ થઈ.

આજે હિંદુસ્તાનના થોડાક વિદ્યાર્થીઓ કેળવણીને માટે દેશાટન કરે છે.

---

## (૩) ક્ષમા

(૧) ક્ષમા શબ્દનો અર્થ સમજાવવો.

(૨) દ્રૌપદીની ક્ષમા, સર આઇઝેક ન્યૂટનની ક્ષમા.

(૩) આપણે જાણ્યેઅજાણ્યે સજીવ અને નિર્જીવ સૃષ્ટિને કેટલું દુઃખ દઇએ છીએ! એ બધાં ક્ષમા ન કરે અને વેર લેવા તત્પર થાય તો આપણી શી સ્થિતિ થાય!

(૪) ક્ષમાની જરૂરીઆતઃ—

अ ક્ષમા ન કરી ગુસ્સો કરવાથી કામ સુધરી જતું નથી.

ब ક્ષમા ન કરવાથી પરસ્પર દ્વેષ વધે છે; પરિણામે કુસંપ થાય છે અને કુસંપનાં પરિણામ જાણીતાં છે.

क ક્ષમા કરવાથી કજીઓ તરત પતી જાય છે વેરીને વશ કરવાની રીત એજ છે કે તેને ક્ષમા કરવી.

(૫) ખરી ક્ષમા કોને કહેવી? સામા માણસથી ડરી તેને માફી આપી એમ કહેવું એ તો બાયલાપણું છે. એતો મન–ફોસલામણું કહેવાય. સામા માણસને પાયમાલ કરીએ એવી આપણામાં શક્તિ હોય, છતાં તેને માફ કરીએ તો ખરી ક્ષમા આપી કહેવાય. એક મૂર ઉમરાવની વાત.

(૬) બળવાન માણસ ક્ષમા કરે તોજ તે બળ શોભે છે. **क्षमा वीरस्य भूषणम्**। ક્ષમા શૂરવીરનો શણગાર છે.

---

## (૪) સત્ય

(૧) અર્થ—सत्=હોવું તે. જે ત્રણે કાળમાં કાયમ રહે તે સત્ય.

(૨) સાચું બોલવું કુદરતી છે. સત્ય નિર્દોષ અને પવિત્ર મનુષ્યોજ બોલી શકે છે.

(૩) સત્ય બોલવાના ફાયદાઃ—

अ સચ્ચાઇથી આબરૂ વધે છે, અને મન શાંત રહે છે. જુઠાણાથી બેઇજ્જત થવાય છે અને જુઠાણું પકડાઈ જશે એ બીકે નિરાંતે ઊંઘ પણ આવતી નથી.

ब વેપારરોજગાર અને દુનિયાદારીની બાબતોમાં સત્ય વગર કદી ફતેહ મળતી નથી. જુઠા વેપારીઓ, કારીગરો આખરે રવડી રઝળીને મરે છે.

(૪) અસત્ય કેટલી જાતનાં છે?

अ ખુલ્લું અસત્ય, જેમાં તદ્દન જુઠી બાબત સ્વાર્થ સાધવા રજુ કરાય છે. આ ભયંકર છે.

ब અર્ધસત્ય પોતાને નુકસાન થાય એવી બાબત છુપાવવા પ્રયત્ન કરવો તે. યુધિષ્ઠિરની વાત. મહાભારતના યુદ્ધમાં અશ્વત્થામા નામનો હાથી મરાયો. અશ્વત્થામા દ્રોણનો પુત્ર થાય. તે મરાતાં દ્રોણાચાર્ય નાહિંમત થતાં હારી જાય માટે યુધિષ્ઠિર ને કોણ મરાયું તે પૂછતાં તેમણે અર્ધસત્ય જવાબ દીધો, 'नरोवा कुंजरोवा। હાથી મરાયો કે પુરુષ મરાયો, મને ચોક્કસ ખબર નથી.'

क ખુશામત, નિંદા તથા મીઠુંમરચું ભભરાવી વાતો કરવી.

ड મશ્કરીમાં જુઠું બોલવું.

(૫) અસત્ય કોણ બોલે છે? આળસુ માણસો, થોડી મહેનતે વધારે કમાવા ઇચ્છનારા, પરમેશ્વરને નહિ માનનારા.

(૬) કેટલાક ગુંચવણીના પ્રસંગોઃ—કોઈનો જીવ બચતો હોય તો જુઠું બોલાય? ના. ગુનેહગારને શિક્ષા થવી જોઈએ. નિર્દોષને પણ જુઠું બોલી ન બચાવાય. તેની નિર્દોષતા સાબીત કરીને તેને બચાવાય. સોક્રેટિસ અને ગેલેલિઓ જુઠું બોલ્યા હોત તો તેમનો જીવ બચત, પણ સત્યને ખાતર તેમણે જીવ આપ્યો.

(૭) सत्यमेव जयते नानृतम्। સત્યનોજ જય થાય છે જુઠાણાનો નહિ.

---

## (૪) અભિમાન

(૧) અર્થ સમજાવવો.

(૨) અભિમાન ઘણી જાતનાં હોય છેઃ—

अ ધનનું અભિમાન—પૈસાદાર ધનથી અભિમાની થઈ પૈસાનો દુરૂપયોગ કરી ન કરવાનાં કામ કરે છે.

ब સત્તાનું અભિમાન—રાવણનું અભિમાન, કેટલાક અમલદારોનું અભિમાન.

क રૂપનું, જ્ઞાનનું તેમજ કળાનું અભિમાન.

(૩) અભિમાનના ગેરફાયદાઃ—અભિમાન કોનું ટકયું છે? જુની કહેવતઃ 'અભિમાન તો રાજા રાવણનું પણ ટકયું નથી.' અભિમાનની પાછળ દુર્ગુણોની આખી ફોજ આવે છે.

(૪) અભિમાન ક્યારે દૂર થાય? થોડોક વિચાર કરીએ તો. આપણું ધન, આપણી સત્તા, આપણું રૂપ તથા આપણું જ્ઞાન, દુનિયાના મહાધનિક મહાસત્તાવાળા અને મહાન રૂપાળા માણુસ આગળ શા હિસાબમાં છે! વળી એ બધાં-રૂપ, ધન ને સત્તા-કેટલો વખત ટકે છે? કારખાનાનો માલીક અનેક મજુરો તેમજ કારીગરોની મદદથી ધનવાન થાય છે, એવી પારકાની મદદથી મેળવેલી વસ્તુનું અભિમાન કરવું ગેરવાજબી છે.

મહાભારતના યુદ્ધમાં વિજય મેળવનાર અર્જુનને અભિમાન થયું. યુદ્ધ પછી એને કાબા-લુંટારૂઓએ લૂંટયો. આ વખતે એનું ગાંડીવ ધનુષ કામમાં ન આવ્યું.

(૫) કહેવતો ખોટી નથી. 'ખાલી ચણો વાગે ઘણો,' 'અધુરો ઘડો છલકાય ભર્યો ન છલકાય.' અભિમાન એટલે અપૂર્ણતા.

---

## (૫) સંતોષ

(૧) સંતોષ એટલે શું? એનો અર્થ આળસુ થઈ બેસી રહેવું એવો નથી. પ્રામાણિકતાથી આપણી સ્થિતિ સુધારવા અથાગ ઉદ્યોગ કરવો, પછી જે ફળ મળે તેમાં આનંદ માનવો એનું નામ સંતોષ.

(૨) સંતોષના ફાયદા અને અસંતોષના ગેરફાયદાઃ—'સંતોષી નર સદા સુખી' આ કહેવત સત્ય છે. ધનધાન્ય, રૂપ, વૈભવ સંતતિ હોવા છતાં અનેક મનુષ્યોને સુખ મળતું નથી, કારણકે તેઓ અસંતોષી હોય છે. ગરીબ ખેડુત લુખુંસુકું ખાઈને સુખી જીવન ગાળે છે, કારણકે તે સંતોષી છે. संतोष एव पुरुषस्य परंनिधानम्। સંતોષજ પુરુષનું મોટું ધન છે એમ કહ્યું છે.

(૪) કેટલીક બાબતમાં અસંતોષની જરૂર છે. મનુષ્યો પોતાના અનારોગ્યથી સંતોષ માને તો વહેલા મરે. વિજ્ઞાનશાસ્ત્રી સંતોષ માની

બેસી રહ્યા હોત તો તાર, હવાઈજહાજ વગેરેની શોધ ન થાત. વિદ્યાર્થી પોતાને જેટલું આવડે તેટલાથી સંતોષ માને તો તેનું જ્ઞાન વધે નહિ. આવી જાતનો સંતોષ તે બાયલાપણું છે.

(૪) ખરો સંતોષી મનુષ્ય કેવો હોય? ઉદ્યોગ કરે અને ઈશ્વર પર ભરોસો રાખે. ઉદ્યોગ કરવા છતાં ફળ ન મળે તો માથે હાથ દઈ બેસી ન રહે, પણ નિષ્ફળતા મળવાનું કારણ શોધે અને તેને દૂર કરે.

---

## (૬) ધીરજ

(૧) અર્થ—ગમે તેવી મુશ્કેલીઓમાં અકળાયા વગર શાંતિથી જાણે કાંઈ બન્યુંજ ન હોય તેમ કામ કરવામાં ધીરજની જરૂર છે.

(૨) દુઃખ પડે ત્યારે માણસ ધીરજ તજે છે. દુનિયા તેને અન્યાયથી ભરેલી લાગે છે.

(૩) ધીરજના ફાયદા—'ઉતાવળા સો બહાવરા ધીરા સો ગંભીર,' 'ધીરજનાં ફળ મીઠાં છે.' 'ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય,' આ બધી કહેવતો ધીરજની પ્રશંસા કરે છે.

(૪) ધીરજવાન શી રીતે થવાય?

(अ) ધીરજની કસોટી દુઃખ પડે ત્યારે થાય છે. આપણામાં એ ગુણ કેળવવાજ પ્રભુ દુઃખ નાખે છે એમ સમજવું.

(ब) આપણને દુઃખ પડે ત્યારે આપણા કરતાં વધારે દુઃખી માણસોનો દાખલો લેવો.

(क) વળી, દુનિયામાં સુખ ને દુઃખ એક પછી એક આવ્યાજ કરે છે. દુઃખ પડે ત્યારે રોદણાં રડવાથી તે દૂર કરી શકાશે નહિ; પણ ધીરજથી પુરુષપ્રયત્ન કરવાથી.

(ड) દુઃખ નાખીને પ્રભુ માણસની મોટાઈ વધારે છે. પરમેશ્વર ગજું જોઈનેજ દુઃખ નાખે છે. લડાઈમાં મોખરે —સૌથી આગળ—તો ખરા મર્દ ઉભા રહે છે.

---

## (૭) સમાજ સેવા

(૧) અર્થ—જે લોકોના સહવાસમાં આપણે રહીએ છીએ તથા જેમની મદદથી આપણે ઉછરીને મોટા થઈ કેળવાયા છીએ, તે આપણી સમાજ કહેવાય. તે સમાજને કોઈપણ રીતે ઉપયોગી થઈ પડવું એનું નામ સમાજસેવા.

(૨) સમાજસેવા શા માટે કરવી? સમાજે આપણા પર અનેક ઉપકારો કર્યા છે, એ ઉપકારનો બદલો વાળવા ખાતર પણ આપણે સમાજની કોઈપણ રીતે સેવા કરવી જોઈએ.

(૩) સમાજસેવા કરનારાં કેટલાંક મંડળો:—અનાથાશ્રમો, રાત્રિશાળાઓ, બાલસેના (સ્કાઉટસ) એમનું ટુંક વર્ણન.

(૪) સમાજસેવા દરેક મનુષ્ય કરી શકે છે. ધનવાન ધનથી, વિદ્વાન વિદ્યાથી અને શરીરબળવાળો મનુષ્ય પોતાના શરીરથી પોતાના સમાજની સેવા કરી શકે. સાધારણ ભણેલાગણેલા પણ અનેક સેવા કરી શકે.

પોતાના ગામમાં રાત્રિશાળા કાઢીને, ચેપી રોગો ફાટી નીકળતાં રોગીની માવજત કરીને, ગામની સ્વચ્છતા વધારવા પ્રયત્ન કરીને, આગ વગેરે અકસ્માતોમાં મદદ કરીને.

આવી રીતે યોગીઓને પણ અગમ્ય (ન સમજાય એવો) સેવાધર્મ સહેલો થઈ જાય છે.

---

## (૮) ખેડુતોની સ્થિતિ અને તે સુધારવાના ઉપાય

(૧) અત્યારના ખેડુતની સ્થિતિ—

- (૧) ભણેલો હોતો નથી.
- (૨) દેવાદાર હોય છે.
- (૩) લગ્ન વગેરે મોટા પ્રસંગે નાતો જમાડી, લહાણાં કરી માથે દેવું વધારી મૂકે છે.
- (૪) બાળલગ્ન જેવા ખોટા રિવાજ હજુ છોડતો નથી.

(૨) તે સ્થિતિ સુધારવાના ઉપાય—

- (૧) છોકરાને ભણાવે અને તે ખાસ ખેતીને લગતી કેળવણી આપે તો અમેરિકા વગેરે દેશોની માફક વધારે પાક પકવી શકે.

(૨) લગ્નના તેમજ મરણુની નાતોના ખર્ચ કમી કરે. વાણીઆઓની સાથેનો પૈસા કરજે કાઢવાનો સંબંધ છોડી દે. ગામડામાં સહાયકારી મંડળી ચાલતી હોય તેમાંથી નાણું વ્યાજે લે.
(૩) એકલા કપાસ જેવી વસ્તુનું વાવેતર ન કરતાં જેમાંથી અનાજ અને ઘાસ મળે એવા પાક પકવે તો એને અનાજનો તેમજ ઢોર માટેનાં ઘાસનો જે મોટો ખર્ચ કરવો પડે છે તે બચે, અને ઢોર તાજાં રહે.
(૪) બાળલગ્ન જેવા હાનિકારક રિવાજો બંધ કરે.
(૫) ખેડુત વરસના છમાસ નવરો બેસી રહે છે, એવા વખત માટે કાંઈ કામ કાઢે. કાંતે, પીંજે, કપડાં વણે કે રંગે. આમ કરવાથી તેની આવક વધશે.
(૬) મોટી ઉમરના ખેડુતો રાત્રિશાળામાં શિક્ષણ લે.

(૩) અસલના વખતમાં ખેડુતોની સ્થિતિ કેવી હતી ? સામળભટની વિક્રમ અને ભાભારામ પટેલની વાત. સ્થિતિ કેમ બગડી ?

---

## (૯) નદીઓનો ઉપયોગ

(૧) નદીઓ પર્વત ઉપરથી વહીને ઉંચી જમીનને ઘસી નાખી ખીણોને માટીથી ભરી દઈ સપાટ મેદાનો બનાવે છે. કેટલાંક ફળદ્રુપ મેદાનો: નાઈલ નદીનું ઇજિપ્તનું મેદાન, તિગ્રિસયુફ્રેટિસનું મેસોપોટેમિઆનું મેદાન, યાંકસેક્યાંગ અને હોઆંગહોનું ચીનનું મેદાન, સિંધુ તથા ગંગાનું મેદાન, વગેરે.

(૨) એવાં ફળદ્રુપ મેદાનોમાં વસ્તી વધે છે, શહેરો બંધાય છે અને મહાન પ્રજાઓ ઉત્પન્ન થાય છે. અસલનાં બેબિલોન, નિનેવેહ તથા હાલનાં બગદાદ, રંગુન, લંડન, કલકત્તા, બનારસ એ એવાં શહેરો છે.

(૩) જળમાર્ગ તરીકે ઉપયોગ—આગગાડી કરતાં મુસાફરી તેમજ માલ મોકલવા લાવવાનો ખર્ચ એમાં ઓછો પડે છે.

(૪) નહેરોદ્વારા ઓછા વરસાદવાળા પ્રદેશમાં પણ ખેતરોને પાણી પુરૂં પાડી સારો પાક પકવી શકાય છે. ગંગાની ને સિંધુની નહેરો, નાઈલની નહેરો.

(૫) નદી મુખ આગળ સુંદર બંદર બનાવે છે. વળી, જ્યાંથી નીકળતી હોય ત્યાં ધોધમાંથી પડતી હોય, તો એ ધોધમાંથી વીજળી ઉત્પન્ન થાય છે, જેનો યંત્રમાં ઘણો ઉપયોગ થાય છે. કાવેરીનો ધોધ, સતલજ નદીનો ધોધ.

(૬) અસલના વખતમાં નદી બે દેશ વચ્ચે સરહદરૂપ બનતી. 'લાટ' મહી અને નર્મદા વચ્ચેનો પ્રદેશ.

(૭) નદીને પવિત્ર માનવાની માન્યતા તેની ઉપયોગિતા ઉપરથી બંધાઈ હશે ?

---

## (૧૦) પર્વતોની અસર

(૧) પર્વતો દેશની આબોહવા પર અસર કરે છે. કેટલીક વખત દેશની ઉત્તરમાં ગોઠવાઈ દેશમાં વાતા ઠંડા પવનોને રોકી દેશનું ઠંડીથી રક્ષણ કરે છે. આ રીતે હિમાલય શિયાળામાં વાતા ઠંડા પવનોને રોકી ગંગાની ખીણનાં પાકથી લચી જતાં ખેતરોને હિમથી બચાવી લે છે. આલ્પ્સ પર્વત ઇટાલિની દ્રાક્ષની વાડીઓનું રક્ષણ કરે છે. કેનેડા તથા રૂસિયામાં પર્વતો આમ ગોઠવાયલા નથી માટે આખા દેશમાં ખૂબ ઠંડી પડે છે. વળી, પર્વતો ભેજવાળા પવનોને અટકાવી, ઠંડા પાડી વરસાદ વરસાવે છે. હિંદુસ્તાનમાં હિમાલય, અમેરિકામાં રોકિ અને એન્ડિઝ પર્વતો આમ ઉપયોગી છે.

(૨) જ્યારે નદીઓ એક પ્રદેશને બીજા પ્રદેશ સાથે જોડે છે ત્યારે પર્વતો એક પ્રદેશને બીજાથી જુદો પાડે છે, અને વ્યવહારમાં વિઘ્નરૂપ થાય છે. હિમાલય અને આલ્પ્સ આવા પર્વતો છે. વધતા જતા વૈજ્ઞાનિક જ્ઞાનથી આજે તો હવાઈજહાજ વગેરેની મદદથી અલંઘનીય પર્વતો લંઘનીય બન્યા છે.

(૩) પર્વતોમાં લડાયક મજબુત પ્રજા ઉત્પન્ન થાય છે. ગુરખા, નેપાળીઓ, સ્કોટલાંડના પર્વત પરના રહેવાસીઓ એવા છે. કેમ ?

(૪) પર્વતોમાં મોટા ખનિજભંડારો હોય છે. રોકિ પર્વતમાં રૂપાની ખાણો છે. આલતાઈ તો સોનાનો મેરૂ કહેવાય છે. એલિગેની પર્વત કોલસા લોઢાથી ભરેલો છે.

---

## (૧૧) છાપવાની કળા

(૧) છાપવાની કળાનો ટૂંક ઇતિહાસઃ—

(૧) પહેલાં તો બધું હાથેજ લખાતું. તાડપત્ર પર કે ભૂર્જપત્ર પર હાથથી લખી પુસ્તકો તૈયાર કરવામાં આવતાં. આમ એક પુસ્તક લખતાં ઘણો સમય જતો.

(૨) લખવાની કળા શોધવાનું પ્રથમ માન ચીના લોકોને ઘટે છે. ઉંધા અક્ષરો લાકડા પર તેમજ પત્થર પર કોતરીને તે બીબાં વડે ચીના લોકોએ પ્રથમ છાપવા માંડયું.

(૩) યુરોપમાં છાપવાની કળાની શોધ પંદરમા સૈકામાં થઈ. પ્રથમ ખ્રિસ્તિ ધર્મનું પુસ્તક બાઇબલ છપાયું. પછી ધાતુના અક્ષરોથી છાપવાની શોધ થઇ. હાલ ધાતુના અક્ષરોદ્વારા યંત્રથી છાપવાનું કામ થાય છે. યુરોપઅમેરિકામાં વીજળીની મદદથી આજે એક કલાકમાં વર્તમાનપત્રોની હજારો નકલો છપાય છે.

(૨) છાપવાની શોધથી બધી પ્રજાને લાભ થયો પણ યુરોપમાં ઘણો લાભ થયો. મધ્યયુગમાં માત્ર પાદરીઓ પાસેજ વિદ્યા કે જ્ઞાન હતાં. છાપવાની કળાની શોધથી આ જ્ઞાન સામાન્ય લોકો પણ મેળવી શક્યા; પરિણામે યુરોપમાં વિદ્યાનું પુનર્જીવન થયું અને મોટો ધાર્મિક સુધારો થયો.

(૩) આજે આપણે એ કળાના ઘણા ફાયદા મેળવી રહ્યા છીએ.

(૧) પુસ્તકોની સોંઘવારી થઈ છે.

(૨) મોટી લાયબ્રેરીઓ ઠામ ઠામ સ્થપાઈ શકી છે અને જ્ઞાન ફેલાયું છે.

(૩) અનેક વર્તમાનપત્રો છપાય છે અને તેથી લોકોને કેળવણી મળે છે.

(૪) આ શોધથી કાંઈ ગેરફાયદા થયા છે ?

---

## (૧૨) વીજળી ( વિદ્યુત્ )

(૧) ટૂંક ઇતિહાસ—

(૧) શરૂઆતમાં તો મનુષ્યો આકાશમાં રહેલી વીજળીને સમજી ન શકવાથી તેને વાદળાંમાં ભોકવાના ઈંદ્રરાજાના ભાલા તરીકે ગણતા.

(૨) ઘણા વખત પછી આકાશના જેવીજ વીજળી દુનિયાના સર્વ પદાર્થોમાં છે તે શોધકોના જાણવામાં આવ્યું. છેક ઓગણીસમા સૈકા સુધી દુનિયાના થોડાકજ પદાર્થોમાં–લાખ, કાચ, ગંધક, રેશમ અને બિલાડીના વાળમાં–વીજળી છે એમ શોધકો માનતા.

(૩) પછી એકદમ રસાયનિક વિદ્યુત્‌ની શોધ થઈ. અમુક ધાતુઓ અને તેજાબો ભેગા કરવાથી શોધકો વિદ્યુત્ પેદા કરી શક્યા. આની જબરી અસર થઈ; દુનિયાને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો એવાં કામો આજે વિદ્યુત્‌થી થઈ રહેલાં છે.

(૨) ઉપયોગ—

(૧) શહેરામાં રોશની કરવામાં,
(૨) વરાળયંત્રો ચલાવવામાં,
(૩) સંદેશા લઈ જવા લાવવામાં,
(૪) વિદ્યુત્‌ના પ્રવાહ રોગીઓના શરીરમાં દાખલ કરી તેમના રોગ મટાડવામાં,
(૫) અમેરિકાના ન્યુયોર્ક તથા ઇંગ્લાંડનાં લંડન જેવાં શહેરોમાં હવા અને પાણીની માફક વિદ્યુત્ પણ એક અગત્યનું સાધન થઈ પડી છે.

---

## (૧૩) લડાઈથી થતા ફાયદા

(૧) વિગ્રહ કે લડાઈ વગર પ્રજાઓ વચ્ચેના કજીઆનો અંત આવતો નથી. કેવળ લવાદમંડળો સ્થાપ્યાથી દુનિયાના અન્યાય દૂર થતા નથી. અમેરિકાનાં રાજ્યોએ લડાઈ કરીનેજ સ્વતંત્રતા મેળવી. જેમ વીજળીઓના કડાકા સાથે ચઢી આવતું વરસાદનું ઝાપટું આકાશને સ્વચ્છ બનાવે છે તેમ લડાઈ દેશને થાળે પાડે છે. આમ લડાઈ એક આવશ્યક વસ્તુ છે.

(૨) લડાઈ વીરતા કેળવવાની શાળા છે. મર્દાઈ, ધીરજ, સહનશીલતા, ઉદારતા લડાઈથી કેળવાય છે. હનુમાન, ભીમ, અર્જુન, પ્રતાપ, શિવાજી, નેલ્સન, નેપોલિઅન અને હિંડનબર્ગે આ શાળામાં ભણીનેજ નામ કાઢ્યું છે.

(૩) વિગ્રહથી એક દેશમાં વસતા ભિન્ન ભિન્ન મતના લોકો સંપ કરે છે. સ્પેનનું દરીઆઈ લશ્કર ઈંગ્લાંડ પર ચઢી આવ્યું ત્યારે અનેક પક્ષોવાળું ઈંગ્લાંડ એકમત બની સ્પેન સાથે લડયું ને જીત્યું.

(૪) વિગ્રહથી સુધરેલી પ્રજાના સંસર્ગમાં આવીને અણકેળવાયલી પ્રજા સુધરે છે. વળી, વિગ્રહથી એક પ્રજા બીજી પ્રજાના જ્ઞાનનો લાભ લે છે. દશકપદ્ધતિની શોધ હિંદમાં થઈ. ભૂમિતિ વગેરેનું જ્ઞાન ગ્રીસમાં ઉત્પન્ન થયું. કહે છે કે મહાન અલેકઝાંડરની ચઢાઇથી આ જ્ઞાનની આપ લે થઈ.

---

## (૧૪) લડાઇથી થતા ગેરફાયદા

(૧) લડાઈઓથી ફાયદા થાય છે એમ માનવું એ ગઈ કાલની વાત છે. અસલના વખતમાં લડાઈ ફાયદાકારક ભલે હોય, અત્યારે તો લડાઇથી વેપાર, ઉદ્યોગ અને લોકોના જાનમાલની તથા સુધરેલી પ્રજાની મોટી ખુવારી થઈ જાય એમ છે. અસલ પણ દેશમાં લડાઈ થઈ ગયા પછી દુકાળ પડતા અને અનેક વર્ષો સુધી દેશ થાળે પડતો નહિ.

(૨) અન્યાય દૂર કરવામાં લડાઈની જરૂર છે એમ કહેવું એ ગાંડાઈ છે. સુધરેલી અને કેળવાયલી પ્રજા પશુબળથીજ અન્યાય દૂર કરવા માગે તો તે સુધરેલી કે કેળવાયલી પ્રજા કહેવાયજ નહિ.

(૩) માણસના શરીરની રચના તપાસીએ તો માલમ પડશે કે શરીરબળમાં બીજાં પ્રાણીઓને મુકાબલે એ ઘણો નબળો છે. કોઈ પણ પ્રાણીને મારી નાખવા કરતાં મનુષ્યને મારી નાખવો એ સહેલું કામ છે, છતાં મનુષ્ય દુનિયામાં સર્વોપરિ થઈ રહ્યો છે. આમ એક બીજા સાથે સંપ કરવાથી બન્યું છે. લડાઈ લડવાથી નહિ.

(૪) લડાઈ વીરતા કેળવવાની નિશાળ છે એમ માનવું ભૂલ ભરેલું છે. લડાઈ વખતે વીરતા બતાવી શકાય છે, પણ બીજા એવા ઘણા પ્રસંગે માણસ વીરતા બતાવી શકે છે. કોઈ શોધખોળ પાછળ પોતાનું જીવન અર્પીને કે કોઈ દેશોદ્ધારના કામ માટે પોતાનો દેહ અર્પણ કરીને. વળી, હનુમાનની વીરતા એના બ્રહ્મચર્યને લીધે હતી. નેલ્સન અને પ્રતાપની વીરતા તેમની દેશભક્તિને લીધે હતી. લડાઇઓ લડીને તેઓ બહાદુર બન્યા ન હતા.

(૫) અસલના વખતમાં લડાઈઓથી એક પ્રજા બીજી પ્રજાના સહવાસમાં આવતી અને તેથી જ્ઞાનની આપલે થતી એ ખરી વાત છે; પણ આજે તો વ્યવહારનાં સાધનો—રેલવે, સ્ટીમર, હવાઈ વિમાનો—વધ્યાં છે. પૃથ્વી એક દેશ જેવી બની છે, અને એક દેશના લોક પૃથ્વીને બીજે છેડે આવેલા દેશના લોકોના જ્ઞાનનો લાભ પુસ્તકોદ્વારા લઈ શકે છે. આમ અત્યારે લડાઈ જરા પણ ફાયદાકારક નથી.

---

## (૧૫) શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે

(૧) અર્થ સમજાવવો:—આગળ વધવાને, પોતાની મુરાદ બર લાવવાને શ્રમ કરવો પડે છે. વિદ્યાર્થી શ્રમ કરી અભ્યાસ આદરી પંડિત થાય છે, વેપારી શ્રમ કરી વેપારની જમાવટ કરે છે. વિજ્ઞાનીઓ અતિશય શ્રમ કરે ત્યારેજ મહાન શોધો થાય છે.

ફોર્ડ મોટરનો શોધક હેન્રિફોર્ડ આજે કરોડપતિ છે. એના જંગી કારખાનામાં ભંગીને પણ રોજના પંદર રૂપીઆ મળે છે. શ્રમ કરીનેજ એણે આવું પ્રારબ્ધ ઘડયું.

(૨) કોઇનું આપેલું પહોંચતું નથી. વારસામાં મળેલા કરોડો રૂપીઆ ખર્ચાઈ જાય છે. કેટલાંક મનુષ્યોમાં કળા, વિદ્યા અને સૂક્ષ્મ બુદ્ધિ કુદરતી રીતે હોય છે; પણ શ્રમ વગર તે કટાઈ જાય છે. શ્રમ વિના આવી શક્તિઓ વિકાસ પામતી નથી, અને તેથી કુદરતી બક્ષિસવાળા મનુષ્યો પ્રારબ્ધહીન જેવું દુ:ખી જીવન ગાળે છે.

(૩) દુનિયામાં કઈ સારી વસ્તુ કિંમત આપ્યા વગર મળે છે ? દામ ખરચીએ તોજ કામ થાય. શ્રમ—અથાગ મહેનત—પ્રારબ્ધને ખરીદી શકે છે.

(૪) સુખી માણસને સુખી રહેવાને પણ શ્રમની જરૂર છે. શ્રમ નહિ કરશે તે આળસુ થશે. આળસુ શરીર તો પાપ પેદા કરવાનું કારખાનું છે. આરોગ્યને માટે પણ શ્રમની જરૂર છે.

(૫) પારકાએ મેળવેલાં સાધનોથી મોજ માણવામાં મઝા પણ શું ને પુરુષાર્થ પણ શું !

પારકાની કમાઈ ઉપર તાગડધિન્ના કરવામાં નામર્દાઈ છે. સ્વાભિમાની મનુષ્ય જાતેજ શ્રમ કરી જે જોઈએ તે મેળવે છે. જાતે મેળવાયલુંજ

ભોગવવામાં આનંદ પડે છે. શ્રમ વગર ધન મેળવવાની ઇચ્છા રાખવી એ બાળકબુદ્ધિ છે.

(૬) કોઈકે ખરૂંજ કહ્યું છે:—

પુરુષાર્થ (શ્રમ) પ્રારબ્ધનું જમણું અંગ છે અને કરકસર ડાબું અંગ છે. પ્રારબ્ધના દરવાજા ઉઘાડવા ઉદ્યોગની ચાવી લગાડો, આળસ કે પ્રમાદની ચાવીથી તો ગરીબાઈના દરવાજા ઉઘડશે.

---

## (૧૬) હડતાલ

(૧) હડતાલ=હાટમાં (બજારમાં) તાળાં દેવાવાં તે. દુકાનો બંધ થાય, કારીગરો કામ કરતા અટકે તેને હડતાળ કહે છે.

(૨) હડતાલ શા માટે પાડવામાં આવે છે:—

કારીગરોને આરામ આપવા માટે અમુક તિથિએ કામ બંધ રાખવામાં આવે છે.

કોઈ મહાપુરુષ કે જાહેરજીવન ગાળનારનું મૃત્યુ થતાં હડતાલ પડે છે.

કાંઈ હુલ્લડતોફાન થતાં હડતાલ પડે છે.

હાલ મજુરો અને મીલમાલીકો વચ્ચે, કારીગરો ને કારખાનાંના માલીકો વચ્ચે બેદીલી થતાં મજુરો ને કારીગરો હડતાલ પાડે છે. આવી હડતાલ એટલે વ્યાપારી લડાઈ. આવી હડતાલો પાડી મજુરો તેમના શેઠ પાસે વધારે પગાર ને ઓછા કલાકની કામગીરી માગી શકે છે.

(૩) યુરોપમાં આવી હડતાલ પડવી શરૂ થઈ. ધનવાન માલીકોને નમાવવા ત્યાં આવા મજુર તથા કારીગરોનાં મંડળો છે. તે મંડળનો ઠરાવ થતાં હજારો મજુરો હડતાલ પાડે છે. કારખાનાં બંધ રહેતાં તેમના માલીકોને હજારો રૂપીઆનું રોજનું નુકસાન થાય છે; તેથી આખરે તેમને મજુરોને નમતું આપવું પડે છે.

(૪) આવી હડતાલનાં માઠાં પરિણામો આવે છે:—

મજુર ને માલીક વચ્ચે દ્વેષ વધે છે. પૈસાનું મજુરોને દુઃખ વેઠવું પડે છે, માલીકોને પૈસાનું નુકસાન થાય છે. લોકોને અગવડ પડે છે.

(૫) આમ હડતાલ એ ઔદ્યોગિક લડાઇમાં મજુરોના હાથમાં હથિઆરરૂપ થઈ પડી છે.

---

## (૧૭) જાહેર હિંમત

(૧) હિંમત ઘણી રીતે દર્શાવી શકાય છે:—
શારીરિક દુઃખ સહન કરવામાં હિંમતની જરૂર છે.
માનસિક દુઃખ સહન કરવામાં હિંમતની જરૂર છે.
સિપાઈ હિંમતથી દુશ્મનનો ઘા ઝીલે છે.
સ્ત્રી પોતાનાં સંબંધીઓનાં દુઃખ જોઈ તેમનાં દુઃખ દૂર કરવા હિંમતથી બધું સહન કર્યા કરે છે.

(૨) જાહેર હિંમત આથી જુદી છે:—
પોતાના અંતઃકરણને જે સત્ય લાગે તેજ પ્રમાણે આચરણ કરવામાં જાહેર હિંમતની જરૂર છે. જાહેર હિંમત એટલે સત્યપાલન કરવા માટે કરેલો અડગ નિશ્ચય.

(૩) આવા જાહેર હિંમતવાનની લોકો હાંસી કરે, સંબંધીઓ તિરસ્કાર કરે, મિત્રો તજી દે, વિપત્તિનાં વાદળ તુટી પડે કે મરણનો પ્રસંગ આવે તો પણ પોતાને જે ખરૂં લાગે તેજ એ મનુષ્ય કહે છે ને કરે છે.

જાહેર હિંમતવાળો માણસ દેશકાળથી ગભરાયા વગર સત્ય બોલે છે. મિત્રોને કડવાં લાગે તેવાં પણ હિતકર વચનો તે કહી શકે છે. તે સમાજનાં દૂષણો બતાવી શકે છે. રાજનીતિ ખરાબ હોય તો તે વખોડી નાખે છે. સત્તાથી તે બ્હીતો નથી. ધન તેને લલચાવી શકતું નથી. માનઅપમાન તેના પર અસર કરી શકતાં નથી. સત્ય તેના જીવનનું સુકાન છે. કલ્યાણકારક કર્તવ્ય તેનું ધ્યેય છે.

(૪) જાહેર હિંમત ને શારીરિક બળ એ બે જુદી શક્તિઓ છે. શારીરિક બળવાળો મનુષ્ય જાહેર હિંમતવાળો ન પણ હોય. જાહેર હિંમત એટલે નૈતિકબળ.

(૫) થોડાક જાહેર હિંમત દર્શાવનાર પુરુષોનાં દૃષ્ટાંતો.

---

## (૧૮) ગ્રામોફોન કે સ્વરધારક યંત્ર

(૧) ગ્રામોફોન કોણે સાંભળ્યું નથી ? અમેરિકામાં શોધાયલા ગ્રામોફોનનાં ગાયનો હિંદુસ્તાનનાં ગામડાંમાં વસતા લોકોએ પણ સાંભળ્યાં હોય છે.

(૨) રચના—કાનની રચનાને મળતી, અવાજનાં આંદોલનો એકઠાં થઇ ભૂંગળામાં જાય છે અને અબરખના પડદાને ધ્રુજાવે છે, તેથી કલમ (સ્ટાઇલિસ) ધ્રૂજે છે. કલમની તીક્ષ્ણ અણી મીણની ચુડીઓ પર ખોભણો પાડે છે. આમ ગાયન કે ભાષણ યંત્રમાં ઉતારવામાં આવે છે. ભાષણ બહાર કાઢવા તીક્ષ્ણ કલમને બદલે ગોળ અણીદાર કલમ મૂકવામાં આવે છે. ચુડી ફરે છે તેથી કલમની અણી પેલી ખોભણોમાંથી ખસતાં ધ્રૂજે છે. ધ્રૂજતી કલમ અબરખના પડદાને ધ્રુજાવે છે, અને એ પડદો ધ્રૂજી પેલાં ભાષણ કે ગાયનનાં અવાજનાં આંદોલનો હવાને પાછાં આપે છે. હવા તેમને આપણા કાનના પડદાપર મોકલે છે અને આપણે ગાયન સાંભળીએ છીએ.

(૩) ગ્રામોફોનના ઉપયોગ:—

આનંદના સાધન તરીકે—પ્રસિદ્ધ ગવૈયાઓનાં ગાયનો દરેક માણસ સાંભળી શકે નહિ. ગ્રામોફોનમાં ઉતારેલાં તેમનાં ગાયનો દરેક માણસ સાંભળી શકે છે.

સંગીતનો અભ્યાસ કરનારાં પણ એમાં ગવાતાં ગાયનદ્વારા ચોક્કસ રાગ તથા તાલ શીખી શકે છે.

પુસ્તકોદ્વારા મહાપુરુષોના વિચારો અમર થઈ શકે છે. ગ્રામોફોનદ્વારા તો મહાપુરુષોનાં મુખમાંથી નીકળતાં વચનો પણ અમર થઈ શકે તેમ છે. તાનસેન ગવૈયાના કે ભગવાન બુદ્ધના સમયમાં ગ્રામોફોનની શોધ થઈ હોત તો આજે આપણે એમનાં ગાયન ને પ્રવચન સાંભળી શકત.

ગ્રામોફોન છુપી પોલિસના જેવું પણ કામ કરી શકે—કોઈની ખાનગી મસલતો કે કાવતરાંની વાતચીત ગ્રામોફોનમાં તે લોકો ન જાણે તેમ ઉતારી શકાય. કોર્ટમાં આથી વિશેષ બીજા કયા પુરાવાની જરૂર રહે !

---

## (૧૯) સીનેમેટોગ્રાફ

(૧) અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રી એડિસને સીનેમેટોગ્રાફ એટલે ચલચિત્ર કે હાલતાં ચિત્રોની શોધ કરી છે.

(૨) આપણી આંખના પડદા (રેટીના) પર જુદી જુદી વસ્તુઓનાં ચિત્ર પડે છે અને તેથી જુદી જુદી વસ્તુઓ આપણી આંખે દેખી શકાય છે. આ ચિત્ર ⅒ સેકંડ સુધી આંખના પડદા પર રહે છે. આ જ્ઞાનને આધારે હાલતાં ચિત્રોની શોધ થઈ. હાલતી ચાલતી વસ્તુઓનાં વીજળીની મદદથી ઘણી ઝડપથી અનેક ચિત્રો લેવામાં આવે છે. પછી તે ચિત્રો અનુક્રમે તેટલીજ ઝડપથી પસાર કરી તેમનાં પ્રતિબિંબ ધોળા પડદા પર પાડવામાં આવે છે એટલે હાલતાં ચિત્રો દેખાય છે. ધારો કે એક માણસ સલામ કરે છે. એની સલામ કરવાની ક્રિયામાં એ હાથ માથાને અડકાડે એટલી વારમાં એના હાથની જુદી જુદી સ્થિતિનાં અનેક ચિત્રો પાડી લેવામાં આવે છે. તેજ ચિત્રો અનુક્રમે ઝડપથી પડદા ઉપર પાડવામાં આવતાં ઉપર દર્શાવેલા નિયમ પ્રમાણે અનેક ચિત્રો દેખાતાં નથી પણ સલામ કરતા મનુષ્યનું એકજ ચિત્ર દેખાય છે.

(૩) આ કળાનો ઉપયોગ:—

(૧) લોકોના આનંદનું સાધન—સુંદર નાટકો, કાલ્પનિકવાતો, હાસ્યજનક કિસ્સાઓ તથા કેટલાક ખરા બનાવોનાં ચલચિત્રો ચિત્રપટ પર દેખાડાય છે.

(૨) હજારો રૂપીઆ ખર્ચવાથી જે કુદરતી દૃશ્યો જોવાં દુર્લભ થઈ પડે તે દૃશ્યો જુજ કિંમત ખર્ચી પ્રેક્ષક જોઈ શકે છે.

(૩) વર્તમાનપત્ર માફક જાહેરખબર આપવાનું કામ થાય છે.

(૪) પશ્ચિમમાં આ કળાના જ્ઞાનથી ફીલ્મ ઉતારવાનો મોટો ધંધો ચાલે છે. કુશળ નટને (ચાર્લિચેપ્લિન) મહાવિદ્વાનો કરતાં પણ અનેક ગણી રોજી આ ધંધામાં મળે છે.

(૫) સુધરેલા દેશોમાં સીનેમેટોગ્રાફ કેળવણીનું એક સાધન બન્યું છે; કારણકે

ચલચિત્રદ્વારા—શાળામાં અનેક વિષયો—ભૂગોળઇતિહાસ—શીખવી શકાય છે. લોકોને ચિત્રો બતાવી

સ્વચ્છતાના, આરોગ્ય જાળવવાના, માદક પદાર્થોથી દૂર રહેવાના પાઠ આપી શકાય છે.

(૪) ગ્રામોફોનની મદદથી ચિત્રપટ પર હવે તો બોલતાં ચાલતાં ચિત્રો પણ દેખાડી શકાય છે.

## (૨૦) પોશાક

(૧) પોશાકની જરૂર—

શરીરનું રક્ષણ કરવા.
મર્યાદા જાળવવા.
કેટલાક શરીર શોભાવવા પોશાક પહેરે છે.

(૨) પોશાક કેવો હોવો જોઈએ ?

દેશની આબોહવાને અનુકૂળ પડે તેવો.
પોતાના ધંધાને અનુકૂળ પડે તેવો.
સ્વચ્છ, ઠાવકાપણું દેખાડે તેવો.
ભપકાદાર કપડાંથી માણુસ શોભતો નથી. કપડાંથીજ સુંદરતા વધતી હોય કે માન મળતું હોય તો નાટકમાં ભભકાદાર વસ્ત્રો પહેરનારને લોકો માન આપત.
પોતાની શક્તિ, દરજ્જો અને લાયકાત પ્રમાણેનો.

(૩) હિંદુઓનો અસલ પોશાક કેવો હતો ? તે આપણી આબોહવાને અનુકૂળ હતો ? હાલનો પોશાક કેવી રીતનો છે ? એ આપણને અનુકૂળ છે ?

(૪) એક જણુ કહે છે કે પોશાક પહેરવામાં ડોળ કરવો એ સમજશક્તિની ખામી દર્શાવે છે. આ સત્ય છે ?

## (૨૧) આનંદી સ્વભાવ

(૧) દુનિયામાં બે જાતના માણુસ માલમ પડે છે. જેમના મુખપર દુઃખમાં કે મુસ્કેલીમાં પણુ ઉજળો આનંદ રમ્યા કરતો હોય એવા અને બીજા કેટલાક તેમના જીવન—આકાશમાં એક આપત્તિની આછી વાદળી દેખાય તો પણુ ઘરડા ઘુવડ જેવી ઉદાસી ધારણુ કરતા.

(૨) ઉદાસ રહેવાથી કે ગમગીન થવાથી દુઃખ દૂર થતાં નથી, ઉલટાં વધે છે.

(૩) આનંદી સ્વભાવવાળો માણસ પોતાના ધંધામાં ફતેહ પામે છે, મિત્રોનો માનીતો થઈ પડે છે. તંદુરસ્તી જાળવી શકે છે. તે જ્યાં જાય ત્યાં ઉજળો આનંદ ફેલાવે છે;

(૪) સંતોષ, સહશીલતા અને ઇશ્વિર ઉપર શ્રદ્ધા હોય તે માણસ આનંદી સ્વભાવ રાખી શકે. સદ્‌ગુણ પણ આનંદી સ્વભાવનું કારણ છે. દુર્ગુણનું પરિણામ પશ્ચાત્તાપ.

(૫) આનંદી સ્વભાવ રાખવામાં કશી કિંમત આપવી પડતી નથી. હસમુખા મનુષ્યનું આનંદજનક વચન ઈર્ષ્યાનો નાશ કરે છે, ગુસ્સાને દબાવી દે છે, વૈરને મિત્રતાના રૂપમાં ફેરવી નાખે છે, ધિક્કારની લાગણીવાળાને પ્રેમી બનાવી દે છે અને અંધારા જીવનમાર્ગમાં આનંદનાં અમૂલ્ય રત્નો વેરી તેને પ્રકાશિત કરે છે.

(૬) આનંદી સ્વભાવ કેટલાકમાં કુદરતી રીતે હોય છે પણ જેમનામાં ન હોય તે પણ એ સ્વભાવ પોતાનામાં કેળવી શકે છે.

---

## (૨૨) પ્રજાજીવન પર ભૌગોલિક (ભૂગોળની) અસર

(૧) જેમ માતાની અસર બાળક પર થયા વગર રહેતી નથી તેમ ભૌગોલિક પરિસ્થિતિની અસર પણ પ્રજાજીવન પર થયા વગર રહેતી નથી.

(૨) કટિબંધોની અસર—ઉષ્ણ કટિબંધમાં અતિશય તાપ પડે છે. ત્યાં વસતી પ્રજા બહુ શ્રમ કરી શકતી નથી. એટલે લોકો આળસુ અને વિલાસપ્રિય હોય છે. અતિશય ગરમ પ્રદેશમાં જુવાની વહેલી આવે છે. ઘડપણનું પણ તેમજ. સમશીતોષ્ણ કટિબંધમાં વસતા લોકોને સમધાત હવા હોવાથી કામ કરવાનો ઉત્સાહ હોય છે. ખાનપાનનાં સાધનો મેળવવામાં તેમને બહુ મહેનત કરવી પડતી નથી તેથી તે પ્રજા પોતાની શક્તિ જુદી જુદી દિશામાં વાપરે છે. વેપાર, ઉદ્યોગ, વિદ્યા, કળા, વિજ્ઞાન, રાજનીતિ, તત્ત્વજ્ઞાન અને સાહસ ખેડવામાં, આથીજ, સમશીતોષ્ણ કટિબંધના લોકો આગળ પડતા છે. શીત કટિબંધમાં તો અતિશય ઠંડી પડે છે. ખોરાક મેળવવામાંજ ત્યાંના લોકોની બધીજ શક્તિનો વ્યય થઈ જાય છે. આથીજ આવી પ્રજા અણકેળવાયલી અને પછાત રહી છે.

(૩) વળી, નદીઓના પ્રદેશોમાં વસતી પ્રજાઓ મોટી જાહોજલાલી ભોગવતાં રાજ્યો સ્થાપી શકે છે. ઇજિપ્તનું પ્રાચીન સામ્રાજ્ય, આર્ય

સામ્રાજ્ય, ચીનનું સામ્રાજ્ય. હાલ વ્યવહારનાં સાધન વધતાં નદીઓની આ અસર નાબુદ થઈ છે.

વળી, દરીઆ કિનારાના વતનીઓ સાહસિક હોય છેઃ ઇંગ્લાંડ અને જાપાનના લોકો. પર્વતો ઉપર રહેનારા લોકો મજબુત, કદાવર ને બહાદુર હોય છેઃ હિમાલયમાં વસતી પહાડી જાતો, સ્કોટલાંડના હાઇલેન્ડર. ફળદ્રુપ મેદાનોમાં વસતા લોકો કાંઈક આળસુ, મોજીલા, કળાભિજ્ઞ, તત્ત્વજ્ઞાની અને ઉદાર હોય છેઃ હિંદુસ્તાનના લોકો. ઘાસના મોટાં મેદાનોમાં વસનારા લોકો ભટકતા, લડાયક, ઝનુની હોય છે. મધ્ય એશિઆના સ્ટેપ્સમાં–ઘાસના મેદાનમાં–વસતા ખીરગીઝ ભરવાડો બહાદુર લડવૈયા છે અને બાહોશ લુંટારા છે. દરીઆ કિનારાના લોકો કુશળ ખલાસીઓ હોય છેઃ નોર્વેજિઅનો. રણના પ્રદેશના લોકો ભટકતા, બહાદુર, મજબુત, કાન તથા આંખની તીવ્ર શક્તિવાળા ચોરી કરવામાં કાબેલ, બહુજ ઓછી જરૂરીઆતવાળા હોય છેઃ બેદુઈન આરબો. ઉષ્ણકટિબંધનાં જંગલોમાં વસતા લોકો નબળા બાંધાના, બ્હીકણ, શરમાળ પણ ક્રૂરઃ પીગ્મીઓ, આફ્રિકાના જંગલી લોકો. જાપાનીઝ લોકો દરીઆને લીધે સાહસિક છે. સામા ચીન અને અમેરિકા જેવા દેશો આવેલા છે, તેથી વેપારી છે. ફ્યુજીયામાનાં સુંદર દૃશ્યો જોઈ સૌંદર્યના ઉપાસક થયા છે. ધરતીકંપ અને જ્વાળામુખીની ભયંકર આફતો તેમના પર ઝઝુમી રહી છે, તેથી તેમને મોતનો ડર નથી ને તેઓ શાંત સ્વભાવના છે. કહે છે કે જાપાનીઝને આપણે ગાળ દઈએ તો પણ તે ઉશ્કેરાતા નથી.

(૪) આમ પ્રજાજીવન પર ભૂગોળ અસર કરી રહી છે.

---

## (૨૩) ઇતિહાસનો અભ્યાસ

(૧) એ અભ્યાસના ફાયદા—

(અ) ઇતિહાસમાં આવતા વીરતાના, ચતુરાઈના, કપટના ને કાવતરાના બનાવો વાંચવામાં આનંદ પડે છે. નવલકથામાં તો કાલ્પનિક રસમય વાતો હોય છે, પણ ઇતિહાસમાં તો સત્ય વાર્તા, તેથીજ વધારે આનંદ.

(બ) રાજનીતિજ્ઞોને માટે તો ઇતિહાસ અનુભવની ખાણ છે. પ્રજાઓની ચઢતી અને પડતી તથા તેનાં કારણો ઇતિહાસદ્વારા જાણી પોતાને અનુકૂળ રાજનીતિ તેઓ શોધી શકે છે.

(क) પૂર્વે થઈ ગયેલા વીર પુરુષો, ધર્મગુરુઓ, રાજનીતિજ્ઞો સંબંધી જ્ઞાન જો પ્રજાને હોય તોજ પ્રજા પોતાની પ્રાચીન સંસ્કૃતિ–સુધારો–જાળવી રાખી આગળ વધી શકે છે.

(૨) જુઓ, આપણી ઇતિહાસની વ્યાખ્યા—

धर्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितम् ।
पूर्ववृत्तं कथायुक्तमितिहासं प्रचक्षते ॥

ધર્મ, અર્થ (પૈસા), કામ (ઇચ્છા), મોક્ષ (પરમ શાંતિ) મળે એવા ઉપદેશવાળા, વાર્તારૂપે કહેલા, પહેલાં બનેલા બનાવોને ઇતિહાસ કહે છે.

(૩) ઇતિહાસ એટલે—

જીવતો ભૂતકાળ. મહાપુરુષોનાં અનુભવ ને ડહાપણની તેમજ સાધુઓનાં સત્કર્મ અને અસાધુઓની ભૂલોની નોંધવહી.

---

## (૨૪) શાળાની વાદમંડળી કે વક્તૃત્વ સભા

(૧) ઘણી નિશાળો અને પાઠશાળામાં આવી મંડળીઓ હોય છે.

(૨) એ મંડળીમાં દાખલ થનાર વિદ્યાર્થીને અનેક ફાયદા થાય છે:–

अ તેનામાં જાહેરમાં બોલવાની હિંમત આવે છે. તે ભાષણ કરવાની કળા શીખે છે.

ब તેને વિચાર કરવાની અને બીજાના વિચારો જાણવાની ઇચ્છા થાય છે. સામાની દલીલો તોડતાં, સંબંધપૂર્વક બોલતાં, દરેક પ્રશ્નની બંને બાજુ તપાસતાં તે શીખે છે.

क તેની આ શક્તિની ખીલવણીથી ભવિષ્યમાં તે રાજકીય તેમજ સામાજિક બાબતોમાં રસપૂર્વક આગળ પડતો ભાગ લઈ શકે છે. ઓકસફર્ડની આવી મંડળીમાં તાલીમ મેળવનાર વિદ્યાર્થીઓ મોટપણે જાહેરજીવનમાં નામ કાઢી શક્યા છે, અને ઈંગ્લાંડની પાર્લામેન્ટના બાહોશ સભાસદો બની શક્યા છે.

ड આમ આવી મંડળીમાં જોડાનાર વિદ્યાર્થીની શક્તિઓ ખીલે છે ને સાથે વિદ્યાર્થીઓમાં ભાઈચારો વધે છે અને આનંદ પણ ઘણો મળે છે.

(૩) આપણે ત્યાં રાજસભા ને ધારાસભા તેમજ પ્રાંતિક સભાઓ ને સ્થાનિક વહીવટમાં લોકો પ્રતિનિધિ તરીકે જઈ શકે છે. શાળામાંજ જો આ ગુણ કેળવાય તો ભવિષ્યમાં એવી સભાઓમાં સારા પ્રતિનિધિઓ જઈ શકે.

---

## (૨૫) બાળવીર (સ્કાઉટ)

(૧) આજે આપણી દરેકેદરેક સ્કુલમાં બાળસેના બનાવવામાં આવી છે. બાળસેનામંડળની શરૂઆત કરનાર જનરલ સર રોબર્ટ બેડન પૉવેલ છે. એના પેટ્રન અને મુરબ્બી નામદાર શહેનશાહ છે. પ્રમુખ નામદાર ડયુક ઓવ કોનોટ છે.

(૨) આ સેનામાં જોડાનાર બાળવીર શું શું કરે છે ?

अ બાળવીર રાજા, દેશ ને માબાપને વફાદાર રહેવાની, બધાને ભાઈ સમાન ગણવાની, પ્રાણિમાત્ર પ્રત્યે દયા રાખવાની, આનંદી સ્વભાવ રાખવાની ને કરકસરીઆ થવાની એવી દશ પ્રતિજ્ઞા લે છે અને તે પાળે છે.

ब કોઈને અકસ્માત થાય તો તેની એ સારવાર કરે છે. અકસ્માત વખતે મદદ કરતાં—ડુબતાં ને બચાવતાં, પાટાપુટી બાંધતા, આગ વખતે મદદ કરતાં—તેને શીખવવામાં આવે છે.

क વાવટાથી તે સંદેશા મોકલે છે અને લે છે.

ड પોતાના સામાન્ય ઉપયોગની વસ્તુ તે જાતે બનાવી લે છે. પોતાને માટે રસોઈ કરતાં અને છોડ રોપતાં ને ઉછેરતાં પણ તે શીખે છે.

इ હોકાયંત્રની મદદથી તેમજ તારાઓનાં અવલોકનથી તે દિશા શોધી શકે છે. પ્રાણી અને મનુષ્યોનાં પગલાં તે પારખી શકે છે.

फ વળી, તે ભાતભાતની ડ્રિલ કરે છે અને ખૂબ મઝા પડે એવી નવી નવી રમતો રમે છે.

ग પોતાની સેના સાથે તે મુસાફરીએ નીકળે છે. ત્યાં દરેક બાબતનું નિરીક્ષણ કરે છે. મુસાફરીનો નકશો ચીતરે છે.

બધા મળીને નાની રાવટી ઉભી કરી હાથોહાથ રસોઇ બનાવી જમે છે. સવારસાંજ પ્રાર્થના કરે છે. રાત્રે વારાફરતી કેમ્પની આસપાસ પહેરો ભરે છે.

(૩) ખાખી કપડામાં સજ્જ થયેલો, હસમુખા ચહેરાવાળો, હાથમાં લાંબી લાઠી રાખનારો, ત્રણ આંગળીએ સલામ કરતો, સાચના સિપાઈ જેવો, સભામાં ને મેળાવડાઓમાં ખડે પગે વ્યવસ્થા જાળવવામાં મદદ કરતો બાળવીર ભવિષ્યનો મોટો નાગરિક–શહેરી–થશે; કારણકે તે નાનપણથી સેવા કરે છે, અને હિંમતવાન, આનંદી, ખડતલ, તંદુરસ્ત, સ્વાશ્રયી ને ગુણવાન બનવાની તાલીમ લે છે.

---

## (૨૬) 'બાળકને પારણે ઝુલાવનારી માતાના ચરણમાં જગત માથું ઝુકાવી રહ્યું છે'

(જે હસ્ત ઝુલવે પારણું તે જગત પર શાસન કરે)

સ્ત્રીઓનાં ચરણમાં પ્રત્યક્ષ રીતે જગત શીર ઝુકાવતું નથી; પણ તેમના પુત્રોનાં–નરપતિઓ, પયગમ્બરો, કવિઓ, કળાકારો, યોદ્ધાઓનાં ચરણમાં જગત પોતાનું શીર ઝુકાવે છે. આમ પરોક્ષ રીતે જગત માતાના ચરણમાં શીર ઝુકાવે છે એમ કહી શકાય.

એવી માતાઓ—ભગવાન બુદ્ધની માતા માયાવતી, ધર્મ સમ્રાટ અશોકની માતા સુભદ્રાંગી, શિવાજીની માતા જીજાબાઇ.

(૨) માતાઓની તેમના બાળકના ચારિત્ર્યપર ઘણી અસર થાય છે. માતાના ઉમદા ગુણો બાળકમાં હોય છે. વળી, નાનપણમાં બાળક માતા પાસે ઘણો વખત રહે છે અને બાળપણમાં પડેલા સંસ્કારો ચિરસ્થાયી રહે છે, માટે રાજાઓ, કવિઓ, પયગમ્બરો અને વીરનરો કે જેમના ચરણમાં દુનિયા નમે છે તેમનાં ચારિત્ર્ય માતાએ ઘડેલાં હોય છે.

મહાપુરૂષોનાં જીવનવૃત્તાંત વાંચતાં તેમના જીવનપર તેમની માતાઓની કેટલી અસર થઈ છે તે સમજાય છે.

રોમન કેથોલિક ધર્મનો એક પાદરી કહેતો કે શરૂઆતનાં સાત વર્ષ સુધી બાળક અમને સોંપી દો, પછી ગમે ત્યાં રાખો. આમ કહેવાનું કારણકે બાળવયમાં બાળકને જે ધાર્મિક કેળવણી મળે તે જીવનના અંત સુધી ટકે છે.

(૩) માતાની કેળવણી, આદર્શ ને ચારિત્ર્યપર ભવિષ્યના મહાપુરુષોની ઉત્પત્તિનો આધાર રહેલો છે એ તો સત્ય છે. આગળ પડવા માગતી પ્રજાઓએ ભવિષ્યમાં માતા થનાર કન્યાઓનાં ઉત્તમ ચારિત્ર્ય ઘડાય એવી કેળવણી આપવી જોઈએ.

(૪) જુની થઈ ગયેલી પંક્તિઓમાં આજ બાબત કહેલી છે:—

કહે નેપોલિઅન દેશને કરવા આબાદાન,
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન.

જગતની ભાગ્ય વિધાતા માતા છે, માટેજ સ્મૃતિકાર મનુ કહે છે:- **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।** જ્યાં સ્ત્રીનું સન્માન થાય છે, ત્યાં દેવતાઓ આનંદ કરે છે. સ્ત્રીઓનો મોભ્ભો સાચવે તથા તેમને યોગ્ય કેળવણી આપે તે પ્રજા જગતમાં માન મેળવે એ સત્ય છે.

---

## (૨૭) 'અન્યોન્ય કેરી ન્યૂનતા પુરે અનુગુણ દંપતી'

(૧) દંપતી શબ્દજ એવો છે. એ એક શબ્દજ બતાવી આપે છે કે સ્ત્રીપુરુષ બે લગ્ન સંબંધથી જોડાય ત્યારેજ સમાજના એક અંગ તરીકે ગણાય છે. સ્ત્રી વામા કહેવાય છે. વામા એટલે દંપતીનું ડાબું અંગ.

(૨) કુદરતે સ્ત્રી અને પુરુષમાં અનુગુણ—એકબીજાને મદદ કરે તેવા ગુણ—મૂકેલા છે. જુઓ,

પુરુષ બળવાન છે, સ્ત્રી સૌંદર્યવતી છે.

પુરુષ સાહસિક છે, સ્ત્રી શ્રદ્ધાળુ છે.

પુરુષની મહત્તા ભગીરથ કાર્યો કરવામાં રહેલી છે, સ્ત્રીની મહત્તા સહન કરવામાં છે.

પુરુષ પરદેશ દીપાવે છે. સ્ત્રી ઘર દીપાવે છે.

પુરુષનાં વચનો સંદેહનિવારક અને પ્રતીતિજનક હોય છે, સ્ત્રીનાં વશીકરણ જેવાં ને આનંદદાયક હોય છે.

પુરુષ કઠણ હૈયાનો છે, સ્ત્રી મૃદુ હૈયાની છે.

પુરુષ આવતી આપત્તિ અટકાવે છે, સ્ત્રી આવેલી આપત્તિમાંથી મુક્ત કરે છે.

પુરુષને શાસ્ત્રો ગમે છે, સ્ત્રીને કળા ગમે છે.

પુરુષ નિર્ણય કરે છે, સ્ત્રી તો મર્મજ્ઞ છે.

પુરુષને ન્યાય વહાલો છે, સ્ત્રીને દયા વહાલી છે.

(૩) આવા ગુણ સ્ત્રીપુરુષમાં ગર્ભિત રીતે–બીજરૂપે–રહેલા છે. કેળવણીથી તેનો વિકાસ થાય, અને કેળવાયલાં યુવકયુવતીઓ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાય.

(૪) આમ બને તો કવિનું સ્વપ્નું સાચું નીવડેઃ—

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,

× × × × × ×

ત્યારે દેવો અવતરશે સ્વર્ગ સમ સુંદર હિંદ થશે.

(૫) પણ આપણે ત્યાં લગ્ન શા માટે થાય છે? સંતાનને ખાતર પશુવૃત્તિ પોષવાને ખાતર, રૂઢિને અનુસરીને. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વરવિક્રય, કન્યાવિક્રય, વગેરે પણ હજુ ચાલુ છે.

(૬) કવિનું સ્વપ્ન સાચું ઠેરવવા સમાજસુધારકોએ, જ્ઞાતિમંડળોએ ને મહાજન–મંડળોએ પ્રયત્ન કરવો ઘટે.

---

## પ્રકરણ ૧૧મું

## ભાષાશુદ્ધિ

### જોડણી અને વિરામચિહ્નો

આપણે સામા માણસને લખીને આપણા વિચાર જણાવીએ છીએ. જો એ લખાણ શુદ્ધ ન હોય તો વાંચનાર આપણું લખેલું બરાબર સમજી શકે નહિ. આટલા માટે આપણું લખાણ શુદ્ધ હોવું જોઈએ.

કેળવાયલા વર્ગના લોકો જેવી ભાષા બોલતા હોય અને લખતા હોય તેવી ભાષા શુદ્ધ કહેવાય છે. આપણી વાચનમાળા કેળવાયલા વર્ગે લખેલી છે. વાચનમાળાની ભાષા તે શુદ્ધ ભાષા છે.

હવે શુદ્ધ ભાષા કેવી હોય તેનો વિચાર કરીએ. શુદ્ધ ભાષામાં ગામડીઆ શબ્દો તેમજ ગામડીઆ વાક્યરચના ન આવવી જોઈએ. વળી, શુદ્ધ ભાષામાં 'જતો છે, આવતો છે', જેવા ગામઠી પ્રયોગો; કહેવાણું, વંચાણું' જેવા કાઠીઆવાડી પ્રયોગો; 'ચ્યોં, પેંપળો' જેવા ચરોતરી શબ્દો પણ ન વાપરવા જોઇએ.

ગુજરાતમાં પારસીઓની વસ્તી ઠીક છે, અને તેથી પારસી લોકો વાપરે છે તેવા શબ્દો વાપરી ભાષા બગાડી નાખવી ન જોઈએ. 'એવણ', 'તેવણ' જેવા પારસી પ્રયોગો શુદ્ધ લખાણમાં ન આવવા જોઈએ.

વળી, અંગ્રેજી ભાષાના ઘણા પ્રચારને લઈને આપણી ભાષામાં ઘણા અંગ્રેજી શબ્દો દાખલ થયા છે. ટિકિટ, સ્ટેશન, ટેબલ જેવા શબ્દો ઘણા પ્રચલિત છે. એવા શબ્દો વાપરવા; પણ વહેવારમાં ન વપરતા હોય તેવા અંગ્રેજી શબ્દો ન વાપરવા. વળી, તરજુમીઆ ભાષા ન વાપરવી. 'ન તો તેણીએ ખાધું ન તો પીધું' એ તરજુમીઆ ભાષા છે. એવી ભાષા અશુદ્ધ કહેવાય.

વળી, શુદ્ધ ભાષામાં વ્યાકરણની ભૂલો ન થવી જોઈએ. વ્યાકરણની ભૂલોમાં ખાસ બે બાબત ઉપર ધ્યાન આપવાની જરૂર છે. જોડણી ઉપર અને વિરામચિહ્ન ઉપર.

જોડણી ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે; કેમકે કેટલાક શબ્દોની જોડણીમાં સહેજ ફેરફાર થતાં અર્થ તદ્દન બદલાઈ જાય છે. નીચેના દાખલા ઉપરથી આ સમજાશે:—

દીન = ગરીબ પણ દિન = દિવસ.
દ્વિપ = હાથી પણ દ્વીપ = બેટ.
શંકર = મહાદેવ પણ સંકર = મિશ્રણ.
સુત = છોકરો પણ સૂત = રથ હાંકનાર.
શકલ = કડકો પણ સકલ = બધા.
બાડો = આંખે ખોડવાળો પણ બાંડો = પુછડી વગરનો.

આપણી ગુજરાતી ભાષા મૂળ સંસ્કૃતમાંથી ઉતરી આવી છે; પણ ગુજરાતની ફળદ્રુપતાથી લોભાઈ અનેક પ્રજાઓ ગુજરાતમાં આવી વસી છે. એવી પ્રજાના ઘણા શબ્દો ફેરફાર થઈને તેમજ મૂળ સ્વરૂપમાં ગુજરાતી ભાષામાં દાખલ થઈ ગયા છે.

દાખલા તરીકે—

ફારસી અને અરબ્બી શબ્દો—કાયમ, કસુર, દુનિયા, મતલબ, મુસાફર, સિપાઈ, વગેરે. આ શબ્દો મૂળમાં કાઇમ, કસૂર, દુન્યા, મત્લબ, મુસાફિર, સિપાહી, તરીકે ઉચ્ચારાય છે; પણ વપરાશમાં કાયમ, કસુર, તરીકે બોલાય છે અને લખાય છે, માટે તે શુદ્ધજ ગણાય છે.

પોર્ટુગીઝ ભાષાના શબ્દો—પગાર, પિસ્તોલ, કમાન, ચા, આપુસ, વગેરે. આવા શબ્દોની જોડણી પણ જેવી રીતે તે શબ્દો બોલાતા હોય તેવી રીતે કરવી.

ટેબલ, પેન્સિલ, પેન, રબર, બાટલી, ગીરમીટ (એગ્રીમેન્ટ) જેવા અંગ્રેજી ભાષાના શબ્દો પણ જેવી રીતે બોલાય છે તેવી રીતે લખવા, એ શુદ્ધ જોડણી ગણાય છે.

અનુસ્વારની ભૂલો—ગુજરાતી લખાણમાં અનુસ્વારની ઘણી ભૂલો થાય છે. કેટલાક શબ્દો પર નકામાં અનુસ્વાર મુકાય છે અને કેટલાક શબ્દો પર જ્યાં અનુસ્વારની જરૂર હોય ત્યાં તે મુકાતાં નથી.

દાખલા તરીકે—

| ખોટી જોડણી | ખરી જોડણી |
|---|---|
| હોંશિઆર | હોશિઆર |
| બહું | બહુ |
| બંન્ને | બંને |
| વારૂં | વારૂ |
| કુતરૂ | કુતરૂં |
| બિલાડુ | બિલાડું |
| જીવડુ | જીવડું |

નીચેના નિયમો ધ્યાનમાં રાખવામાં આવશે તો અનુસ્વારની ઓછી ભૂલો થશે.

(૧) જ્યારે વાક્યમાં કર્તા તરીકે 'હું' હોય અને ક્રિયાપદ વર્તમાનકાળમાં હોય ત્યારે ક્રિયાપદ પર અનુસ્વાર આવે છે. દાખલા તરીકે—

હું રમત **રમું છું.**

હું ગામ **જાઉં છું.**

(૨) નાન્યતર જાતિનાં પહેલી વિભક્તિનાં ઉકારાંત નામ પર અનુસ્વાર આવવું જોઈએ. દાખલા તરીકે:—બિલાડું, કુતરૂં, ઘેટું, ઘરેણાં, રમકડાં વગેરે; પણ લીંબુ, રૂ જેવાં કેટલાંક નામ અપવાદરૂપ છે.

વળી, ઉકારાંત નાન્યતર જાતિનાં એકવચનમાં વપરાયલાં નામને બાકીની વિભક્તિઓના પ્રત્યય લાગતાં અનુસ્વાર મૂકવામાં આવતું નથી. બ. વ.માં મુકાય છે. જેમકે, ઘરેણાને (એ. વ.), ઘરેણાંને (બ. વ.), ઘરેણામાંથી (એ. વ.) ઘરેણાંમાંથી (બ. વ.).

(૩) કર્તરિપ્રયોગમાં ક્રિયાપદ ભૂતકાળમાં હોય અને કર્તા નાન્યતર જાતિમાં હોય ત્યારે તેમજ કર્મણિપ્રયોગમાં કર્મ નાન્યતર જાતિમાં હોય ત્યારે ક્રિયાપદ પર અનુસ્વાર આવે છે.

દાખલાઃ—કુતરૂં ખાડામાં **પડી ગયું** (કર્તરિપ્રયોગ).

છોકરીએ **અંજીર ખાધું** (કર્મણિપ્રયોગ).

(૪) નાન્યતરજાતિના શબ્દોનાં વિકારી વિશેષણો ઉપર અનુસ્વાર અવશ્ય આવવું જોઈએ.

દાખલા—**મોટું** વાસણ                    કરડકણું ઘોડું

**નાનાં** છોકરાં                    **ચોકખાં** વાસણ

(૫) 'નુ' પ્રત્યયવાળા છઠ્ઠી વિભક્તિના શબ્દો જે નામ સાથે જોડાય છે તે નામ જો નાન્યતર જાતિમાં હોય તો છઠ્ઠી વિભક્તિના પ્રત્યય ઉપર અનુસ્વાર આવે છે.

દાખલા—**મગનનું** કામ સદા ચોક્કસ હોય છે. મારૂં ઘર.

**પોતાનું** આંગણું સ્વચ્છ રાખવું, એ દરેક શહેરીની ફરજ છે.

(૬) 'ના' પ્રત્યયવાળા છઠ્ઠી વિભક્તિના જે શબ્દો નાન્યતર જાતિનાં નામ સાથે જોડાયા હોય છે, તે નાન્યતર જાતિનાં નામ જો બહુવચનમાં હોય તો 'ના' પ્રત્યય પર અનુસ્વાર આવે છે; એકવચનમાં હોય તો અનુસ્વાર આવતું નથી.

દાખલા—(૧) હિંસક પ્રાણીઓ દિવસે **પોતાનાં કોતરોમાં** ભરાઈ રહે છે.

(૨) ચોર **નદીના કોતરમાં** ભરાયો.

(૭) સાતમી વિભક્તિનો પ્રત્યય 'માં' છે. મા એટલે તો 'માતા' કે 'નહિ' એવો અર્થ થાય. જેમકે, ઘરમાં, દાદીમા, આ કામ કરતો મા.

તત્સમ શબ્દોની જોડણીમાં થતી ભૂલો—જે સંસ્કૃત શબ્દો મૂળ સ્વરૂપમાંજ ગુજરાતીમાં વપરાય છે તે શબ્દોને તત્સમ શબ્દો કહે છે. એવા શબ્દોની જોડણી મૂળ સંસ્કૃત જોડણી જેવી હોવી જોઈએ. નીચે તત્સમ શબ્દોમાં થતી સામાન્ય ભૂલો જણાવી છેઃ—

(૧) કેટલાક શબ્દોમાં જોડાક્ષરો નથી છતાં તે શબ્દોમાં જોડાક્ષર લખવાની ભૂલ થાય છે.

| ખોટી જોડણી | ખરી જોડણી |
|---|---|
| શ્રીમંત | સીમન્ત (અધરણી) |
| નર્ક | નરક |
| પ્રાક્રમ | પરાક્રમ |
| સ્મર્ણુ | સ્મરણુ |
| ચર્ણુ | ચરણુ |
| અંતસ્કર્ણુ | અંતઃકરણુ |
| શ્રાપ | શાપ |
| વિક્રાળ | વિકરાળ |

(૨) સંસ્કૃતમાં અનીય પ્રત્યય ધાતુને લગાડી વિશેષણુ બનાવવામાં આવે છે. એમાં ની દીર્ઘ છે તેને હ્રસ્વ લખવાની ભૂલ થાય છે.

ખરી જોડણી

અનુકરણીય (અનુકરણુ કરવા જેવું)
રમણીય (રમણુ કરવા જેવું, સુંદર)
દર્શનીય (જોવા લાયક)
મનનીય (મનન કરવા જેવું)
પૂજનીય (પૂજા કરવા જોગ)

(૩) કૃ તથા ભૂ ધાતુ છેડે આવી બનતા સંસ્કૃત શબ્દોની જોડણીમાં થતી ભૂલ—

ખરી જોડણી

સ્વીકાર (કબુલ કરવું તે)
એકીકરણુ (એક કરવું તે)
સ્પષ્ટીકરણુ (સ્પષ્ટ કરવું તે)
ફળીભૂત (સફળ થયેલું)
ભસ્મીભૂત (ધૂળ થયેલું)
વશીકરણુ (વશ કરવું તે)
અંગીકાર (સ્વીકારી લેવું તે)
વક્રીભવન (વાંકા થવું તે)

(૪) સંસ્કૃતમાં વિશેષણને अ, य, ता અને त्व પ્રત્યયો લાગી ભાવવાચક નામો બને છે. ગુજરાતીમાં એવો પ્રત્યય 'પણું' છે. એવા પ્રત્યયો બેવડાવી શબ્દ લખવાની ઘણી ભૂલો થાય છે.

| ખોટા શબ્દો | ખરા શબ્દો |
|---|---|
| માધુર્યતા | માધુર્ય, મધુરત્વ, મધુરતા, મધુરપણું |
| સૌંદર્યતા | સૌંદર્ય, સુંદરતા, સુંદરપણું. |
| ધૈર્યતા | ધૈર્ય, ધીરતા, ધીરપણું |
| માર્દવતા | મૃદુતા, માર્દવ, મૃદુપણું (કોમળતા) |

(૫) નીચે જોડણીમાં ભૂલ થાય એવા શબ્દો શુદ્ધ રીતે લખ્યા છે.

अ હ્રસ્વદીર્ઘ 'ઈ'માં ભૂલ થાય એવા શબ્દોઃ—

| | | |
|---|---|---|
| પરીક્ષા | આશીર્વાદ | મૂર્તિ |
| નિરીક્ષા | આશિષ્ | પ્રાપ્તિ |
| નીરોગ | ગંભીર | કીર્તિ |
| નીરસ | અધીન | નીતિ |
| અર્વાચીન | પતિત | સંતતિ |
| પ્રાચીન | વિપરીત | દંપતી |
| વિચક્ષણ | મહિમા | સીતા |
| વિસ્તીર્ણ | ઉચિત | જાતિ |

ब હ્રસ્વદીર્ઘ 'ઉ'માં ભૂલ થાય એવા શબ્દોઃ—

| | | |
|---|---|---|
| પૂર્ણ | મુહૂર્ત | મૂર્તિ |
| પૂજન | નૂપુર | ક્રૂર |
| અદ્ભુત | મયૂર | ગૂઢ |
| શૂન્ય | ઊર્મિ | દૂષણ |
| અનુકૂળ | સૂર્ય | પૂર્વ |
| પ્રતિકૂળ | દૂત | ન્યૂનતા |

क ઋકાર રકારમાં ભૂલ થાય એવા શબ્દોઃ—

| | | |
|---|---|---|
| નમ્રતા | વ્રત (અગિઆરસનું) | |
| ગૃહ (ઘર) | ગ્રહ (આકાશનો) | હૃદય |

| | | |
|---|---|---|
| ગૃહસ્થ | વૃત્તાંત | વ્રજ |
| ગ્રહણ | દૃષ્ટાંત | વૃંદાવન |
| પૃથક્ | દઢ | શ્રદ્ધા |

ઙ 'સ', 'શ', ને 'ષ',માં ભૂલ થાય એવા શબ્દો:—

| | | |
|---|---|---|
| વિશેષણ | દાસી | સુભાષિત |
| સુશીલ | કલેશ | શાસન |
| સુશોભિત | સ્પર્શ | અશ્રુસ્રાવ |
| પ્રશંસા | નૃશંસ | શુશ્રૂષા |

(૬) નીચે ગુજરાતી ભાષામાં વપરાતા કેટલાક સંસ્કૃત તત્સમ શબ્દોની નોંધ આપી છે:—

| | | | |
|---|---|---|---|
| અતિ | અતિશય | અતિથિ | અદ્ભુત |
| અધીન | અનુકૂળ | અસક્ત(મોહ વગરનો) | અશક્ત (નબળો) |
| આકર્ષક | આકુળ વ્યાકુળ | આકૃતિ | આક્રંદ |
| આદિ | આજીવિકા | આભાસ | આરતિ |
| આવેશ | આશય (ઈરાદો) | ઇતિહાસ | ઇંદ્રિય, દુનિયાનું) |
| ઉપદેશ | ઉપાધિ | ઉપવીત | ઐહિક ( આ |
| કલ્પિત | કિરણ | કિરીટ | કુમારિકા |
| કુશળ | કુસુમ | કૃતિ | કૃત્રિમ (બનાવટી) |
| કૃપણ | કૃપા | કૃષ્ણ | કેશ |
| કોકિલા | ક્રિયા | ક્રીડા | ક્ષત્રિય |
| ખિન્ન | ગતિ | ગંભીર | ગિરિ |
| ગુંજન | ગૂઢ | ગૃહિણી | ગ્રહણ |
| ઘર્ષણ | ઘોષ | ચંડિકા | ચતુર્થી |
| ચતુષ્કોણ | ચાતુરી | ચારિત્ર્ય | ચિતા |
| ચિંતા | ચીર (વસ્ત્ર) | ચિરકાલ | ચૂર્ણ |
| ચેષ્ટા | છિદ્ર | જનની, જનનિ | જાતિ |
| જિજ્ઞાસા | જીર્ણ | જીવિત | જ્યેષ્ટ |
| જ્વલિત | ટિપ્પણી | તપસ્વી | તાંબૂલ |

| | | | |
|---|---|---|---|
| તિથિ | તિમિર | તીક્ષ્ણ | તીર્થ |
| તુલસી | તુલ્ય | તૃતીયા | તૃષા |
| દંશ | દક્ષિણા | દમ્પતી | દિન (દિવસ) |
| દિશા | દીન (ગરીબ) | દીપ (દીવો) | દીર્ઘ (લાંબુ) |
| દૂત | દૂર | દૂષણ | દૃષ્ટિ |
| દેદીપ્યમાન | દેવી | ધરણી, ધરણિ | ધીર |
| ધૂપ | ધૂર્ત | નગરી | નહિ |
| નાગરિક | નાસિકા | નાસ્તિક | નિકટ |
| નિજ | નિધિ | નિંદા | નિપુણ |
| નિયમિત | નીરસ | નિરીક્ષા | નિર્ણય |
| નિર્વાહ | નિશ્વાસ | નિષેધ | નીચ |
| નીતિ | નૂપુર | નૃશંસ (નઠારાં) | ન્યૂનતા |
| પક્ષી | પંડિત | પતિ | પતિત |
| પત્ની | પદવી (ઓદ્ધો) | પ્રશંસા (વખાણ) | પરાજિત |
| પરિશ્રમ | પરિણામ, પરીણામ | પરીતાપ પરિતાપ | પારિજાતક |
| પીડા | પીડિત | પુણ્ય | પુત્રી |
| પુરાતન | પુરુષ | પુષ્કળ | પૂજન |
| પૂર્ણ | પૂર્ણિમા | પૃથ્વી | પ્રકાશ |
| પ્રતિહારી, પ્રતીહારી | પ્રાચીન | પ્રાથમિક | પ્રાસંગિક |
| પ્રિય | પ્રીત, પ્રીતિ | બલિષ્ઠ | બાલિકા |
| બુદ્ધિ | ભક્તિ | ભગિની | ભંગુર (ક્ષણભંગુર) |
| ભાવિક | ભવિષ્ય | ભાષણ | ભિક્ષા |
| ભિન્ન | ભીમ | ભીષ્મ | ભૂત |
| ભૂમી, ભૂમિ | ભૂષિત | ભ્રષ્ટ | મણિ |
| મંત્રી, મંત્રિ | મંદિર | મયૂર | મહીલા |
| મલિન | મિત્ર | મિષ્ટ | મિશ્રણ |
| મીલન | મુકુટ | મુખ્ય | મુનિ |
| મુહૂર્ત | મૂઢ | મૂર્ખ | મૂર્છા |
| મૂર્તિ | મૂળ | મૂલ્ય | મૃગ |

| | | | |
|---|---|---|---|
| મૃત્યુ | યશ | યુવતી, યુવતિ | રમણી |
| રમણીય | રવિ | રસ | રસિક |
| રહિત | રાત્રિ, રાત્રી | રીતિ | રુચિ |
| રુધિર | રૂપ | રૂઢિ | લક્ષ્મી |
| લાલસા | લાલિત્ય | લિપિ | લીલા |
| વણિક | વહ્નિ | વધૂ | વનિતા (સ્ત્રી) |
| વસતી, વસતિ | વાંશ | વાચન | વિકટ |
| વિકળ | વિકલ્પ | વિકાર | વિકાસ |
| વિગ્રહ | વિઘ્ન | વિચક્ષણ (ચતુર) | વિચિત્ર |
| વિજય | વિજ્ઞપ્તિ | વિદૂષક | વિધવા |
| વિધિ [બદલો) | વિનતિ | વિના | વિનાશ |
| વિનિમય (અદલો | વિપત્તિ | વિપરીત | વિપ્ર |
| વિભાવરી (રાત) | વિભૂષણ | વિમલ | વિરલ |
| વિરહ | વિરામ | વિરૂપ | વિશારદ (હોશિઆર) |
| વિશેષ | વિશેષણ | વિશેષ્ય | વિશ્રામ |
| વિશ્વ | વિષ | વિષમ | વિષય |
| વિસ્તીર્ણ | વિહાર | વીટિ, વીટી | વીણા |
| વીર | વૃક્ષ | વૃથા | વૃંદા |
| વૃદ્ધ | વૃષ્ટિ | વૈશાખ | વૈષ્ણવ |
| વ્યભિચાર,[વ્યભી- | વ્યવસ્થિત | વ્રત (એકાદશીનું વ્રત) | શક્તિ |
| શંકર ચાર] | શનિ | શયન | શરીર |
| શરણ | શાક | શાખા | સારંગી, શારંગી |
| શારદા | શારીરિક | શાર્દૂલ | શાસન (હુકમ) |
| શિક્ષા | શિખંડ | શિખર | શિખરિણી |
| શિથિલ | શિલા | શીતલ | શીલ |
| શુક્લ | શુદ્ધ | શુદ્ધિ | શુન્ય, શૂન્ય |
| શૂદ્ર | શૂળ | શેષ | શોચનીય |
| શોધ | શોભા | શૌર્ય | શ્મશાન |

| | | | |
|---|---|---|---|
| શ્યામ | શ્રવણ | શ્વાન | શ્વેત |
| સંયમ | સંશય | સંશોધન | સંસર્ગ |
| સંસાર | સંસ્કૃત | સંસ્થા | સંકલ્પ |
| સંક્ષેપ | સંગીત | સંતતિ | સંતોષ |
| સંદિગ્ધ (શંકા પડે | સંધિ | સન્યાસી | સમસ્ત |
| સમાધિ તેવું) | સમાસ | સમીક્ષા | સમીર |
| સમૃદ્ધ | સંપત્તિ | સંબંધ | સંમતિ |
| સરિતા | સર્પ | સર્વ | સહસ્ત્ર |
| સહિત | સાક્ષાત્ | સાક્ષી | સાધુ |
| સાંત્વન | સામાજિક | સારથિ | સાહસિક |
| સાહિત્ય | સિંહ | સિંદૂર | સીતા |
| સીમા | સુગંધિ | સુત, સુતા | સુર (દેવ) |
| સુદામા | સુશિક્ષિત | સુશીલા | સૂક્ષ્મ |
| સૂચના | સૂતક | સૂર્ય | સૃષ્ટિ |
| સેતુ (પુલ) | સેવા | સેવિકા | સૌભાગ્ય |
| સ્તુતિ | સ્ત્રી | સ્થળ | સ્થિતિ |
| સ્થળ | સ્નાન | સ્નેહ | સ્પર્શ |
| સ્પષ્ટ | સ્મરણ | સ્વચ્છ | સ્વસ્તિ |
| સ્વાભાવિક | સ્વામી | સ્વામિભક્તિ | હરિ |
| હસ્ત | હાનિ | હિંસક | હિમાલય |
| હિતકારક | હીન (ધનહીન) | હૃદય | |

**નોંધ**—તત્સમ શબ્દો વિષે વધારે જાણવા ઇચ્છતા વિદ્યાર્થીએ રા. બ. ક. પ્રા. ત્રિવેદીના બૃહદ્ વ્યાકરણનું પ્રકરણ ૩૭મું વાંચવું.

(૭) વળી, સરકારી વાચનમાળામાં તત્સમ ન હોય તેવા શબ્દો માટે નીચેના નિયમો પ્રમાણે જોડણી કરી છે.

(अ) હ્રસ્વ ઇકારાંત સ્ત્રીઓનાં વિશેષનામ દીર્ઘ 'ઈ'થી લખાય છે-હરી, મણી, વગેરે.

(ब) વ્યંજનાંત શબ્દો અકારાંત જેમ લખાય છે:-વિદ્વાન્, શરદ્, અકસ્માત્‌ને બદલે વિદ્વાન, શરદ, અકસ્માત.

(क) પ્રાંતિક ઉચ્ચારભેદવાળા શબ્દો—આંખ, લાવ, બેસ, બેસી, પીરસ, ડોસો એમ લખાય છે. (આંખ્ય, લાવ્ય, પીરશ, બેશ એમ નહિ).

(ड) હકારનો ઉચ્ચાર બોલવામાં હોય છતાં લખવામાં હકાર નથી મુકાતો—

(अ) રહે, કહે, પહોંચવું, નહાવું; પણ—

(ब) લોઢું, મોઢું, ચઢવું.

(क) નાનો, મોટો, મારો, અમારો, બીક. (ન્હાનો, બ્હીક, એમ નહિ).

(इ) જોડાક્ષરનો પહેલો અક્ષર અનુનાસિક હોય તો તે અનુનાસિકને બદલે અનુસ્વાર મુકાય છે—અંગારો, ઉંમર, કિંમત, વગેરે.

(फ) શબ્દનો અંત્ય કે ઉપાંત્ય 'ઇ' દીર્ઘ 'ઈ'થી લખાય છે—ધી, કડી, ભીખ, હીંડ, વસીલો, દરીઓ. વળી, દુનિયા કે દુનીઆ, દરીઓ કે દરિયો, રૂપીઆ કે રૂપિયા પણ લખાય છે.

(ग) અંત્ય કે ઉપાંત્ય સિવાયની ઇ પછી હ્રસ્વ સ્વર આવે તો તે દીર્ઘ ઈ લખાય છે અને દીર્ઘ સ્વર આવે તો હ્રસ્વ ઈ લખાય છે—બિલાડી, ખીચડી, ખીસકોલી, નાળિએર, વગેરે; પણ જોડાક્ષરની પહેલાં આવનાર 'ઇ' હમેશાં હ્રસ્વ લખાય છે—હિસ્સો, ચિઠ્ઠી, ગિલ્લી, વગેરે.

(ह) સૂ, જૂ, લૂ, રૂ જેવા એકસ્વરવાળા શબ્દો તેમજ દૂધ, ચૂક, મૂક, સૂંઢ જેવા શબ્દો સિવાય બધે હ્રસ્વ ઉ વાપરવું—હું, છું, લીંબુ, લાડુ, જુનું જુદું, સુધી, વસુલ, ખેડુત, અઠવાડીઉં વગેરે.

(ज) વળી જૂઓ, જુવો, નહિ પણ જુઓ, તેમજ ધુવે, કુવો, એમ લખાય છે.

(ल) જે શબ્દોમાં ઇ, ઈ, ઉ કે ઊ આવતા હોય તેમને સબ કે પ્રેરકભેદ સિવાયનાં ક્રિયાપદનાં રૂપાખ્યાનમાં અને વિભક્તિના તમામ પ્રત્યયો પહેલાં અને તે શબ્દોના અંત્ય સ્વરમાં ન મળી જાય તેવા બીજા પ્રત્યયો પહેલાં તે શબ્દોનાં મૂળ ઇ, ઈ, ઉ કે ઊ કાયમ રહે છે. સબ કે પ્રેરકભેદના અને શબ્દોના છેલ્લા સ્વરમાં ભળી જાય એવા પ્રત્યયો પહેલાં 'ઈ' ને માટે (ग) નિયમ પ્રમાણે અને 'ઉ' માટે નીચે જણાવ્યા પ્રમાણે વર્તવું. જેમકે, ઘીએ, કડીમાં, દૂધે, કડીઓ, પીએ, મૂકશે, ઘીવાળો, હાથીખાનું, વગેરે; પણ પિવાડ, શિખાડ, પિવાય, શિખાય, દુધાળું, લુટારો વગેરે.

(म) નીચેના જુદી જુદી રીતે બોલતા શબ્દો નીચે પ્રમાણે લખાય છે:—નહિ, રાયતું, પૈંઆ, બાયડી, લડાઈ, દુઃખ, (પણ દુખે), ચૌટું, ચંપેલી, ગળણી.

---

## વિરામચિહ્નો

અગલા પાઠમાં જોડણી વિષે વાત કરી. આ પાઠમાં વિરામચિહ્નો વિષે વિચાર કરીએ. આપણે બોલીએ છીએ ત્યારે આપણું બોલેલું સામો માણસ બરાબર સમજે માટે વચ્ચે વચ્ચે અટકીએ છીએ અથવા ભાવ કે લાગણી જણાય તેવી રીતે બોલીએ છીએ. લખાણમાં આવા ભાવ કે લાગણી દર્શાવવા જે નિશાનીઓ યોજવામાં આવી છે તેને વિરામચિહ્ન કહે છે. વિરામચિહ્ન એટલે અટકવાની નિશાનીઓ.

વિરામચિહ્ન યોગ્ય જગાએ ન મૂકીએ તો અર્થ ઝટ સમજાતો નથી. વળી, કેટલીક વખત અયોગ્ય સ્થળે વિરામચિહ્ન મૂકવાથી અર્થનો અનર્થ થઈ જાય છે. નીચેના દાખલા ઉપરથી આ સમજાશે.

(૧) અભ્યાસ કરૂં, નહિ કરૂં તો નાપાસ થાઉં.

(૨) અભ્યાસ કરૂં નહિ, કરૂં તો નાપાસ થાઉં.

મુખ્ય વિરામચિહ્નો નીચે પ્રમાણે છે:—

(૧) પૂર્ણવિરામ (.) (૨) પ્રશ્નવિરામ (?) (૩) અલ્પવિરામ (,)
(૪) અર્ધવિરામ (;) (૫) ગુરુવિરામ (:) (૬) વિગ્રહરેખા (–)
(૭) અવતરણ ચિહ્ન(" ") (૮) ઉદ્‌ગાર ચિહ્ન (!) (૯) કૌંસ ( )
(૧૦) લોપક ચિહ્ન (')

(૧) પૂર્ણવિરામ—વાક્ય પુરૂં થતું હોય તો તેવા વાક્યને છેડે પૂર્ણવિરામ મુકાય છે. વળી, અજ્ઞાર્થ વાક્યને છેડે પણ એજ વિરામ મુકાય છે.

દાખલા—(૧) ગુજરાતના મુસલમાની રાજ્યનો સુલતાન અહમદશાહ નામે હતો.

(૨) નિયમિત કસરત કરો અને તંદુરસ્ત રહો.

(૨) પ્રશ્નવિરામ—જે વાક્ય સવાલના રૂપમાં હોય તે વાક્યને છેડે પ્રશ્નવિરામ આવે છે; પણ પ્રશ્નાર્થ વાક્ય પેટામાં સમાઈ જતું હોય તો અલ્પવિરામ અને પેટા વાક્ય હોય તો તેવા વાક્ય પછી પૂર્ણવિરામ આવે છે.

દાખલા—(૧) તમે આજે શું જમ્યા?

(૨) તમે આજે શું જમ્યા, તે કહો.

(૩) તેણે પૂછ્યું, કે તમે શું કરો છો.

(૩) અલ્પવિરામ—વાક્યમાં ગૌણ વાક્ય ઘણું લાંબુ હોય અને તે પહેલું આવતું હોય તો તે ગૌણ વાક્ય પછી અલ્પવિરામ આવે છે.

દાખલો—આમ છે તો ધર્મશાળામાં અને આમાં શો ભેદ છે, તે તમે કહો.

(અ) સંયુક્ત વાક્યનાં અંગભૂત બે વાક્યો જો લાંબાં હોય તો 'અને', 'તથા' જેવા ઉભયાન્વયી અવ્યયોની પહેલાં અલ્પવિરામ મુકાય છે; પણ વાક્ય નાનાં હોય તો મુકાતું નથી.

દાખલા—(૧) એ સાંભળીને માઠું ન લગાડતાં પાદશાહ સામો પ્રસન્ન થયો, અને તેણે દેસાઈને તેનું વતન કાયમ કરી આપ્યું.

(૨) તે બુદ્ધિવાળો છે અને મહેનતુ પણ છે.

(क) ઘણાં નામો કે વિશેષણો સાથે આવે છે ત્યારે છેલ્લા નામ કે વિશેષણની પહેલાં 'અને' મુકાય છે. અને બીજાં બધાં નામ કે વિશેષણની પછી અલ્પવિરામ મુકાય છે.

દાખલા—(૧) આખા વર્ગમાં મગનલાલ સૌથી વધારે કાળજીવાળો, ઉદ્યોગી, પ્રામાણિક અને વિનયી છે.

(૨) વાઘ, સિંહ, વરૂ અને રીંછ હિંસક પ્રાણીઓ કહેવાય છે.

(ड) સમાનાધિકરણ નામની પહેલાં પણ એજ ચિહ્‌ન વપરાય છે.

દાખલા—(૧) શાંતિનિકેતનના સ્થાપક, રવીંદ્રનાથ ટાગોર દુનિયાના એક મોટા કવિ છે.

(૨) માબાપની આજ્ઞા માનવી, એ સંતાનની ફરજ છે.

(ढ) 'વગેરે', 'ઇત્યાદિ' શબ્દોની પહેલાં અને 'સંક્ષેપમાં', 'ટુંકામાં', 'જેમકે', 'ઉદાહરણ તરીકે' જેવા શબ્દો પછી પણ એજ વિરામ મુકાય છે.

(૧) કાચ, કાગળ, યંત્રો, વગેરે હિંદુસ્તાનમાં પરદેશથી આવે છે.

(૨) હિંદુસ્તાનમાંથી કાચો માલ નિકાસ થાય છે; જેમકે, અનાજ, ચામડાં, રૂ, શણુ, તેલીબીઆં, વગેરે.

(फ) સંબોધનાર્થે વપરાયલા શબ્દ પછી પણ એજ નિશાની વપરાય છે.

(૧) મગનલાલ, ક્યાં જાઓ છો?

(૨) બેટા, ઘરડી માને છોડીને ક્યાં ગયો!

(ग) આજ્ઞાર્થ ક્રિયાપદ શરૂઆતમાં આવે તો તેવા ક્રિયાપદ પછી અલ્પવિરામ આવે છે. કહ્યું, બોલ્યો જેવાં ક્રિયાપદ પછી અવતરણ ચિહ્‌નવાળું વાક્ય આવે તો એવાં ક્રિયાપદ પછી પણ એજ ચિહ્‌ન મુકાય છે.

દાખલા—(૧) જાઓ, ચોરને પકડી લાવો.

(૨) તે બોલી, 'હું તો તમારા ચરણની દાસી છું.'

(૪) અર્ધવિરામ—જ્યાં અલ્પવિરામ કરતાં વધારે અટકવાનું હોય છે ત્યાં આ વિરામ વપરાય છે.

દાખલા—(૧) મારા પિતાજી ઘરમાં નથી; એ તો આઠ દિવસ થયાં પરગામ ગયા છે.

(૨) બધા રાજકુમારો જનકનું ધનુષ જોઈને ગભરાવા લાગ્યા; પણ શ્રીરામે તો તેને એક લાકડીની માફક ઉપાડી ભાંગી નાખ્યું.

(૫) ગુરુવિરામ—અર્ધવિરામ કરતાં વધારે અટકવાની જરૂર હોય ત્યાં અથવા કોઈ વસ્તુની ગણતરી કરતા હોઈએ ત્યારે આ વિરામ વપરાય છે. વ્યાકરણનો સંબંધ ન હોવા છતાં અર્થ સંબંધે જોડાયલાં બે વાક્યની વચમાં પણ આ વિરામ મુકાય છે.

દાખલા—(૧) વાંચીને બેસી ન રહેતાં વાંચેલી વસ્તુનો વિચાર કરી તેની તુલના કરવી જોઈએ: એથીજ વાંચેલું સાર્થક થાય છે.

(૨) મુખ્ય જાતો: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર.

(૬) વિગ્રહરેખા–શબ્દ તુટેલો દેખાડવાને આ નિશાની વપરાય છે.

દાખલા—રહે- ખબર- સાફ કરવા-
નાર દારી માં આવે છે.

(૭) બે કે વધારે શબ્દો જોડાઈ જ્યારે એક શબ્દ બને છે ત્યારે તે બે કે વધારે શબ્દો છુટા દર્શાવવા હોય તો તે શબ્દો વચ્ચે આ નિશાની લખાય છે.

દાખલા—મા–બાપ, તરુ–વર, પ્રભુ–ભજન.

(૭) અવતરણ ચિહ્ન—જ્યારે કોઈના બોલેલા બોલ, અથવા કોઈ ગ્રંથકારના ગ્રંથમાંનાં વચનો લખવામાં આવે છે ત્યારે એવા શબ્દોની બંને બાજુએ આ નિશાની મુકાય છે.

દાખલા—(૧) રામે કહ્યું, 'સેવક, જા, મારે માટે મારી પ્રજા શું બોલે છે. તેની તપાસ કર.'

(૨) "ગામડાં ઈશ્વરે સરજ્યાં છે ને શહેરો માણસે બનાવ્યાં છે." કાઉપર.

(૮) ઉદ્‌ગાર ચિહ્‌ન—લાગણી કે આશ્ચર્ય બતાવતા શબ્દ કે વાક્યની પછી મુકાય છે.

દાખલા—(૧) અરે ! આ તેં શું કર્યું !

(૨) મને રાજદ્રોહી કરવા ચહાનારને ફીટકાર છે !

(૯) કૌંસ—વાક્યની અંદર આવતા શબ્દો કે શબ્દ સમૂહનો અર્થ સમજાવવા કૌંસ વપરાય છે.

દાખલા—(૧) કલ્પલતાની (ઇચ્છેલું આપનાર સ્વર્ગની વેલની) માફક વિદ્યા કઈ વસ્તુ મેળવી નથી આપતી !

(૨) તે રાજાના દરબારમાં મદાંધતા માત્ર હાથીઓમાં હતી. (પુરુષોમાં નહિ).

(૧૦) લોપક ચિહ્‌ન—હકારનો જ્યાં લોપ થયો હોય ત્યાં ઘણું ખરૂં આ ચિહ્‌ન વાપરવામાં આવે છે.

દાખલા—વે'મ, રે'છે. (વહેમ, રહે છે, શબ્દોને માટે). આ ચિહ્‌ન ઘણુંખરૂં કવિતામાંજ વપરાય છે.

વળી, † (કટારી), * ફુદડી, § (સર્પગાંઠ), ‸ કાકપદ જેવી કેટલીક બીજી નિશાનીઓ પણ છે.

કટારી, ફુદડી અને સર્પગાંઠ અમુક શબ્દ કે વાક્ય પર મૂકી પૃષ્ઠની નીચે તેવીજ નિશાની મૂકી તે શબ્દ કે વાક્યને સંબંધ ધરાવતું કાંઈ લખવું હોય તો લખવામાં આવે છે.

લખતાં ભૂલી જવાયલું લખાણ જ્યાં લખવું ભુલાયું હોય તે સ્થાને કાકપદ ચિહ્‌ન કરી ઉપર લખાય છે.

સૌનું

દાખલો—પ્રભુ, ‸ કલ્યાણ કરો.

---

# મુખ્ય ભૂલોનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૭ | મૂંક્યા છે | મૂક્યા છે |
| ૧૨ | ૧૫ | આજ્ઞાકિંત | આજ્ઞાંકિત |
| ૬૫ | ૩ | અપવાસ | ઉપવાસ |
| ૭૩ | ૬ | જોઈએ છીએ | જોઈએ છે. |
| ૭૪ | ૧૫ | દેશ વ્યહારનું | દેશ વ્યવહારનું |
| ૭૭ | ૧૯ | પધારવામાં | પધરાવવામાં |
| ૯૬ | ૩ | જાણે જાણે | જાણે |
| ૯૬ | ૧૯ | ભાતૃભક્તિ | ભ્રાતૃભક્તિ |
| ૧૨૦ | ૧૭ | कुलिन: | कुलीनः |
| ૧૩૬ | ૪ | પાળી છીએ | પાળીએ છીએ |
| ૧૪૬ | ૨૭ | प्रान: | प्राण |
| ૧૪૮ | ૨૩ | રહેતો | રે'તો |
| ૧૫૪ | ૩ | સેંકડો | સેંકડો |
| ૧૫૮ | ૩,૨૮ | કહેનાર | રહેનાર |
| ૧૭૭ | ૨૦ | કુતાજી | કુંતાજી |
| ૧૮૩ | ૧૭ | બાબતચાં | બાબતમાં |
| ૨૦૮ | ૩ | વપરતા | વપરાતા |
| ૨૧૮ | ૧૩ | બોલતા | બોલાતા |